ISBN 81-237-3281-3

પ્રથમ આવૃત્તિ 1975 (શક 1896)
દ્વિતીય આવૃત્તિ 1977 (શક 1899)
તૃતીય આવૃત્તિ 2000 (શક 1922)

Anthology of Gujarati Stories *(Gujarati)*

રૂ. 55.00

નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા
એ-5 ગ્રીનપાર્ક, નવી દિલ્હી 110 016 દ્વારા પ્રકાશિત

# વિષયસૂચિ

# ભૂમિકા

વાર્તા તો પહાડ જેટલી પુરાણી છે, અને બધી જ પ્રજાઓ પાસે તે હોવાની. પુરાણકથા, દૃષ્ટાન્તકથા, નીતિકથા, લોકકથા વગેરે ગુજરાતમાં હતી જ અને આજે પણ છે. પણ ગદ્ય-સાહિત્યના એક સ્વતંત્ર કલાપ્રકાર તરીકે આજે આપણે જેને ટૂંકી વાર્તા કહીએ છીએ તેની શરૂઆત તો વીસમી સદીની શરૂઆતથી ગુજરાતમાં થયેલી જણાય છે. ગુજરાતી ભાષામાં ટૂંકી વાર્તા એ નવલકથા જેવાં અન્ય સાહિત્યસ્વરૂપોની જેમ પશ્ચિમી સાહિત્યમાંથી લાવીને ખીલવેલું સાહિત્યસ્વરૂપ છે. ગુજરાતી ટૂંકી વાર્તાએ પોતાની સ્વરૂપગત શક્યતાઓ ખીલવવામાં જ્યાં જ્યાં અને જરૂર લાગી ત્યાં ત્યાં પુરાણકથા, લોકકથા વગેરેની નિરૂપણરીતિનાં કેટલાંક તત્ત્વોનો ઉપયોગ કર્યો છે ખરો (જેમ કે, જયન્તિ દલાલની 'મૂકં કરોતિ' વાર્તામાં), પણ તેથી પુરાણકથા, દંતકથા વગેરેને આજની ટૂંકી વાર્તા સાથે સીધો સંબંધ છે એમ કહી શકાય નહીં.

અંબાલાલ સાકરલાલ દેસાઈએ લખેલી 'શાંતિદાસ' (ઈ.સ. 1900) વાર્તા ગુજરાતી ભાષાની પહેલી ટૂંકી વાર્તા મનાઈ છે. આશ્ચર્યની વાત તો એ છે કે અંબાલાલે ટૂંકી વાર્તા રચવાની કોઈ નેમથી નહીં, પણ એક અર્થશાસ્ત્રીની દૃષ્ટિએ, સ્વદેશી વસ્તુઓ વાપરવા પાછળની પોતાની વિચારણાને મૂર્ત રૂપ આપવા માટે આ રચના કરેલી છે! આ પ્રકારની બોધાત્મક બીજી વાર્તાઓ પણ આ ગાળામાં લખાયેલી છે. 'શાંતિદાસ' વાર્તા એના વિષયની દૃષ્ટિએ આ ગાળાની અન્ય વાર્તાઓથી જુદી પડે છે, કારણ કે આ ગાળાની વાર્તાઓનું વિષયક્ષેત્ર મુખ્યત્વે સામાજિક કુરિવાજો અને જડ જ્ઞાતિવાદને લીધે પરિણમતી પ્રેમભગ્નતાની આજુબાજુ વિસ્તરેલું જણાય છે. આ ગાળાની ટૂંકી વાર્તાનું એક ત્રીજું નોંધપાત્ર લક્ષણ તે હાસ્યરસનું નિરૂપણ. રમણભાઈ નીલકંઠે 'ભોમિયાને દીધેલી ભૂલથાપ' નામની એક હાસ્યરસની પ્રસંગકથા માર્ક ટ્વેઈનની એક રચના પરથી ઉદ્‌ભાવિત કરેલી. એના પ્રકાશનથી ગુજરાતી ટૂંકી વાર્તામાં હાસ્યરસની વાર્તાઓની જાણે કે મોસમ બેઠી. આ તબક્કાના ટૂંકી વાર્તાના મુખ્ય લેખકો - ધનસુખલાલ મહેતા, ક.મા. મુનશી, મલયાનિલ વગેરે -એ હાસ્યરસની વાર્તાઓનું સર્જન કરેલું છે.

ક. મા. મુનશીની વાર્તાઓમાં હાસ્ય મુખ્યત્વે નર્મમર્મવાળું છે, મલયાનિલની વાર્તાઓમાં હાસ્ય મુખ્ય નથી પણ એની સરવાણી એમની અનેક વાર્તાઓમાં વહેતી દેખાય છે. આમ, પ્રથમ તબક્કાની ગુજરાતી ટૂંકી વાર્તામાં ઉપદેશ, સંસારસુધારો અને હાસ્યરસનું નિરૂપણ - એ ત્રણ લક્ષણો સવિશેષ જોવા મળે છે. તેથી ઘણી વાર બન્યું છે એવું કે ક્યાંક વાર્તા ઉપદેશ નીચે દબાઈ જતી હોય, ક્યાંક સંસારસુધારાનો ધજાગરો ફરકાવવામાં વાર્તાનું ગ્રથન શિથિલ બની જતું હોય, તો ક્યાંક હાસ્યરસ નિષ્પન્ન થતો હોય પણ વાર્તા વાર્તા ન બનતી હોય! જોકે આવી પરિસ્થિતિમાં કેટલાક સુખદ અપવાદોય છે. એમાં શ્રી મલયાનિલની ટૂંકી વાર્તા 'ગોવાલણી' (ઈ.સ. 1918) તરત ધ્યાન ખેંચે છે. સાહિત્યેતર હેતુઓ વિનાની આ રચના છે. નિર્ભેળ કલાકૃતિ પહેલી વાર આ વાર્તામાં મળી. ગોવાલણી માટેનું વાર્તાનાયકનું આકર્ષણ અને તેની સામેનું ગોવાલણીએ શોધેલું સહજ રક્ષણ એટલું તો સાહજિક રીતે નિરૂપાયેલું છે કે ક્યાંય કશો આયાસ વરતાતો નથી. વાર્તા લક્ષ્યવેધી બની છે.

આ પ્રથમ તબક્કામાં વાર્તાના એક પ્રેરક બળ તરીકે 'સુંદરી-સુબોધ', 'ગુણસુંદરી', 'વાર્તાવારિધિ', 'વીસમી સદી' વગેરે સામયિકોનો ફાળો નોંધપાત્ર છે.

2

ધૂમકેતુના પ્રવેશ સાથે ગુજરાતી ટૂંકી વાર્તાએ મહત્ત્વનો વળાંક લીધો. વિષયક્ષેત્ર વિસ્તર્યું અને ટૂંકી વાર્તામાં ધ્વનિતત્ત્વનું મહત્ત્વ સ્વીકારાયું. પ્રકૃતિ અને ચરિત્રોનાં વર્તનો વચ્ચેની સુસંગતતા તરફ કલાદૃષ્ટિએ ધૂમકેતુની વાર્તાઓમાં એમની પૂર્વેના સર્જકો કરતાં સવિશેષ ધ્યાન દેવાયું.

ધૂમકેતુની વાર્તાઓમાં વનજીવન, ગ્રામજીવન અને શહેરીજીવન એમ જિવાતા જીવનની બહુવિધ બાજુઓ ઝિલાઈ છે. જીવનને જોવા-નિરૂપવા તરફનો એમનો ઝોક ભાવનાવાદી મુખ્યત્વે રહેલો છે. એમનાં ઘણાંખરાં પાત્રો ભાવનાજીવન જીવતાં હોવાથી વ્યવહારના વાસ્તવ જગત સાથે એમનો બહુધા મેળ જામતો નથી; અને તેને કારણે કરુણતા સર્જાય છે. એમનાં પાત્રો, કદાચ આ કારણે જ, અવ્યવહારુ અને ધૂની લાગે છે. પોતાના ખ્યાલોમાં મસ્ત એવાં માનવીઓની એક સૃષ્ટિ ધૂમકેતુએ ઊભી કરી છે.

યંત્રસંસ્કૃતિના ફલરૂપ નગરજીવનની યાંત્રિકતાની સામે પ્રકૃતિની વચ્ચે આવેલા ગ્રામજીવનની નૈસર્ગિકતા ધૂમકેતુ એમની કેટલીય વાર્તાઓમાં મૂકી આપે છે અને નગરજીવન કરતાં ગ્રામજીવન તરફનો એમનો પક્ષપાત ઘણી વાર તો છતો થઈ જાય છે. ગ્રામજીવનને રોમાન્ટિક આભામાં વીંટીને વ્યક્ત કરવાનું એમને જાણે કે ગમે છે. પરિસ્થિતિ કરતાં પાત્ર ધૂમકેતુની વાર્તાઓમાં ઘણી

વાર વધુ મહત્ત્વનું બની રહેતું હોય છે અને તેથી ધૂમકેતુની ઘણીખરી વાર્તાઓ પાત્રપ્રધાન છે.

ધૂમકેતુના આગમન સાથે ગુજરાતી ટૂંકી વાર્તાને પહેલી વાર કાવ્યમય પ્રકૃતિવર્ણનો મળ્યાં, નમનીય ગદ્ય મળ્યું, ભાતીગળ ચરિત્રો મળ્યાં, નગરસંસ્કૃતિએ ઊભી કરેલી માનવજીવનની કેટલીક સમસ્યાઓનું નિરૂપણ મળ્યું અને મુખ્યત્વે રંગદર્શી નજરે જોવાયેલું ગામડું મળ્યું. પ્રેમ-ભાવના માટેની ન્યોછાવરી ધૂમકેતુનાં કેટલાંય પાત્રોમાં દેખાશે. એ પ્રેમ વ્યક્તિ માટેનો, પશુપંખી માટેનો, ધરતી માટેનો હોય છે. એને માટેની બાંધછોડ વિનાની લગની ઘણી વાર તો અલગારીપણાનું રૂપ પણ લઈને આવે છે.

રા. વિ. પાઠક - 'દ્વિરેફ'ની વાર્તાઓમાં પાત્રો વાર્તામાં સર્જાતા વાસ્તવની નક્કર ભોંય પર મુકાયાં. નિરૂપણમાં લાગણીવેડા નહીં પણ તર્કપૂત સંયમ એ દ્વિરેફની વાર્તાઓની નોંધપાત્ર લાક્ષણિક્તા છે. પાત્રોનાં માનસિક વલણો અને એ વલણોને કારણે અનિવાર્યપણે ઊભી થતી પરિસ્થિતિઓ વચ્ચેનું કૃત્રિમ ન લાગે એવું અનુસંધાન દ્વિરેફે જાળવ્યું અને તે દ્વારા માનવજીવનના રહસ્યને ધ્વનિત કરી બતાવ્યું. દ્વિરેફ વાર્તાઓમાં પ્રયોગશીલ રહ્યા છે. એ કારણે ભિન્ન ભિન્ન કથનરીતિઓ એમની વાર્તાઓમાં જોવા મળે છે. માનવજીવનમાં રહેલાં અંધ બળોનું આલેખન દ્વિરેફે કુશળતાથી કર્યું. માનવજીવનના નિયામક બળ તરીકે જિન્સી તત્ત્વોના પ્રભાવને વિષય બનાવતી વાર્તાઓ પહેલી વાર દ્વિરેફ પાસેથી મળી.

દ્વિરેફની વાર્તાઓ સર્જાતી હતી ત્યારે પ્રગતિવાદનું મોજું આવી પહોંચ્યું હતું, પણ દ્વિરેફની વાર્તાઓમાં એની અસર બહુ જ ઓછી દેખાય છે. મેઘાણીની વાર્તાઓમાં એની ઠીક ઠીક છાયા પડી. મેઘાણીની વાર્તાને ઘડનારાં મુખ્ય પરિબળો બે - એક તો લોકસાહિત્યનો મેઘાણીનો નજીકનો સંપર્ક અને બીજું, પ્રગતિવાદની અસરો. નીચલા થરનાં, પીડિત-દલિત માનવીઓ માટેની હમદર્દી મેઘાણીની નવલિકાઓમાં તરત ધ્યાન ખેંચશે. સાહસ, સ્વાર્પણ અને વીરત્વના ભાવોને આલેખવાની અજબ ફાવટ મેઘાણીમાં છે. જ્યાં દંભ, દમન અને સૂકી દયાહીનતા છે ત્યાં લેખકનો પુણ્યપ્રકોપ પણ જોવા મળે છે. તત્કાલીન લોકજીવનના રંગો મેઘાણીની વાર્તાઓમાં જોવા મળે છે. મેઘાણીની વાર્તામાં આયોજન (technique)ની સિદ્ધિ કરતાં પ્રસંગબળ અને વેગીલી ચિત્રાત્મક કથનશૈલીનું આકર્ષણ વધુ હોય છે.

## 3

પ્રગતિવાદનું એક નિશાન વાચકને આંચકો આપીને નવી અને ન્યાયી સમાજ-રચના તરફ એને અભિમુખ કરવાનું હતું. બકુલેશ, જયંત ખત્રી વગેરેની વાર્તાઓનો ઘણોખરો ભાગ આ પ્રવાહની વાર્તાઓનો છે. સુન્દરમ્‌ની વાર્તાઓમાં

પ્રગતિવાદની અસરો ક્યાંક સ્થૂળરૂપે તો ક્યાંક સૂક્ષ્મરૂપે ઝિલાઈ છે. 'માજા વેલાનું મૃત્યુ'માં ફૂટપાથ પર વસનારાંની સંવેદના આકારિત થઈ છે. એનો કરુણ ભવ્યતાની એક સપાટી સુધી પહોંચી શક્યો છે. એની પાછળ એક ધારદાર કટાક્ષ આખી કૃતિમાં વ્યાપેલો છે. 'ખોલકી'માં સુન્દરમ્‌નો સર્જક તરીકેનો સંયમ દાદ માગી લે એવો છે. આખી પરિસ્થિતિ વ્યંગની તિર્યકતાથી નિરૂપાયેલી છે. 'માને ખોળે'માં કરુણ ઘનીભૂત છે; અને વાર્તાના શીર્ષકથી માંડીને અંત સુધી સર્જકના દૃષ્ટિકોણની તિર્યકતા અનુભવાય છે.

ઉમાશંકર જોષીની વાર્તાઓ સમાજગત બાહ્ય પરિસ્થિતિને પાર્શ્વભૂમાં મૂકીને પાત્રમાનસની પ્રક્રિયાઓ નિરૂપે છે. બીજરૂપે તદ્દન નગણ્ય કે આકસ્મિક ઘટના લઈને એમાંથી અનિવાર્ય ગહન કરુણ નિષ્પન્ન કરવાનું વલણ 'ચક્કીનું ભૂત' કે 'કલંકિની' જેવી રચનાઓમાં જોઈ શકાય છે. પાત્રમાનસના અટપટા ભાવો - ક્યારેક પરસ્પરવિરોધી - નું ડિઝાઈન આલેખવાની સજ્જતા ઉમાશંકરે દાખવી છે. 'મારી ચંપાનો વર' આ દૃષ્ટિએ નોંધપાત્ર ગણાય. 'શ્રાવણી મેળો'માં ગ્રામજીવનની રંગદર્શિતા સાથે એની કપરી અને કઠોર વાસ્તવિકતા પણ ઉમાશંકરે આલેખી. ટૂંકી વાર્તામાં આકૃતિ-સંવિધાનના પ્રયોગો કરવા તરફ શ્રી ઉમાશંકરની નજર રહેલી જોઈ શકાય છે.

ગુલાબદાસ બ્રોકર પાત્રના, ઘણી વાર વિચિત્ર લાગે એવા, વર્તન દ્વારા તેના માનસના ભીતરી પ્રવાહો તરફ વાચકને અભિમુખ કરે છે. જાતીયતાના પ્રશ્નો પ્રગલ્ભતાથી બ્રોકર આલેખે છે. 'લતા શું બોલે?' એનું નોંધપાત્ર ઉદાહરણ છે. માનવજીવનના માંગલ્યદર્શી ભાવો અને ભાવનાઓ ઝીલવાનું વલણ શ્રી સ્નેહરશ્મિની વાર્તાઓમાં સવિશેષ દેખાય છે. બાળકોનાં વર્તન આલેખવાની શ્રી સ્નેહરશ્મિની વાર્તાઓમાં સવિશેષ દેખાય છે. બાળકોનાં વર્તન આલેખવાની શ્રી સ્નેહરશ્મિને સૂઝ છે તેના ઉદાહરણરૂપે 'હીરાનાં લટકણિયાં'ને આગળ ધરી શકાય.

## 4

ગ્રામજીવનની વાર્તાઓ તો ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાની શરૂઆત થઈ ત્યારથી લખાતી આવી છે. પણ મોટે ભાગે બન્યું એવું કે શહેરમાં રહેલો ભણેલોગણેલો લેખક ગ્રામપ્રદેશની વાર્તા લખતો હતો. ગ્રામપ્રદેશનો, તેના જીવનનો એને કંઈક અનુભવ હતો ખરો. અને તેથી કોઈક સુન્દરમ્ 'માને ખોળે' જેવી વાર્તા લખે કે કોઈક ઉમાશંકર જોષી 'શ્રાવણી મેળો' લખે તો તેમાં ગ્રામજીવનનો રણકો વરતાય છે ખરો, પણ ગ્રામપ્રદેશની ભાતીગળ અનુભવસૃષ્ટિ એના અનેક રંગો સાથે પહેલીવાર કોઈ એક લેખકમાં પ્રગટ થઈ હોય તો તે પન્નાલાલ પટેલમાં. પન્નાલાલે શહેરી જીવનનીય વાર્તાઓ લખી છે, પણ ગ્રામજીવનની વાર્તાઓમાં

તો તેઓ આજ સુધી બેનમૂન રહ્યા છે. પાત્રોના મનોભાવોની સાથે આલેખાતું ગ્રામજીવનનું વાતાવરણ એકરૂપ બનીને આવે છે. 'વાત્રકને કાંઠે' એનું સરસ ઉદાહરણ છે. પાત્રના મનનો દ્વૈધીભાવ (ambivalence) આલેખવાની પન્નાલાલને અસાધારણ સૂઝ છે. ઉત્તર ગુજરાતની લોકબોલી સાહિત્યિક સ્તરે ટૂંકી વાર્તામાં પહેલી વાર પ્રયોજી ઉમાશંકરે, પણ એની લઢણોનો ને કાકુઓનો વૈભવ જોવો હોય તો પન્નાલાલની વાર્તાઓમાં મળે.

પેટલીકરનીય સિદ્ધિ વિશેષે તો ગ્રામજીવનની વાર્તાઓમાં છે. પાત્રના વર્તનની સાહજિકતાનું આલેખન પેટલીકરની વાર્તાઓમાં વેધકતા બનીને આવે છે. 'લોહીની સગાઈ'માં માનો પ્રેમ કશી ધામધૂમ વિના આલેખાયો છે. આ પ્રવાહના અન્ય લેખકોમાં શ્રી મોહનલાલ પટેલનું અર્પણ પણ નોંધપાત્ર છે.

5

જયંત ખત્રીની વાર્તાઓ ગુજરાતી ટૂંકી વાર્તામાં એક વિશિષ્ટ ઉન્મેષરૂપ છે. એમની વાર્તાઓમાં એક સભાન કલાકારનો હાથ વરતાયા વિના રહેતો નથી. ઝીણી ઝીણી વિગતો સમગ્ર કૃતિના સંદર્ભને નજરમાં રાખીને આલેખાય છે. કેટલીક જગાએ ઘટનાઓ વાર્તામાં પ્રતીક બની રહેવાની ક્ષમતા ધરાવે છે. આ દૃષ્ટિએ 'ખરા બપોર', 'ધાડ', 'નાગ' વગેરે નોંધપાત્ર ટૂંકી વાર્તાઓ છે. પ્રકૃતિની પશ્ચાદ્‌ભૂ એક જીવંત તત્ત્વરૂપે વાર્તામાં આલેખાય છે.

સામાજિક અભિજ્ઞતા અને પ્રયોગલક્ષિતા સાથે શ્રી જયન્તિ દલાલે ટૂંકી વાર્તાના ક્ષેત્રે પ્રવેશ કર્યો. લાઘવ જો ટૂંકી વાર્તાનો ગુણ ગણાય તો જયન્તિ દલાલની ટૂંકી વાર્તાઓમાં તે તરત દેખાય એવું લક્ષણ છે; તેથી જ, કદાચ એમની વાર્તાઓની ધ્વનિસમૃદ્ધિ કેટલીકવાર તો વાચકને મૂંઝવે એવી હોય છે. એમની વાર્તાઓ ક્યારેક ટુચકાની, તો ક્યારેક રિપોર્તાજની, તો ક્યારેક કવિતાની સીમારેખાને સ્પર્શી આવે છે. પાત્રમાનસનાં ભીતરી સંચલનો આલેખવામાં બોલાતા શબ્દનો દલાલે કસ કાઢ્યો છે. કટાક્ષની ધારે ચાલતું ગદ્ય દલાલની સર્જકતાના એક વિશેષરૂપ છે. કથનરીતિના પ્રયોગો દ્વિરેફ પછી સૌથી વધુ દલાલમાં જોવા મળે છે.

વ્યવહારજીવનની ધિંગી વાસ્તવિકતા, માનવજીવનના તાણાવાણા રચતાં પ્રકૃતિગત આદિમ બળો, એ બળોનાં પ્રવર્તનને લીધે જીવનમાં ઊભી થતી કરુણ-વક્ર પરિસ્થિતિ - ચૂનીલાલ મડિયાની વાર્તાઓની આ નક્કર વાસ્તવભૂમિ છે. 'કમાઉ દીકરો' અને 'વાની મારી કોયલ' મડિયાની જ નહીં, ગુજરાતી સાહિત્યની નોંધપાત્ર ટૂંકી વાર્તાઓ છે. ભાવજગતની ઝીણી ભાતીગળ શબલતા નહીં, પણ ધસમસતા આવેગોના નિરૂપણમાં મડિયાને નોંધપાત્ર સિદ્ધિ મળી છે. વજનદાર ઘટનાઓની ગૂંથણી દ્વારા મડિયા એ કરી શક્યા છે અને કદાચ તેથી જ એમની

વાર્તાઓમાં વાર્તાતત્ત્વ - story element - ઘણું હોય છે.

6

ગુજરાતી ટૂંકી વાર્તામાં સુરેશ જોષીનો પ્રવેશ એક વળાંકનો નિદર્શક છે. ટૂંકી વાર્તામાં ઘટનાનો હ્રાસ સિદ્ધ કરવા તેઓ સૌથી વધુ પ્રયત્નશીલ રહ્યા છે. ઘટના-પ્રધાનતાની અને બરડ ઘટનાઓના સામે છેડે જઈને અતિકાલ્પનિક (fantastic)ની પ્રતિષ્ઠા કરવાના પ્રયત્નો પણ શ્રી જોષીની ટૂંકી વાર્તાઓમાં જોઈ શકાય છે. ટૂંકી વાર્તામાં ઘટનાનો એક નાનો સરખો તંતુ લઈને તેની આજુબાજુ વૈશ્વિક સંદર્ભ ધબકતો કરવાના અને આખી વાર્તા જ એક પ્રતીક બની રહે એ સિદ્ધ કરવાના શ્રી જોષીના પ્રયત્નો નોંધપાત્ર છે.

સુરેશ જોષી એક તરફ ઘટનાના હ્રાસ દ્વારા કલાકૃતિ સિદ્ધ કરવા પ્રયત્નશીલ રહ્યા છે, તો બીજી બાજુ ચંદ્રકાન્ત બક્ષી ઘટનાશ્રિત વાર્તાઓમાં નગરજીવનની અભિજ્ઞતાનું નિરૂપણ કરવા પ્રયત્નશીલ રહ્યા છે. નગરજીવનની એકવિધતા, એમાંથી જન્મતી કૃત્રિમતા, એને લીધે અનુભવાતો દંભનો ઓથાર, એમાંથી છટકવા માટેની અસહાયતા, એને લીધે મનમાં જાગતો નિર્વેદ કે જીવન કોઈ પણ ભોગ ને રીતે જીવી નાખવાની રુગ્ણ મનોવૃત્તિ - આ બધાંનું આલેખન શ્રી બક્ષીની વાર્તાઓમાં મુખ્યત્વે જોવા મળે છે.

નવી ગુજરાતી ટૂંકી વાર્તામાં એકાદ મનઃસ્થિતિ - mood - નું આલેખન કરવાનું કે એકાદ સંવેદનને શબ્દબદ્ધ કરી જોવાનું વલણ પણ જોવા મળે છે. મધુ રાયની 'હાર્મોનિકા', જ્યોતિષ જાની અને શ્રીમતી સરોજ પાઠકની કેટલીક વાર્તાઓ પણ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. આ વલણને કિશોર જાદવ જાણે કે એક અંતિમ સુધી ખેંચી જાય છે. મધુ રાયની વાર્તાઓમાં અનુભૂતિક્ષેત્ર કરતાં પ્રયોગક્ષેત્ર મોટું છે. વાર્તાને કોઈ નિશ્ચિત અંત સુધી ખેંચી જવી જોઈએ એમ મોટા ભાગના નવા વાર્તાકારો માનતા નથી. શ્રીમતી સરોજ પાઠકની વાર્તા 'ન કૌંસમાં ન કૌંસ બહાર' એક નારીની મનઃસ્થિતિ લીલયા આલેખે છે. મનની અંદરનાં પરસ્પરવિરોધી ખેંચાણો બહુ જ સહજતાથી પ્રગટ કરાયાં છે, ને એમાં જ લાગણીનું સત્ય આકારિત થયું છે. ધીરુબહેન પટેલ, ઈવા ડેવ અને સુધીર દલાલની વાર્તાઓ નાજુક ભાવસ્થિતિ કે ભાવપલટાઓને આકારિત કરે છે. ઈવા ડેવની નજર માનસપ્રક્રિયાઓ તરફ સવિશેષ રહેલી છે. બોલચાલની, કેટલીક વાર તો તદ્દન તળપદી ભાષામાં ઈવા ડેવ માનસવલણોનેને માનસપ્રક્રિયાઓને સચોટ રીતે ઝીલી શકે છે. 'ચોન્ટી', 'બિચારી જમની' વગેરે વાર્તાઓ એનાં સરસ ઉદાહરણો છે.

નવી વાર્તાએ વાર્તાના કેન્દ્રની આજુબાજુ ઘટનાઓનું માળખું ઊભું કરવાના

પ્રયત્નો જાણે કે છોડી દીધા છે. ક્યારેક માનસપ્રવાહોના સીધા આલેખન દ્વારા, ક્યારેક પ્રતીકો દ્વારા, ક્યારેક સંવાદોની સૂક્ષ્મતા દ્વારા વાચકને એ સીધો વાર્તાના કેન્દ્રમાં લઈ જાય છે. રાધેશ્યામ શર્માની 'સળિયા' વાર્તા પ્રતીકાત્મક વાર્તાનો સરસ નમૂનો છે. રઘુવીર ચૌધરી સંવાદોમાં તર્કની ચુસ્તતા જાળવીને વાર્તા રચી શકે છે; વ્યક્ત-અવ્યક્તની સીમારેખા પર એ સંવાદને ચલાવી શકે છે. બે પરિસ્થિતિઓને પાસે પાસે મૂકી આપીને એમાંથી કોઈ ત્રીજી જ માનસભૂમિ તરફ વાચકને એ દોરી જઈ શકે છે, આ નવા વાર્તાકારોએ ભાષાની એક માધ્યમ તરીકેની શક્યતાઓનો તાગ કાઢી જોવા તરફ પણ નજર રાખેલી છે. પુરાણકથાઓને આધુનિક સંદર્ભમાં ગૂંથી જોવાના પણ પ્રયત્નો આ નવીનોને હાથે થયા છે. ઘનશ્યામ દેસાઈ, સુવર્ણા, શશિ શાહ વગેરે ટૂંકી વાર્તાને નવી નવી રીતે સિદ્ધ કરવા પ્રયત્નશીલ છે. નવીનોમાં સાહસ છે, શબ્દને પામવાની મથામણો છે. સ્વીકૃત મૂલ્યસંદર્ભને અવળસવળ કરી જોવાની શક્તિ પણ કેટલાકે દાખવી છે. પ્રયોગ કર્યો એટલે સિદ્ધિ મળી જ ગઈ, એવી મુગ્ધ મનોદશામાંથી નવા નવા લખનારાઓ હવે બહાર આવતા જાય છે. આવતી કાલની ગુજરાતી ટૂંકી વાર્તા માટે એ આશાચિહ્ન છે.

**યશવંત શુક્લ**
**અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

# 1

# ગોવાલણી

**- મલયાનિલ**

તે ઘણી જ જુવાન હતી. કેટલાકને ચૌદમે વર્ષે અધર પર ગુલાબ ફરકે છે, કોઈક તો સત્તર-અઢાર વર્ષે આંખમાં ચમક ચમકાવે છે. એને તો પંદરમે વર્ષે કંઠમાં કોયલ ટહુકતી હતી. નિર્દોષતાએ હવે રજા લેવા માંડી હતી. બાલભાવ હવે યૌવનને માર્ગ કરી આપતો હતો. ઊઘડતી કળી હવે તસતસતી હતી.

નહોતી કેળવાયેલી તોય ચાતુર્ય હતું. નહોતી શહેરની તોય સૌજન્ય હતું. નહોતી ઉચ્ચ વર્ણની તોય ગોરી હતી.

માથા ઉપર પિત્તળની ચળકતી તામડી મૂકી ભાગોળેથી ગામમાં પેસે ત્યારે જાણે લક્ષ્મી પ્રવેશી. 'દૂધ લેવું સે દૂ-ધ'નો ટહુકો શેરીએ શેરીએ સંભળાય અને દાતણ કરતું સૌ કોઈ એના સામું જુએ. પુરુષોને શુભ શુકન થતા. સ્ત્રીઓને ઈર્ષ્યા આવતી.

એ ગુજરાતી ગોવાલણી હતી. સવારના પહોરમાં તળાવમાં નાહવા પોતાને ગામડેથી નીકળતી. તાજાં દોહેલાં દૂધ શહેરીઓની સેવામાં રજૂ કરતી. સહુ કોઈને એનું દૂધ લેવાનું મન થાય. 'દૂધ લેવું સે દૂધ' સાંભળતાં શેરીની સ્ત્રી ઝટ પથારીમાંથી ઊભી થતી.

એ હંમેશાં રાતો સાલ્લો - જાડો પણ સ્વચ્છ, નવો ને નવો સાચવી પહેરતી, એને પીળી પટ્ટીની કોર હતી અને કાળો પાલવ હતો. હાથમાં દાંતનાં રૂપાની ચીપવાળાં ભારે 'બલૈયાં' પહેરતી. પગે જાડાં કલ્લાં ઘાલતી. નાકમાં નથની અને કાનમાં નખલી. આંગળીએ રૂપાના વેઢ, ગળામાં ટૂંપીઓ અને કીડિયાસર. આ એનાં આભૂષણો હતાં. માથે જરા ઘૂમટો તાણતી તેથી એના વાળ કેવા હશે તેની કોઈને ખબર ન હતી. એ ઓળતી હશે, સેંથીમાં કંકુ પૂરતી હશે, એ કલ્પના જ એની ખૂબસૂરતીમાં ઉમેરો કરી આપતી હતી.

હું એના આવવાને વખતે જ ઓટલા પર દાતણ કરવા બેસતો. એ બિચારી શરમાય, નજર નીચી ઢાળી દે, પણ બીજી નવેલીઓની માફક એની ચાલ નહોતી બદલાતી; ધ્રુજારો નહોતો છૂટતો. હાથ વાંકાચૂકા નહોતા ઊછળતા. શાંત અને ગંભીર થઈ હંમેશનો 'દૂધ લેવું સે દૂ-ધ'નો રણકારો કર્યા કરતી.

મારી પત્નીને હું રોજ કહું કે આ ગોવાલણી પાસેથી તું દૂધ કેમ નથી લેતી? હંમેશાં 'બૂન! દૂધ લેવું સે?' કહી એનું મોં દુખી જાય છે અને તને તેની જરા પણ દરકાર નથી.

કોણ જાણે શાથી, પણ જ્યારથી એને જોઈ હતી ત્યારથી મને દિલમાં કંઈક અજબ લાગણી થઈ આવી હતી. પરાણે પણ હું મારે ઘેર એનું દૂધ લેવડાવું. એને થોડી વાર મારે આંગણે બેસાડું અને લાગ આણી મારી સામે જોવડાવું. આવી કોમલાંગના છતાં ભરવાડણ કેમ જન્મી! એના કોમળ જણાતા બદન ઉપર આવું જાડું વસ્ત્ર કેમ રહી શકતું હશે! ઈશ્વર પણ જોયા વગર જ જન્મ આપે છે ને?

તે દિવસ જ મને થયું કે હું ભરવાડ જન્મ્યો હોત તો ઠીક થાત! મને તળાવના કાંઠા પર ઊભા રહી વાંસળી વગાડતાં આવડતી હોત તો સારું થાત. ડચકારતો ડચકારતો ગામને સીમાડે ઢોરની વચ્ચે ડાંગ પર શરીર ટેકવી, માથે મોટું ફાળિયું બાંધી ગીત લલકારતો હોત તો ઘણું ગમત. એ ગામડાનું પણ કાનુડાનું જીવન હતું. ગાંડો બનાવનાર ગોવાલણી પણ રાધાની જાતવાળી!

વારંવાર એનું સૌંદર્ય જોવાથી મારા મન પર એની માઠી અસર થઈ. એની ગંભીર પણ કારી આંખ પર મારું દિલ લલચાયું. એની પાછળ હું શેરીમાં ભટકું ને એ પછી ક્યાં જાય છે તે જોઉં એમ હૃદય ગોઠવણ કરવા લાગ્યું.

એક દિવસ તો આઠ વાગ્યાનો ડંકો થયો તેવો જ હું ઊઠ્યો અને આડુંઅવળું જવાનું છોડી દઈ ગામને દરવાજે જઈ ઊભો રહ્યો. દૂધ વેચીને ઘેર જવા એ હમણાં જ આવશે ત્યારે અજાણ્યો થઈ એની પાછળ પાછળ જઈશ. લાગ આવશે કે તરત જ એને પૂછીશ કે તું કોણ છે? તારી આ આંખોમાં શું છે? તારી ગોવાલણીની જાતમાં આવી બેભાન કરે તેવી પરીઓ છે?

સવાલ ગોઠવતો હું દરવાજે જઈ ઊભો રહ્યો. એટલામાં બંને હાથમાં પૈસા ગણતી, ખાલી પડેલી દૂધની તામડીઓને માથે અધ્ધર રાખી સીધી ડોકે પણ નીચી નજરે ચાલતી ચાલતી એ દરવાજાની બહાર નીકળી. હું પાછળ પાછળ જવા લાગ્યો.

ગાડાનો ચીલો પડ્યો હતો. ઊંચી ચડાણવાળી જમીનમાંથી રસ્તો કાઢેલો હોવાથી આજુબાજુ માટીની ભીંતો જેવું થઈ ગયું હતું અને ઉપર કેર તથા ચણોઠીનાં

ઝાડ અને વેલા ઊગ્યાં હતાં. ચીલાની વચમાંની ધૂળ ઉરાડતી એ ઉતાવળે પગલે ચાલી જતી હતી. સામે સૂર્ય હોવાથી એક હાથ ઊંચો ધર્યો હતો અને બીજે હાથે તામડી પકડી હતી. એકાદ વખત ઓચિંતું પાછું જોવાથી મને એણે જોયો હતો, અને હું તેની જ પાછળ તો નથી ચાલતો એમ વહેમાઈ હતી. એટલે એ ઘડીમાં ધીમે પગલે ચાલે તો ઘડીક ઉતાવળે પગલે; અને તે જ પ્રમાણે હું પણ મારી ચાલ બદલતો હતો. મને ખબર નહીં કે એ ઠગારી પોતાનો વહેમ ખરો છે કે ખોટો તે જાણવા માગે છે. અલબત્ત, હું એની પવિત્રતાને કે એના ચારિત્ર્યને દૂષિત કરવા નહોતો માગતો. એના રૂપથી હું અંજાઈ ગયો હતો. મનથી હું ભ્રષ્ટ થઈ ચૂક્યો હતો, છતાં હજી કાંઈક મગજશક્તિ ચાલતી હતી અને છેક બેશુદ્ધ બની ગમે તેવું વર્તન ચલાવું એટલે દરજ્જે પાગલ નહોતો બન્યો.

આ પ્રમાણે અમે અરધોએક માઇલ ચાલ્યાં હોઈશું ત્યાં એ અટકી ગઈ. ત્યાં વડના ઝાડની ઘટા હતી, અને તળે વટેમાર્ગુને બેસવાને માટે છાપરી બાંધી હતી. ઉપર કોયલ ટહુકે; નીચે વાછડાં, બકરાં, ગાય, ભેંસ આમતેમ ફરે. સ્થાન રમણીય હતું.

છાપરીની બહાર એણે તામડીઓ ઉતારી અને રસ્તાની બાજુ પરની હરિયાળી ઉપર એ 'હાશ, રામ!' કહી ઊભા પગે - ગોવાલણીઓ બેસે તેમ - બેઠી.

મારી સ્થિતિ કફોડી થઈ. હું ચાલ્યો જાઉં કે ઊભો રહું? વાત કરવાનો વિચાર આવતાં જ દિલ ધડકવા લાગ્યું. મોં પર લોહી તરી આવ્યું. હિંમત કરી એટલે સુધી હું આવ્યો હતો, પણ આ ગોરી ગોવાલણીએ તાકાત લઈ લીધી હતી.

વિચાર કરી મેં એ જ રસ્તે ચાલવા માંડ્યું. એને વટાવીને બે પગલાં ગયો ત્યાં, "સંદનભઈ, ઈમ ચ્યોં જાઓ સો!" એણે પૂછ્યું. મારે ત્યાં હરરોજ આવતી હોવાથી મને સારી રીતે ઓળખતી હતી. પણ આમ એકાએક મારી સાથે બોલવાનું શરૂ કરશે એનો ખ્યાલ ન હતો. શું ત્યારે હું એની જ પાછળ આવતો હતો તે એ સમજી ગઈ હશે? મારા સંબંધે એ કેવો વિચાર રાખતી હશે? આમ કંઈ કંઈ વિચારો મને આવવા લાગ્યા. છતાં એના પ્રશ્નનો જવાબ તો આપવો જ જોઈએ. શો આપવો? હું તો ગભરાટમાં જ બોલી ઊઠ્યો : "તારું ગામ જોવા." બોલ્યા પછી વિચાર આવ્યો કે આ હું શું બોલ્યો! એના ગામને જોવાનું મારે શું પ્રયોજન! અને હવે જરૂર મારા મનની નબળાઈ એ જાણી ગઈ હશે. કદાચ એની ઇચ્છા વિરુદ્ધ હશે અને કોઈને કહેશે કે, "સંદનભાઈ મારું ગામ જોવા આવ્યા હતા", તો? પણ એટલામાં એણે પૂછ્યું : "તે ઈમાં શું જોવું સે? કોંય તમારા ગોંમ જેવું નહીં. લ્યો ઓંમ આવો. જરા મારું દૂધ તો પીઓ,

બાખડી ભેંસનું સે. તમને હવાદ રહી જશે.''

મારી ગૂંચવણનો અંત આવ્યો. આવા મારા ચલણર્થ. એને કાંઈ અણગમતું નહોતું થયું, ઊલટી એ જ ચાહીને મને બોલાવે છે, એટલે હલકો પડી જઈશ એવું કાંઈ નહોતું. જો ગુલાબ બુલબુલને બોલાવે તો બુલબુલનો શો વાંક? જો નાગ જ મોરલી પાસે આવીને બેસે તો વાદીનો શો વાંક? હવે જે થાય તે જોવા દે અને મારી મુરાદનો જે ઘાટ ઘડાઈ આવે તે ઘડાવા દે.

''ના રે, એમ તારું દૂધ પિવાય? ઘેર કાલે આપી જજે.'' પીવાનું તો ઘણુંયે મન હતું. પણ એમ પહેલે બોલે પી જઉં ત્યારે તો અણઘડ જ લાગું ને?

''હવે ઘેર તો લેતાં લેશો, પણ ઑંય તો પીઓ. ત્યોં કોંય વડનો રૂપાળો સાંયડો હશે? પશી આવાં ગોંણાં ગાતાં હશે? અને કોંય મારે હાથે દૂધ મળશે? ત્યોં તો મારાં બૂન જાણશે તો એક લેશે ને બે મેલશે.''

કોઈ એને કહે કે એ અભણ છે, તો એનો અર્થ એટલો જ કે એને અક્ષરજ્ઞાન નથી. કોઈ એને કહે કે બોલતાં નથી આવડતું, તો એનો અર્થ એ જ કે શહેરની ચાપચીપવાળી એની બોલી નથી. કુદરતની વચમાં એ ઊછરતી હતી. કુદરતનો સ્વાદ એ પિછાની શકતી હતી અને પોતાના ગ્રામ્ય પણ મધુર અવાજે એનું ભાન મને કરાવી શકતી હતી. તેમાં આવા સમયે - આવા એકાંતમાં સરળ હૃદયે મનની બધીયે લાગણીઓ અસર થાય તેમ જણાવી શકતી હતી. હું તો પલકે પલકે બેડી બંધાવતો હતો.

''વારુ; તારું દૂધ તો પીઉં, પણ પૈસા લે તો.''

''કોંય ગોંડા થ્યા? ઈમ પૈસા લેવાય! મારા હમ ના પીઓ તો.'' કહી હું પાસે ઊભેલો તે જરા અધૂકડી થઈ મારી આગળ દૂધનું પ્યાલું ધર્યું. મેં વિચાર્યું, વધારે ખેંચપકડ રહેવા દે. ડોળ કરીશ અને માન માગીશ તેટલામાં કમળ બિડાઈ જશે. મેં એના હાથમાંથી પ્યાલું - દૂધ માપવાનું - લીધું અને દૂધ પી ગયો. અંદર સાકર નહોતી. ગરમ કરેલું નહીં તોપણ મને સ્વાદિષ્ટ લાગ્યું. દૂધ કુદરતી રીતે સ્વાદિષ્ટ જ હોય છે. જેઓ તાજું દૂધ દોહેલું પીએ છે તેઓ એની મીઠાશ સારી રીતે જાણે છે, અને આ તો તેમાં વળી ખૂબસૂરત સ્ત્રીના હાથનું, એના આગ્રહનું - અને તે એક બેશુદ્ધને પીવા મળેલું!

''ગોવાલણી! તું શી ન્યાત?'' દૂધ પીતે પીતે વાત શરૂ કરી.

''લ્યો, તમે તો વટલાયા!''

''ના ના, હું એટલા વાસ્તે નથી પૂછતો; જાણવા જ માટે પૂછું છું. કહે તો ખરી, તું શી ન્યાત?''

''અમ વળી? અમે ઢોરાં ચારનારાં રબારી લોક.''

"તે તું પરણેલી છે કે કુંવારી?" મારી ગાંડછા હવે વધ્યે જતી હતી.

જરા શરમાઈ એણે ધીમે સાદે "પયણેલી" કહ્યું.

"કોની સાથે?"

"બળ્યાં સંદનભાઈ, ક્યાંય નોંમ દેવાતું હશે? અમ જેવા કોક રબારી હાથે."

"તું પ્રેમ શું એ સમજે છે?" હું તો મારું ભાન ભૂલી ગયો હતો, શું પુછાય અને શું ન પુછાય તેની સૂધ જ નહીં. એ કાંઈ સમજી નહીં કે મેં શું પૂછ્યું.

"શું?"

"તું હેત શું એ જાણે છે? તને તારો વર ચહાય છે?"

"સંદનભાઈ, ગોંડા તો નથી થ્યા?"

"ના, બસ; મને કહે જ. હું તારી જ પાછળ આટલે સુધી આવ્યો છું. શેરીમાં વાત કરવાની બીક લાગતી હતી. બોલ, હવે તું મારી સાથે વાતો ન કરે તો તને મારા સમ", કહી હું એની સામે બેસી ગયો. વચ્ચે દૂધની તામડીઓ હતી.

એકદમ "હા...ય! મારી હુંલ્લી ભૂલી! હાય હાય!" સાંભળી હું ચમક્યો. એ ઊભી થઈ, "સંદનભાઈ, આટલી મારી વટલોઈ જોતા બેહશો? મારી કુશકીની હુંલ્લી ચ્યોંક મેલી આવી સું. હમણાં ઊભે પગે આવું સું."

"શા માટે નહીં?" એ આખો દિવસ તાપમાં બેસવાનું કહી જાય તોયે હું તૈયાર હતો, થોડી વારમાં શું?

"હા હા, જા જઈ આવ. આ છાપરીમાં બેઠો છું." રસ્તામાં બેઠેલો મને કોઈ દેખે તો કહેશે કેમ બેઠો હશે? તામડીઓ લઈ હું છાપરીમાં બેઠો. અંદર કોઈએ ઘાસ નાખી બિછાનું કર્યું હતું. ઉપર સાંઠાનું છાપરું છાઈ બાવળની ડાળોથી થાંભલીઓ બનાવી હતી. પાછળની ભીંતમાં બારી હતી. ભીંતને અઢેલી લાંબા પગ કરી હું બેઠો. વાહ રે ગોરી ગોવાલણી, તારી ગામડાની ભાષામાં મધુરતા! બસ, આજ એને જવા જ ન દઉં. વાતોમાં એને પણ એનું ઘર ભુલાવી દઉં. જોઈએ, મને એ ગાયો ચરાવતાં શિખવાડે છે? એણે ઝીણી સાડી, તસતસતી ચોળી અને રેશમી ચણિયો પહેર્યાં હોત તો એ કેવી લાગત! અંબોડે ગુલાબ ખોસ્યું હોત, ગળામાં મોતીની એક સેર હોત, અને આ જ મદમાતી ચાલે એ ચાલી જતી હોત તો કોને ભુલાવામાં ન નાખત? - કલ્પનાઓ જોડી જોડી એના રૂપને હું વધારે મોહક બનાવતો હતો અને એ જ કલ્પનાના ચિત્ર સાથે વધારે ને વધારે મોહમાં પડતો હતો. એની તામડીઓ ઉપર કાંઈક નામ લખ્યું હતું તે મેં જોવા માંડ્યું. અસ્પષ્ટ અક્ષરે 'દલી' એટલું વંચાતું હતું. એ ઉપરથી મેં માન્યું કે 'દલી' એનું નામ હશે. સ્ત્રીનું નામ કેમ? કદાચ મહિયરથી સાસરે જતી વખતે એને આ તામડીઓ એનાં માબાપે આપી હશે. કેવી સ્વચ્છ અંદરથી

અને બહારથી એણે રાખી છે! દૂધને શોભા મળે અને સારું જણાય એમાં નવાઈ? તામડીને લીધે પણ દૂધ ગમે. માથે મૂકવાની ઈંઢોણી એ સાથે કેમ ન લઈ ગઈ? જ્યારે અધ્ધર તામડી માથે રાખી એ ગામમાં આવે છે ત્યારે શો એનો અવાજ! પરોઢમાં જેમ પ્રભાતિયું મીઠું લાગે તેમ એનો રણકાર મીઠો લાગે છે. એથી અરધી જાગતી અવસ્થામાં સવારનું શુભ શુકનનું સ્વપ્નું આવે અને આખો દિવસ આનંદમાં જાય. આખા ગામને એ આશીર્વાદરૂપ દેવી હતી.

આમ વિચાર કરતો વીસેક મિનિટ બેઠો હોઈશ એટલામાં એ આવી અને "બેઠા સો?" એટલું પૂછ્યું.

"કેમ, ટોપલી જડી?"

"ના રે બઈ! ચારપોંચ ઘેર પૂસી આવી, પણ ચ્યોંય પત્તો નહીં. કુણ જાણે કુનેય ઘેર મેલી આવી હઈશ. અત્તારના પોરમાં તે ચેટલે ભટકું?" કહી જાણે નિરાશ થઈ હોય તેમ બેઠી.

"દલી?"

"દલી" કહેતાંની સાથે એ જરા ચમકી; "ગોંમમાં મને લોક દૂધવાળી કહે છે."

"જો, આ તારી તામડી ઉપર લખ્યું છે. તે તારે પિયરથી આ તને મળી'તી ખરું ને? તારા લગ્ન વખતે."

હું તો એનામાં તન્મય થયેલો હતો તેથી જુદાં જુદાં અનુમાન મેં કરી રાખ્યાં હોય તેમાં નવાઈ નહીં.

"તારો વર બીજી વારનો છે?" ગળામાં શોકપગલું જોઈ મેં પૂછ્યું. મારી નજર એના ધોળા વદન ઉપર પડતાં એણે સામું જોયું અને સાલ્લો સંકોરી ઉપર ખેંચ્યો.

"તું ને તારો વર આખો દિવસ શું કરો છો?"

"બળ્યો મનખો!" કહી આડું જોઈ એ હસી. દાંતની કળીઓને સાડીઓમાં સંતાડી હસી.

"ના, ના, કહે તો ખરી; સવારથી સાંજ સુધી તમે શું શું કામ કરો છો એ કહી જા."

"તે શું કરતાં હઈશું? ઢોરોનું કોંમ. હવારમાં વહેલાં ઊઠીએ, દાતણપોંણી કરી વાસડાંને ધવડાવીએ. એ ગાયો દોવે ને હું બાખડી દોહું. દૂધ કાઢી ચારબાર નોંશી અમે બે નીહરીએ. એ દરવાજે પેલે હાથે જાય; હું તમારી ભણી વળું. દૂધ આલી હું ઓંય આવીને એ આવે ત્યોં લગણ બેહું."

ઓચિંતી મને ફાળ પડી. કદાચ એનો રબારી આવતો હોય અને મને સાથે બેઠેલો જોઈ ફરી વળે તો? આબરૂ જાય, હલકો પડી જાઉં અને માર પડે તે જુદો. વિચાર આવતાં મોં ઉપર ચિંતા ને ભય છવાઈ ગયો અને ચાલ્યા જવા

ટોપી હાથમાં લીધી.

"તમે લગારે બીશો નહીં. આજ તો હું એકલી આવી સું. એ તો આજ ઘી વેચવા ગયા સે." મને નિરાંત થઈ અને વાતચીત ચાલુ કરી :

"તારો વર વાંસળીમાં એવું શું વગાડે છે તે તમે બધાં ત્યાં ઊભાં રહો છો? હું તળાવ ઊભો રહી વાંસળી વગાડું તો મને આવડે ખરી?"

"હોવે, ચ્યમ ના આવડે? તે તમને અમ જેવું થાવું ચ્યમ ગમે સે?"

"તારે લીધે જ, દલી. તું ખાય તે હું ખાઉં, તારો જાડો રોટલો પચાવું, તારી ગાયોને ચરાવવા જાઉં, એમ મનમાં થઈ ગયું છે. તારું ગામ હજી કેટલે છેટું?"

"ચારપોંચ શેતરવા, પેલી સોપારીઓ દેખાઈ ઈ. તમે મારે ઘેર રહો ખરા? અમે તો હાલ્લાની ગોદડી ઉપર હુઈ રહીએ. ખાટલો ઉઘાડામાં ઢાળીએ. પોંહે ઢોર બોંધ્યાં હોય, તે આખી રાત ગોં ગોં બરાડે. તમે જેવાને ત્યોં નો ફાવે."

"મને તો એ બહુ જ ગમે છે. તેમાં તારા જેવું કોઈક મારી સાથે હોય તો મારે ઘેર જવાનું નામ જ ન લઉં."

વાતચીત ઉપરથી હું એમ જ માનતો હતો કે મારી ઉપર એ કુરબાન છે, એના દિલને હું ચોરી શકું છું અને ધીમે ધીમે એ પોતાની લાગણી કહેવા માંડશે. ફૂલ ઊઘડે તેમ મારું હૃદય આશામાં ઊઘડતું હતું. ઝરણ વહે તેમ મારી કલ્પના વધતી હતી. કેતકી ડોલે તેમ જીવ ઘૂમરાઈ આનામાં ડોલતો હતો. તણખલું હાથમાં લઈ જમીન ઉપર લિસોટા કરતી, વાંકું વાળી કમાન બનાવતી, ભાંગીને કટકા કરતી, આમ તે રમત કર્યે જતી હતી અને ગભરાટ, ભય કે શરમ રાખ્યા વગર મારી સાથે મિત્રની માફક પરિચિત થઈ વાતો કર્યે જતી હતી.

ઘડીભર અમે બંનેએ શાંતિ પકડી. ને એટલામાં તો વીજળી ચમકે અને બાળકના દિલમાં ફડકો પડે, અઘોર ઘંટ આવે અને એ માલતી ફફડે, આનંદ વેરાતો હોય અને શોક પ્રવેશે, તેમ એકાએક છાપરીની ઉઘાડી બારીમાંથી મારી પત્નીએ ડોકું કર્યું અને મારી સામે એકીટશે કોપાયમાન ચહેરે જોવા માંડ્યું.

જોતાં જ શરીર થરથર કંપવા માંડ્યું. એની આંખમાં ગુસ્સાથી પાણી ભરાઈ આવ્યું હતું. શું બોલું અને શું ન બોલું એની ગૂંચવણમાં એ પડી હતી. કેટલુંયે કહી નાખું તેનો ઊભરો એને ચડ્યો હતો અને છતાં એક શબ્દ એ બોલી નહીં. મારી સામે માત્ર જોઈ જ રહી. મેં નીચી નજર નાખી દીધી. દલી - ધુતારી દલી - સાલ્લામાં મોં રાખી હસતી હતી.

ચિત્રકારને અહીં ત્રણ ચિત્ર ચીતરવાનાં હતાં : એક કાલિકા, બીજી જાદુગરણી ને ત્રીજો બેવકૂફ.

# 2

# રજપૂતાણી

- ધૂમકેતુ

ચોમાસામાં જ્યારે બે કાંઠામાં ચાલી જતી હોય ત્યારે રૂપેણ નદી બહુ ભયંકર બની જાય છે. જે ઝપાટામાં આવે તે ઘૂમરી ખાતા ધરામાં પડીને ઘડી બેઘડીમાં અદૃશ્ય થઈ જાય છે. એક વખત ચોમાસું હતું. રૂપેણ બેય કાંઠામાં આવી હતી. ખેતર છલક્યાં હતાં. નદીનાળાં તૂટ્યાં હતાં, અને બારે મેઘ ખાંગા થઈને આજ ને આજ આકાશ-પૃથ્વી એક કરવાનું જોશ બતાવી રહ્યા હતા તે વખતે એક ગરાસિયો પોતાની ઘોડી પર સવાર થઈને ત્યાંથી નીકળ્યો.

પોતાની ઘોડી તેણે રૂપેણમાં નાખી. ઘોડી બહુ પાણીદાર અને જાતવંત હતી. પણ પાણીનો વેગ ઘણો જ હતો અને થોડી વારમાં સવાર તથા ઘોડી, પાણીમાં ગોથાં લેતાં, ઘૂમરી ખાતાં, ધરામાં જંઈને પડ્યાં.

ગરાસિયાની બધી મહેનત નકામી ગઈ અને થોડી વારમાં જ એ સાહસ ને શૌર્ય અચેતન થઈ ગયાં.

રૂપેણમાં થઈને જતો એ માર્ગ આડે દિવસે બહુ રળિયામણો, ને સુંદર વનરાજીથી ભરપૂર છે. તેમ જ ગાડાં વિસામો લે એવી એક વડલાની ઘટા પણ ત્યાં જામી ગઈ છે. એ સુંદર વડલા નીચે કંઈક મુસાફરોએ આરામ લીધો હશે; અને કંઈક થાકેલાં પશુઓ આનંદ પામ્યાં હશે. રૂપેણ નદી, આવો સુંદર વડલો, રૂપાળી ચોખ્ખી જમીન, નાનું પણ સારું ને રળિયામણું, ભયંકર ન લાગે તેવું વન, એ બધાંને લીધે પોચામાં પોચો વાણિયો પણ ત્યાં આરામ કરવા લલચાય એવી એ જગ્યા બની રહી છે.

પણ આ ગરાસિયાના મૃત્યુ પછી એ સુંદર માર્ગ ઉજ્જડ પડતો ગયો. ઘણી મુશ્કેલીઓ વેઠીને પણ લોકો લાંબો માર્ગ લેવા લાગ્યા અને એ સુંદર માર્ગ ઉજ્જડ થવા લાગ્યો.

ચારે તરફનાં ગામડાંમાં વાત ચાલતી હતી કે એ માર્ગે થઈને કોઈ મુસાફર સહીસલામત જઈ શકતો નથી. એટલે રળિયામણો માર્ગ છોડીને લોકો વેરાન માર્ગે જવા લાગ્યા અને છોડી દીધેલો માર્ગ ધીમે ધીમે ભયંકર બનવા લાગ્યો.

એક વખત ખરે બપોરે ધૂમ તડકામાં એક ચારણ પાસેના ગામડામાં થઈને આ રસ્તે આવવા નીકળ્યો. ગામ સોંસરવો નીકળ્યો ને માર્ગ પૂછવા લાગ્યો ત્યારે કેટલાકે વગર માગી સલાહ આપી કે "ભાઈ, એ રસ્તે જવા જેવું નથી; એ રસ્તે જનારનું માથું ધડ ઉપર રહેતું નથી."

"કેમ? એવું શું છે?"

"પાંચ વરસ પહેલાંની વાત છે, પણ એક ગરાસિયો અવગતે ગયો છે ત્યારથી એ રસ્તો ઉજ્જડ બન્યો છે. ગરાસિયો ચોમાસામાં નદી ઊતરતાં તણાયો ને આશાભર્યો ગયો. એને જાવું હતું નદી ઊતરીને સામે પાર, પોતાના સાસરાના ગામમાં ઠકરાણાંને તેડવા, પણ અધવચાળે રહી ગયો. ત્યાર પછી એ માર્ગે જનાર કોઈ બચ્યો નથી."

"જોઈ લેશું" કહીને ચારણે તો ઘોડી મારી મૂકી. ગામડાના લોકો મૃત્યુના મુખમાં દોડતા મૂર્ખ ઉપર હસીને છૂટા પડી ગયા. ચારણે એ પંથ લીધો.

બપોર જરાક નમતા હતા. પશુપંખી તડકાથી ત્રાસીને ઘડીવાર આરામ લેવા છાયા તરફ વળી ગયાં હતાં. આખી સીમમાં એક જાતની નિઃશબ્દતા વ્યાપી ગઈ હતી તે વખતે પેલો ચારણ, રૂપાનો રસ વહેતો હોય તેવો રૂપેણનો ધોળો સુંદર પટ નિહાળીને લાખ લાખ ઊર્મિઓથી ઘેલો ઘેલો થઈ ગયો : એ...ય... ને આ તરફ વડલો ઝૂકી રહ્યો છે : બીજી તરફ ખાખરાનાં વન ઊભાં છે. ઘાટી છાયામાં પારેવાં, તેતર ને મોરલા કેવી કેવી ગોઠડી માંડી રહ્યાં છે : ચારણ તો આ સ્થળ અને આવી રૂપાળી રચના જોઈને, "ભલે રૂપેણ!" "ભલે રૂપેણ!" બોલતો આગળ વધવા લાગ્યો. વડલાની છેક પાસે પહોંચ્યો ત્યારે ત્યાં એણે જે રચના જોઈ, એ જોઈને તો આડો આંક વળી ગયો.

વડલાની નીચે, કોઈ પચીસ પચીસ દેવાંશી રજપૂતોની સભા ભરાઈ હતી. રૂડી જાજમ ઉપર, બરાબર એક હાથ દળની ગાદીઓ પથરાઈ ગઈ હતી. ધોળા બાસ્તા જેવા ઓછાડ પથરાયા હતા. ને વચ્ચોવચ્ચ રેશમી ગાલીચા ઉપર એક જુવાન રજપૂત બેસીને ડાયરામાં વાત કરી રહ્યો હતો. વડલાની પાસે કચ્છી અને કાઠિયાવાડી જાતવંત ઘોડા ઊભા રહી ગયા હતા. ડાયરામાં રૂપેરી હુક્કો ફરી રહ્યો હતો. એક તરફ કસુંબો ઘૂંટાઈ રહ્યો હતો, બીજી તરફ મીઠાઈના થાળ ભર્યા હતા. બાર ગામનો ગરાસિયો ઘડીભર મુસાફરીમાં આરામ લેવા ઊતર્યો હોય તેવો સમૃદ્ધિ ભરેલો, પણ જુનવટ ને શૌર્યની રેખાએ રેખા સાચવતો. આ

દેખાવ જોઈને ચારણ પણ ઘોડી ઉપરથી ઊતરી પડ્યો ને ડાયરા તરફ ચાલ્યો.

એને આવતો નિહાળીને જુવાન રજપૂત જરા મલક્યો. તેણે ડાયરા તરફ અર્થવાહી દૃષ્ટિએ જોયું, ને ચારણને આવકાર દેનારા પચીસ-પચાસ સાદ એકસાથે થઈ રહ્યા : "આવો, આવો, બાપ! આવો. ટાણાસર છો. ક્યાંથી આવો છો?"

ચારણ બેઠો, પણ આખી સભામાં કોઈના મોં પર માનુષ તેજ લાગ્યું નહીં. તે જવાબ દેતાં ખંચાયો; પણ વડલાની નીચે હણહણાટ કરતાં જાતવંત ઘોડાં જોઈને તે ઠંડે પેટે સામે બેઠો. ડાયરામાં ફરતો રૂપેરી હુક્કો આવ્યો તેની બેચાર ફૂંક લીધી, ખાસી આડી હથેલી ભરીને કસુંબો પણ લીધો. સ્વપ્નસૃષ્ટિમાં ચડ્યો હોય તેમ ચારણ જાતજાતની વાતો કરવા લાગ્યો.

"દેવીપુત્તર છો કે?" પેલા જુવાન રજપૂતે અચાનક વચ્ચે પૂછ્યું : "એક સવાલનો જવાબ દેજે."

ચારણ તેની સામે જોઈ રહ્યો.

"એવું છે કે ઈશ્વરે આટલા દી ને આટલી આટલી ઋતુ ઘડી છે પણ એક રતની મીઠાશ બીજી રતમાં મળે નહીં, પણ બધી રતમાં - સારામાં સારી ને મીઠામાં મીઠી કઈ?"

ચારણ જાણે વાત કળી ગયો તેમ ગોઠણભેર થઈ ગયો.

"દરબાર! રતુ બધી સારી, પણ દીનાનાથે જોબનવંતાં નરનારી માટે શિયાળો ઘડીને હાથ ધોઈ નાખ્યા છે. શિયાળો, બાપ! કંઈ શિયાળો થાવો છે? એ... ને રૂડાં ભાતભાતનાં પકવાન ખવાય, મીઠા તાપે દેહ તપી તપીને રસ રસ થઈ જાય, ને પોંખ ને ઓળા, ને જાદરિયા ને મીઠાં ગોરસ અને ગોરી નાર, ને બાપ! શિયાળો ઈ શિયાળો. શિયાળો કંઈ થાવો છે! શંકર-પાર્વતીનો જોગ છોડાવવા દીનાનાથે શિયાળો ઘડ્યો છે."

રજપૂત ચમકતી આંખે ચારણ તરફ જોઈ રહ્યો.

"પણ માણસમાત્રને જીવન દેનાર વરખા ઋતુ કંઈ થાય?" તેણે ફરીને ચારણને પૂછ્યું. ચારણે માથું ધુણાવ્યું, "ના, બાપ, ના. જ્યાં ત્યાં ડહોળાં પાણી હાલે ને કાદવ થાય, ને વીજળી ચમકે. ઢોર ખેંચાય, માણસ તણાય..."

રજપૂત વધારે ટટ્ટાર થયો. તેની ચમકતી આંખમાં ઊંડી વેદના ને નિરાશા દેખાવા લાગ્યાં. ચારણ જોયું ન જોયું કરીને આગળ વધ્યો :

"એવી ચોમાસાની રત તો બાપ કણબી માટે હોય. એમાં કાંઈ પિયુ ને કામની મલકાતે મોંએ રસની વાતો માંડે? બાપ, રતમાં રત શિયાળો, તે પછી લ્યો તો ઉનાળો, ને ચોમાસું તો કાંઈ રત કહેવાય? ઈ તો ક-રત! ક-રત!"

"ભારે કરી ચારણ! બહુ કરી! દેવીપુત્તર ખરો!" કહીને રજપૂત બેઠો થયો.

તે ઊઠીને ચારણની પાસે આવ્યો ને તેનો હાથ ઝાલીને તેને ઊભો કર્યો.

"દેવીપુત્તર! હું ગરાશ્યો છું." રજપૂત બોલવા લાગ્યો. ચારણે વિહ્‌વળતાથી આસપાસ જોયું. ત્યાં ડાયરો ગેબ થયેલો લાગ્યો. ઘોડાનો હણહણાટ એકદમ બંધ પડતો લાગ્યો. માત્ર પોતે ને ગરાસિયો બે જ જણા વડ નીચે ઊભા હતા!

"અને ભડકતો નહીં હોં–"

ચારણ હસ્યો : "હું ભડકું? બોલ, બોલ રજપૂત! તારે કહેવું હોય ઈ કહી દે."

જુવાન રજપૂતના મોં ઉપર આશાનાં કિરણ ફૂટતાં લાગ્યાં. તેણે વધારે પ્રેમથી ચારણનો હાથ દાબ્યો :

"પાંચ વરસ ઉપર ભરચોમાસે રજપૂતાણીને મળવા હું નીકળ્યો. રૂપેણ બેય કાંઠામાં આવી હતી, અને પેલો ધૂનો–" તેણે વેદનાથી હાથ ઊંચો કરીને ધૂના તરફ અત્યંત દુઃખભરી દૃષ્ટિ કરી.

"ધૂનામાં હું ડૂબ્યો અને રજપૂતાણીને મળવાની આશા અંતરમાં રહી ગઈ!"

નિરાશાના ડુંગર દાબવા યત્ન કરતો હોય તેમ રજપૂત ઘડીભર શાંત થઈ ગયો.

"અને દેવીપુત્તર! બે માણસની વિજોગ જેવી વસમી વાત કઈ છે?"

"હા બાપ, હા. તું તારે તારી વાત પૂરી કરી જા."

"સાત સાત જનમારાનાં ચક્કર મારા ઉપર તોળાઈ રહ્યાં છે. તું મારું એક કામ કરે તો આ અવગતિયો દેહ ગતે જાય. તને ખબર છે, કે દેહ વિનાની એકલી વાસના આગના ભડકાની પેઠે ન બળી શકે તેવા આત્માને પણ ભરખી જાય છે?"

"હા."

"ત્યારે તું રૂપેણ ઊતરીને આથમણી કોર હાલ્યો જા. પાંચ ગાઉ ઉપર દાંતાસર ગામ છે. ત્યાં નરી કંકુમાંથી ઘડી હોય એવી મારી રજપૂતાણી રહે છે. જો રજપૂતાણી મને એક વખત આવીને દર્શન દઈ જાય તો મારો જીવ હેઠે બેસે. તારા વિના આ કામ બીજું કોણ કરશે?" આજીજીભર્યો રજપૂતનો દુઃખી સ્વર બંધ થયો કે તરત જ ચારણે જવાબ વળ્યો : "રજપૂત! મારો કોલ છે કે જો સાચો દેવીપુત્તર હોઉં તો રજપૂતાણીને એક વખત આંહીં લાવું. પણ તું જો અણિશુદ્ધ ગરાશ્યો હો તો વેણ દે કે આ રાજમારગ જેવા મુસાફરીના મારગ ઉપર પછી કોઈ દી ઊભા ન રહેવું."

"કોલ છે, જા, કોલ છે, કે પછી આ મારગ છોડી દેવો; અને ચારણ! હું ચોમાસામાં મર્યો છું એટલે મને ચોમાસું ખારું લાગે છે, મુસાફરને કંઈ રત સારી એમ જ હું પૂછું છું. હેબતથી કે ભેથી માણસ બીજેત્રીજે દિવસે મરી જાય છે. મુસાફરો આ રીતે મરે છે. એમાં મારો વાંક નથી, ચારણ!"

"બહુ સારું, બાપ! ત્યારે આજથી આઠમે દિવસે રજપૂતાણી અહીં આવશે."

"ચારણે ડોકું ધુણાવ્યું ને ઘોડાની રેનને પકડવા પાછળ નજર કરી. તેણે ફરી વાર જોયું ત્યારે માત્ર વડલાનાં પાન ખખડતાં હતાં, તીવ્ર વેદના ભોગવવા તે એકલો ઊભો રહીને પાન ખખડાવી રહ્યો હતો."

રજપૂતે કહેલો માર્ગ પકડીને ચારણ દાંતાસર આવ્યો. ચારણ તો જુદ્ધરમણે ચડેલા રજપૂતનો આનંદ છે : અને રાજદરબારે, જ્યારે મોંઘો રાણીવાસ સૌના ઉપર કંઈ ને કંઈ આળપંપાળ ચડાવી જાય, ત્યારે એકલો રાજકવિ જ એમાં નિર્દોષ મનાય છે. ચારણ રજપૂતના સસરાને ત્યાં ઊતર્યો અને રજપૂતાણીને એકલો મળ્યો.

"ગરાસણી! જોજે, બાપ! પાછું ડગલું ભરતી. એક કામ સાટુ સંભારી છે."

કાઠિયાણી બોલવે જરાક જાડી લાગે છે, પણ ગરાસણી તો એના શરીર જેવી બોલવે મીઠી હોય છે. સોનરેખ દાંત દેખાતા હોય, અને ઘાટીલાં નાનાં ઠોળિયાં કાનમાં લટકતાં હોય, એવી ગરાસણી જ્યારે બોલે છે ત્યારે જાણે બોલમાં મીઠપનો પાર નથી એમ લાગે. ગરાસણીએ જવાબ વાળ્યો : "બોલો, મારા જેવું શું કામ પડ્યું?"

"બાપ! જીવતા નેહ તો માનવી માતર રાખે છે, પણ આ તો મર્યા પછીના નેહની વાત છે."

ગરાસણી ચમકી. ચારણ બોલે તે સાંભળવા વધારે આતુર બની.

"દરબાર ગામતરે ગયા કેટલાં વરસ થયાં?"

"પાંચ વરસ."

"ભલે બાપ! સાચું બોલજે; તી પછી તને દરબાર સપનેય ચડેલ ખરા કે?"

"ના, ક્યારેય નહીં. જાણે ગયા પછી પ્રીતિ ભૂલી જ ગયા છે."

"ના, બાપ, ના. સાચો અણિશુદ્ધ ગરાશ્યો કાંઈ સતીને ભૂલે? શંકર-પારવતીના જોગમાં કાંઈ મણા હોય? ભૂલ્યો નથી, હજી ગરાશ્યો તને ભૂલ્યો નથી. અને સાંભળજે બાપ, ભડકતી નહીં હોં! સાચી ગરાસણી છો કે?"

રજપૂતાણી ટટ્ટાર થઈ : ચારણ ધ્રૂજે એટલી દઢતાથી બોલી : "આજ પરીક્ષા કરવી છે?... શું ગરાશ્યાએ ભૂત થઈને મારી ખબર કઢાવી છે ના?"

ચારણ હેબતાઈ ગયો : "રજપૂતાણી! ગજબ કરી, તને ખબર ક્યાંથી?"

"ખબર ક્યાંથી? રણસંગ્રામમાં મરે નહીં એ રજપૂતમાત્ર ભૂત. અને એવા ભૂતને વાસનાસહિત જડમૂળથી ઉખેડી નાખવા માટે જ, હું ગરાસણી છતાં સતી નથી થઈ. બોલ ચારણ, હવે કાંઈ કહેવું છે?"

"ગરાશ્યો તને મળવા આવતાં રૂપેણમાં ડૂબ્યો છે, એ નેહ કાંઈ જેવોતેવો કહેવાય?"

"ના, ના, નેહ જેવોતેવો કહેવાય?" ગરાસણી કરડાકીથી બોલી, "અને

એટલે જ રૂપાળો સોને મઢ્યો હોય એવો રાજમારગ ગરાશ્યો ઉજ્જડ કરી રહ્યો છે. સાચું કે?''

''સાચું, બાપ! સાચું. પણ મરેલ હારે કાંઈ વેર હોય? ભૂતની હારે કાંઈ ભડ થવાય? ઈ તો એવાની વાસના હોય એને કટકું બટકું નાખો, એટલે જાય ભાગ્યાં. લે સાંભળ, બાપ, ગરાશ્યાની વાસના છે તને જોવાની. મને બે દી પહેલાં વડ હેઠળ મળ્યો'તો. ધોળે દીએ કેસરી સિંહ જેવો કચેરી ભરીને બેઠો'તો અને જુઓ તો દેવાંશી રજપૂતોનો ડાયરો જામી ગયેલો. જાણે મરતલોકમાં ફરી વાર અવતર્યા હોય! મારી પાસેથી વેણ લીધું કે ગરાસણીને એક વાર દેખાડ. મેં બાપ! વેણ આપ્યું છે અને તારે વેણ પાળ્યે છૂટકો છે. અને પછી ગરાશ્યો ઈ મારગે કોઈ દી દેખા નહીં દીએ એવું વેણ લીધું છે.''

''વેણ પાળીશ, એક વાર નહીં, હજાર વાર. પણ હું તો ગરાસણી છું. એણે વટેમાર્ગુને માર્યા છે ને માર્યા પછી જાણે કાળો કેર વર્તાવ્યો છે. રૂપેણનો ઘેઘૂર વડલો ઊજ્જડ કરી મૂક્યો છે, અને સોનાની રેખ જેવો રાજમારગ કાળોધબ કરી દીધો છે. એવો ગરાશ્યો મારો ધણી હોય તો ધણીનેય સોંસરવો વાઢી નાખું. આવીશ. મળવા આવીશ, પણ ચારણ! એને કહી આવજે કે રજપૂતાણી આવે છે ને ખાંડાની ધારે ફરી વાર લગન કરવાના એને કોડ જાગ્યા છે.''

''રજપૂતાણી! બાપ! આ તો અવગતિયો દેહ. એની હારે કાંઈ ખાંડાની ધારે ધિંગાણાં થાશે? ઈ તે કાંઈ મનખાદેહ છે કે કબજ રિયે? ઊડી જાશે, જાણે વંટોળિયો હાલ્યો ગયો.''... કેતકીના સોટાની જેમ રજપૂતાણી સીધી ટટ્ટાર થઈ ગઈ. એની પાતળી દેહલતા નાગણની જેમ, જાણે ફૂંફાડા દેતી ઊભી થઈ ગઈ; મરદના પણ હાડેહાડ ધ્રૂજે એટલી કડકાઈથી તે ચારણ સામે જોઈ રહી : ''દેવીપુત્તર છો? રજપૂતાણી હારે વાત કરવી છે કે વાણિયણ હારે?''

અને ઝડપ દેતીકને એક ફલંગે તેણે ખીંટી ઉપરથી કાળી નાગણ જેવી તલવાર લીધી. એને નાગી કરીને મ્યાન ફેંકી દીધું : ''ચાલો! દેવીપુત્તર! મોઢા આગળ થાઓ. આજ એ મારગને નરભે કરી મૂકવો છે.''

બોલ્યાચાલ્યા વિના ચારણ આગળ ચાલ્યો અને પાછળ મહિષાસુરને હણવા ચડેલી જાણે રણચંડી હોય તેવી રજપૂતાણી ચાલી.

બપોરની બાર વાગ્યાની તક સાધીને જ રજપૂતાણી અને ચારણ વડલા હેઠે આવી પહોંચ્યાં. વડલાનાં પાન એવી ભયંકરતાથી ખખડી રહ્યાં હતાં કે કાચુંપોચું હૃદય તો ત્યાં જ ગેબ થઈ જાય. આખી સીમમાં બીજું કોઈ દેખાતું નહોતું; વડલા નીચે કોઈ પણ મુસાફર નહોતો; અને આવી ભયાનક એકલતામાં ચારણ અને રજપૂતાણી બે જ જણાં ઊભાં રહ્યાં.

"ક્યાં છે રજપૂત?" રજપૂતાણી બોલી, અને એના અવાજથી જાણે ધ્રૂજતો હોય તેમ વડલો વધારે ખખડ્યો : "આંહીં કોઈ નથી!"

"હવે ઘડી બે ઘડીમાં તમને આવ્યા દેખાડું."

થોડી વાર સુધી બન્નેના મૌનથી જગ્યા વધારે ભયંકર થતી લાગી.

અચાનક એક ઘોડેસવાર દેખાયો. રજપૂત જાણે પોતાની પાણીપંથી ઘોડી લઈને ચાલ્યો આવે છે. નજર તો રૂપેણની સામે ને સામે મંડાઈ રહી છે.

ચારણે વિહ્વળતાથી રજપૂતાણી સામે જોયું. રજપૂતાણીના ચહેરા પર ભયનું નામનિશાન ન હતું. તેણે પોતાની તલવાર વધારે જોસથી પકડી, અને ચારણને પડકાર્યો : "જોજે, મરદ થાજે હોં!" થોડી વારમાં ઘોડેસવાર છેક પાસે આવ્યો. અઠ્ઠાવીસ-ઓગણત્રીસ વર્ષનો ભરજુવાનીમાં આવેલો રૂપાળો રજપૂત દેખાયો.

"બસ, એ જ. આવવા દે."

"જોજે હોં; જોગમાયા! ઘા ન કરતી."

રજપૂત તદ્દન નજીક આવ્યો. તેનું રૂપાળું મોં દેખાયું. તે રજપૂતાણીની સામે જોઈ રહ્યો. રજપૂતાણી તેની સામે જોઈ રહી.

"ઓળખાણ પડે છે કે?"

"હા, હા," રજપૂતાણીએ જવાબ વળ્યો : "ઓળખાણ કેમ ન પડે? જેણે બાયડીને મળવા નિર્દોષ વટેમાર્ગુ માર્યા, રાજમારગ અભડાવ્યો, ને ભિખારીની પેઠે ચારણને જાચ્યો અને..."

"હં હં બાપ!" ચારણે રજપૂતાણીને વારી. રજપૂત ખસિયાણો પડી ગયો. તેના હાથમાંથી ઘોડાની રેન સરી જતી લાગી. તેણે અત્યંત દુઃખભરી દૃષ્ટિથી રજપૂતાણી સામે જોયું : "રજપૂતાણી!"

"મારા ગામનાં મારાં આશ્રિત માણસોને માર્યાં એનું શું?"

"મેં? મેં નથી માર્યાં રજપૂતાણી!"

"ખરો અણિશુદ્ધ ગરાશ્યો હો તો તૈયાર થઈ જા." ગરાસિયાનો દેખાવ એકદમ ફરી ગયો. ચારણ ધ્રૂજતો હોય તેમ લાગ્યું. પણ જેમ ભયંકર વીજળી ખરે તેમ ગરાસણીના હાથની તલવાર ચમકી ને જનોઈવઢ કાપી નાખવો હોય એવા જોશથી તેણે ગરાસિયા પર ઘા કર્યો.

"માર્યા બાપ! ભારે કરી!" કહીને ચારણ વચ્ચે કૂદ્યો. પણ ગરાસિયો ત્યાં હતો નહીં, અને રજપૂતાણી, તલવારનો જોશભર્યો ઘા ખાલી જવાથી, ગોઠણભર નીચે નમી ગઈ હતી. તલવારના ઘાથી ઊડેલી થોડીક ધૂળ જ માત્ર દેખાણી.

"ભારે થઈ, બાપ!"

"વાંધો નહીં, દેવીપુત્તર! તેં તારું વેણ પાળ્યું છે." હવામાં ખાલી શબ્દો

જ સંભળાયા!

રજપૂતાણીએ ઝડપથી પાછળ જોયું. ગરાસિયો નદી તરફ ઘોડો હાંકીને જતો દેખાયો. તે તેની પાછળ ઉઘાડી તલવારે દોડી અને એને વારતો ચારણ પાછળ પડ્યો.

રૂપેણનાં ચોખ્ખાં પાણી ચાલ્યાં જતાં હતાં. ગરાસિયો ઘોડો સહિત તેને કાંઠે પહોંચ્યો. રજપૂતાણી પાછળ ચાલી.

''ગરાસ્યો હો તો ઊભો રે'!'' રજપૂતાણીએ હાકલ મારી. એ સાંભળી ગરાસિયો સ્થિર થઈ ગયો.

રજપૂતાણી છેક તેની પાસે પહોંચી. ફરી ત્યાં કોઈ મળે નહીં... પણ પાણીમાં રજપૂતાણીનું વસ્ત્ર ખેંચાતું લાગ્યું. રજપૂતાણીનો ઘાઘરો પલળ્યો હતો અને તેમાંથી પાણીની ધાર ચાલી રહી હતી. રજપૂતાણીએ નીચે જોયું. ત્યાં જાણે પાણીમાં અત્યંત વેદનાભર્યું રજપૂતનું મોં, બે તરસ્યા હાથનો ખોબો વાળીને આ પડતું પાણી ભારે વિહ્વળતાથી પી રહ્યું છે! ઘટ્ક... ઘટ્ક... ઘટ્ક... ઘૂંટડા લે છે.

રજપૂતાણી જોઈ રહી. રજપૂતે તેની સામે જોયું. પણ આહ! કેટલી વેદના! કેવું દુ:ખ! કેવી નિરાશા! કેટલી તૃષ્ણા કે ન પૂછો વાત. રજપૂતાણીથી અત્યંત માયાભર્યા અવાજે બોલાઈ ગયું : ''રજપૂત! આ શું?''

''બસ, હવે તૃપ્તિ - અતિતૃપ્તિ થઈ ગઈ. હવે તલવાર ચલાવી લે, રજપૂતાણી! એ બીજા મૃત્યુની કંઈ વળી ઓર મજા આવશે.''

રજપૂતાણીના હાથમાંથી તલવાર ઢીલી પડી ગઈ. તેણે નીચે નમીને રજપૂતનો હાથ પકડી લીધો.

રજપૂતે એક વખત છોડાવ્યો. રજપૂતાણીએ એને ફરી પકડ્યો : ''તું ક્યાં ડૂબ્યો છે? હવે તું ક્યાં જાય છે?''

રજપૂતે રૂપેણમાં લાંબે નજર કરી. એક ઠેકાણે પાણી ઊંડું હતું ત્યાં તેની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ.

''હવે તને નહીં જવા દઉં!'' રજપૂતાણીએ તલવારને નદીના પાણીમાં દૂર ફેંકી દીધી ને રજપૂતનો બીજો હાથ પણ પકડ્યો.

પણ રજપૂતાણીના હાથમાં માત્ર પાણીના પરપોટા રહ્યા. રજપૂતનું મોં નદીના તરંગ પર થોડે દૂર દેખાયું. રજપૂતાણી આગળ વધી. હાથની નિશાનીથી રજપૂતાણીને આગળ વધવા ઉત્તેજતો રજપૂત વળી વધારે દૂર દેખાયો. રજપૂતાણી આગળ વધી, પણ રજપૂત હજી દૂર દેખાયો.

ચારણે કાંઠા પરથી બૂમ પાડી : ''ગરાસણી, પાછાં વળો. હવે પાણી ઊંડું છે. એ તો ઊંડી ગયો. બાપ, પાછાં વળો!''

મોં મલકાવીને રજપૂતાણી મીઠાશથી બોલી : ''જા, જા, દેવીપુત્તર! હવે તું સુખેથી ઘેર જા. મારે તો આ દુ:ખી ગરાસ્યાનું ઘર ફરીને વસાવવું છે.''

# 3

# ખેમી

- દ્વિરેફ

"અલ્યા, એમ ને એમ કેટલી દીવાસળીઓ બગાડવી છે? એક બાકસ બે દી તો પોચાડ્ય." ધનિયાએ બીડી સળગાવવા માટે એક ઉપર એક પાંચ દીવાસળીઓ સળગાવી એટલે ખેમીએ કહ્યું.

"પણ આ જોને પવનેય કેવો ઊંધો થયો છે - દીવાસળી સળગવા જ નથી દેતો." ધનિયાએ ફરી બાકસ ઉઘાડ્યું.

"લે, હું આડું લૂગડું ધરું." ખેમીએ લાજ કાઢવાનો છેડો લાંબો તાણ્યો અને ધનિયાની પાસે જઈ તેના મોઢા આગળ પવન આડો ધર્યો. ધનિયાની દીવાસળી સળગી. તે શ્વાસ અંદર લે અને મૂકે તે પ્રમાણે દીવાસળીનો પ્રકાશ ઝબક ઝબક થવા લાગ્યો. ધનિયો તેની પત્નીના જુવાન, ભરેલા, ઘઉંવર્ણા પણ ઉજ્જ્વલ, મોટી તેજસ્વી આંખોવાળા, નાકે મોટો કાંટો પહેરેલા મુખ સામે જોઈ રહ્યો. બીડીની લિજ્જત કરતાં તે નવોઢાના સૌંદર્યપાનમાં ગરકાવ થઈ ગયો. બીડી સળગી એટલે ખેમી મૂળ જગ્યાએ ખસવા જતી હતી તેને ધનિયાએ કહ્યું :

"લે મારા સમ, આઘી જા તો."

"ગાંડાં ન કાઢ્ય, ગાંડાં!" કહેતી ખેમી મૂળ જગ્યાએ ગઈ.

"તારા સમ, ખેમી, તું મને બહુ વહાલી લાગ છ!"

"જો, હજી એનું એ બોલ! આ આટલાં માણસો છે તેનું ભાન છે કે નથી?"

"એ એમના ખાવામાં પડ્યાં છે. આપણી સામું કોણ જોવા બેઠું છે?" ક્યાં નવપરિણીત દંપતી આવી માન્યતા નથી સેવતાં?

આજે ધનિયાના ઘરાક એક વાણિયાને ત્યાં નાત જમતી હતી એટલે બન્ને જણાં સારા જમણની ખુશાલીમાં જાજરૂનાં પગથિયાં પર બેઠાં બેઠાં એકાંતગોષ્ઠી કરતાં હતાં. નાતમાં વાઘરી પડતાં અટકાવવા શેઠે તેને ત્યાં બેસાડ્યો હતો. બન્નેએ થોડા

દિવસ ઉપર લગ્ન વખતે પહેરેલાં કપડાં પહેર્યાં હતાં. ધનિયાએ ઉપર ફટકો, નીચે અતલસનું જાકીટ અને પગમાં મોજાં પહેર્યાં હતાં. ખેમીએ, એક સુવાસણ શેઠાણી ગુજરી ગયેલી તેનું સ્મશાનમાં કાઢી નાખેલું રેશમી વસ્ત્ર પહેર્યું હતું.

ધનિયો બીડીની એક ફૂંક લઈને બોલ્યો : ''ખેમી, તારી માએ ગમે તે માગ્યું હોત તો એ આપીને પણ હું તને પરણત.''

''પણ મારી માએ કે દા'ડે તારી પાસેથી પાઈયે લીધી છે? હું તો ઊલટી તારા ઘરમાં લેતી આવી છું. મારી માએ બ્રાહ્મણ જેવો વિવા કર્યો છે.''

''તારી મા તો બહુ ભલું માણસ, પણ તું કોણ જાણે ક્યાંથી આટલી ભૂંડી નીકળી?''

''લે વળી! મેં તારું શું બગાડ્યું છે?''

''જો, તેં પરણતાં પરણતાં કેટલાક ચાળા કર્યા? દારૂ ન પીએ, ને ગાળ્યું ન કાઢે, ને હાથ ન ઉપાડે તો પરણું; નહીં તો ન પરણું; ને કોઈ દી એવું કરે તો એને ઊભો મેલીને હાલી જાઉં. આમ તે થાય?''

''ન ક્યમ થાય? એ દારૂ પીને આવે ને ધિંગામસ્તી કરે, ને ન બોલવાનું બોલે એ મારાથી ન ખમાય. જો, એ માર ખાઈ લ્યે એ બીજું!''

ધનિયો ખેમીના સત્ય અને પ્રતાપ આગળ ધીમો પડી ગયો. ''ઠીક લે, પણ હું ક્યાં પીવા જાઉં છું તે તું આમ ચડી ચડીને બોલે છે : મારે તો ગમે તેમ થાય પણ તને પરણવું 'તું, તું નાની હતી, ને ગાતડી વાળીને તારી મા સાથે વાળવા નીકળતી ત્યારની મને બહુ ગમતી. તું આ ગાતડી વાળતાં ક્યાં શીખી, ખેમી?'' ધનિયાએ ખેમીની છાતી ઉપર વાળેલી ગાંઠને સ્પર્શ કર્યો.

''પડધરીમાં. બધીય બાઈડિયું કામ કરતી વખતે એમ ગાતડી વાળે.'' ખેમીની મા મૂળ કાઠિયાવાડમાં પડધરીની રહેવાસી હતી. દુકાળના વરસમાં ખેમીને લઈને અહીં રહેવા આવી હતી. ''પણ હેં ધનિયા, એ દારૂ શા સારુ તમે પીતા હશો? દારૂમાં તે શું છે એવું? તું તો કહેતો 'તો ને કે દારૂ તો કડવો લાગે?''

''ખેમી, કોક દી ગમે નહીં, તે દા'ડી પીવા જોયેં. બહુ થાકી ગયા હોઈએ ને ગમે નહીં ત્યારે સારું થઈ જાય.''

ખેમી થોડી વાર મૌન રહી. તેને ફરી પોતાનું સૌભાગ્ય અને સત્તા સાંભળવાની ઈચ્છા થઈ. તેણે પૂછ્યું : ''હેં ધનિયા! મને બીજે પરણાવી હોત તો?''

''અરે હું નથી જોતો કોઈની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તે તને પરણે. ગમે ત્યાંથી તને ઉપાડી જાત.''

ખેમીએ કહ્યું : ''હવે રાખ્ય રાખ્ય, એવું અભિમાન ન કર્ય. આ દુનિયામાં શેરને માથે સવા શેર પડ્યા છે.''

એટલામાં નાતમાં કોલાહલ થયો. એક કૂતરું અંદર પેસી ગયેલું તેણે એક ભાણું

અભડાવ્યું અને તેને માર મારીને બહાર કાઢ્યું. શેઠ ચિડાયો. તેણે ઘાંયજાને ખૂબ ધમકાવ્યો. ઘાંયજાએ ભંગીનો વાંક કાઢ્યો અને શેઠની બધી રીસ ભંગી ઉપર ઊતરી : "પોતે મોટા ગવંડર થઈને બેઠા છે હાથમાં બીડી લઈને! અને કૂતરાં હંકાતાં નથી. ઊઠો અહીંથી, હરામજાદીનાં..." તેણે એક માત્ર મારવું બાકી રાખ્યું.

ધનિયા-ખેમીને ઘણું જ માઠું લાગ્યું. તેમના રંગમાં ભંગ પડ્યો. તેમનો બધો ઉલ્લાસ ઊડી ગયો. બંને કશું બોલ્યા વિના ઊઠીને ચાલવા માંડ્યાં. ક્યાં જવું એ નક્કી નહોતું પણ ખેમી, સ્વાભાવિક રીતે કંઈક મનને વિનોદ મળે તેવાં દૃશ્યો તરફ જવાની પ્રેરણાથી, રીચીરોડ ઉપર ચાલવા લાગી. ધનિયાને વધારે માઠું લાગ્યું હતું. ખેમી તેને આશ્વાસન આપવા લાગી. ધનિયાથી ત્યાં ન બોલાયું તે આટલી વારે અહીં બોલ્યો : "કૂતરાં હાંકવાનું કામ તો ઘાંયજાનું હતું, તેમાં મારા પર શા સારુ આટલાં વાનાં કર્યાં?" વળી ખેમીએ આશ્વાસન આપ્યું. ધનિયાએ તેના મનમાં જે ખરું દુઃખ હતું તે કહ્યું : "બીજું કાંઈ નહીં, તારા દેખતાં એ એવું બોલી ગયો એ મારાથી નથી ખમાતું."

ખેમી ઊંડા વિચારમાં પડી ગઈ. પોતે ધનિયાને વાતે ચડાવ્યો, અને વધારે અપમાન ધનિયાનું થયું તેનો અન્યાય એને ખૂંચવા લાગ્યો. ધનિયો ગમગીન થઈ મૂંગો મૂંગો ચાલતો હતો તેથી તેનો જીવ કળીએ કળીએ કપાતો હતો. રસ્તે ચાલતાં રાયખડને પીઠે જવાનો રસ્તો આવ્યો. ખેમીને યાદ આવ્યું કે ધનિયાને ગમતું નથી ત્યારે દારૂ પીવાથી સારું થાય છે. સ્ત્રીસુલભ કોમળતાથી તેણે છેડેથી અરધો રૂપિયો છોડીને ધનિયાને આપતાં કહ્યું : "હવે એમ ક્યાં સુધી મૂંગો રહીશ? જા, પણેથી દારૂ પી આવ. ઝટ પાછો આવજે; હું અહીં ઊભી છું." ધનિયો ખુશ થતો થતો એકદમ ગયો.

ખેમી રાહ જોતી ઊભી હતી. પોતે દારૂ ન પીવાની શરત કરાવી હતી અને પોતે જ દારૂ પીવાના પૈસા આપ્યા તે ઠીક ન કર્યું એમ તેને શંકા થવા લાગી. એટલામાં ધનિયો હરખાતો હરખાતો આવ્યો, અને કહેવા લાગ્યો : "ખેમી, જો હવે મને ઠીક થઈ ગયું. હું નહોતો કહેતો કે દારૂથી મને ઠીક થઈ જાય છે?" ખેમીએ કહ્યું : "હવે એ વાત મેલ્ય. પણ ખબરદાર, જો બીજી વાર કોઈ દી પીધો તો! ઘરમાંથી કાઢી મૂકીશ."

"ના ખેમી, કોઈ દી ન પીઉં. તું મને બહુ ગમ છ. હવે વાણિયાની નાત જહાન્નમમાં ગઈ. હું દારૂ પીઉં છું પણ મને કોઈ દી ચડતો નથી. જો અત્યારે પણ મારા બોલવામાં કાંઈ ફેર પડે છે? તું તો અમથી મારાથી ડરે છે. ગમે તેવો દારૂ પીઉં તોય તને ન મારું. તું મને કેટલી વહાલી લાગ છ..." વગેરે બબડતો બબડતો ધનિયો ચાલવા લાગ્યો. ખેમી મૂંગી મૂંગી તેને લઈને આ બધા બનાવો ઉપર વિચાર કરતી કરતી ઘેર ગઈ.

## 2

સાંજને પહોર, જે ગાતડી ઉપર ધનિયો અમદાવાદમાં મોહી પડ્યો હતો તે ગાતડી વાળી, ખેમી વાળે છે. પણ અત્યારે તે અમદાવાદમાં નથી. અત્યારે તેની પાસે ધનિયો નથી. છએક માસ ઉપર તેણે બંનેને છોડ્યાં છે. ઉપરના બનાવ પછી, દારૂ ન પીવાની લગ્નની શરત છતાં, કાંઈક ખેમી સહન કરી લેશે એવા વિશ્વાસથી, કંઈક શરત પાળવી એ બૈરી આગળ નબળાઈ બતાવવા જેવું લાગવાથી, કંઈક પોતાને દારૂ ચડતો નથી એવા પીનારના સામાન્ય મિથ્યાભિમાનથી, કંઈક ખરાબ સોબતથી, તે દારૂ પીવા લાગ્યો હતો. ખેમીએ તેને ઘણીવાર ધમકાવ્યો, તિરસ્કાર્યો, મેલીને નાસી જવાની ધમકી આપી, પણ ધનિયાએ તે ખોટી માનીને ગણકારી નહીં. છેવટે એક દિવસ વધારે દારૂ પીને આવ્યો અને ''મેલીને કોને જવાની છે!'' એવા ગર્વમાં તેણે ખેમીને મારી. બીજે દિવસે ખેમી ચાલી નીકળી. તેની મા મરી ગઈ હતી તેથી તે નડિયાદ ગઈ, અને પરસોત્તમ નામના ભંગીઓના ઉપરી મ્યુનિસિપલ કારકુનને પગારમાંથી લાંચ આપવાનું ઠરાવી નોકર રહી. નડિયાદમાં તે સામાન્ય રીતે લહેરી ગણાતી હતી. સર્વ ભંગીઓ તેની સાથે મશ્કરી જોડાતાં, પણ ખેમીના દિલમાં ધનિયાને છોડ્યાનો ઊંડો કાંટો રહી ગયો હતો. અમદાવાદથી આવતા દરેક ભંગીને તે ધનિયાના ખબર મેળવવા બહુ જ આતુરતાથી પૂછતી. તે ધનિયા પાસે જાય તો ધનિયો તેને ફરીથી પ્રેમથી રાખે એમ તે જાણતી હતી, પણ ધનિયો તેને બોલાવે તો જવું એવી તેની ટેક હતી. ધનિયો બોલાવે તે માટે તેણે માનતાઓ માની હતી, છતાં હજી ધનિયાનું કહેણ આવ્યું નહોતું, તેથી તે નિરાશ થતી જતી હતી અને તે નિરાશાથી ઉશ્કેરાઈ મનની બધી દાઝ લાંચ લેનાર પરસોત્તમ ઉપર કાઢતી હતી. તેણે તેની ચિડવણીનાં ગીત જોડ્યાં હતાં.

ખેમી વાળતી હતી ત્યાં પાસેથી મંગીએ વાળતાં વાળતાં કહ્યું : ''અલી ખેમલી, પેલું ગીત ગા જોઈએ.''

ખેમી ધનિયાના વિચાર કરતી હતી, તેણે સહજભાવે કહ્યું : ''તું જ ગાને!''

મંગીને ખેમી જેવું ગાતાં આવડતું નહોતું. તે બોલી : ''પણ એનું ચોથું વેણ નથી બેસતું આવતું.''

''તને ગાતાં નહીં આવડતું હોય.''

''ત્યારે તું ગા જોઈએ!''

ખેમીને ચાનક ચડી. તેણે ગાયું :

''ઓરો આવ્યને કેશલા, તારો ઓશલો કૂટું :[1]
ઓરો આવ્યને કેશલા, તને પાટુએ પીટું :

1. ''ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો'' - એ લોકગીતની રાહ.

ઓરો આવ્યાને કેશલા, તને ધોકણે ઢીબું :
ઓરો આવ્યને કેશલા, તારે પૂંછડે લીંબુ.

લે આમાં શું નથી આવડતું?"

"પણ એ તો બેસતું કર્યું કહેવાય; પૂંછડે લીંબુ એમ કાંઈ કહેવાય?"

"મૂછ હોય તો લીંબુ રાખે ના! એટલે આ તો પૂંછડે લીંબુ રાખે છે."

મંગી ખડખડાટ હસી. પરસોતમના ગોરા, ટૂંકા કપાળવાળા લાંબા મોઢા ઉપર ભૂરી આછી અને ટૂંકી મૂછો નહીં જેવી દેખાતી.

બન્ને ઉત્સાહમાં આવી ગાવા લાગી. એટલામાં પરસોતમ નીકળ્યો. તેણે માથે વાળવાળી ટોપી પહેરી હતી, નીચે દેખાતા ખમીસ ઉપર કાળો હાફકોટ પહેર્યો હતો અને હાથમાં એક પાતળી સોટી હતી તે જોડા ઉપર મારતો મારતો તે ચાલતો હતો. તેણે ગીત ગવાતું સાંભળ્યું. એ ગીતમાં તેનું પોતાનું નામ નહોતું, તેને કોઈએ પ્રત્યક્ષ રીતે કહ્યું નહોતું, છતાં કાવ્ય-વિવરણના કોઈ ગૂઢ નિયમથી તે સમજી ગયો હતો કે ગીત તેને અનુલક્ષીને જ ગવાતું હતું. "મનોમન સાક્ષી છે" એ સૂત્ર જીવનના કોઈ પણ ક્ષેત્ર કરતાં ચિડવણીમાં સૌથી વધારે સાચું ઠરે છે. તેણે બૂમ પાડી : "એ હરામખોરો! કામ કરો કામ. રાગડા કેમ તાણો છો?"

મંગી ખસિયાણી પડી ગઈ, પણ ખેમીએ જવાબ આપ્યો : "ગાઈએ છીએ, પણ જુઓ છો ના, હાથ તો કામ કરે છે!"

"હરામખોર, મારી સામે બોલે છે, ઉપરીનું અપમાન કરે છે?"

"પણ હું તમને ક્યાં ગાઉં છું?"

"તું ગામ આખામાં ગાયા કરે છે અને મારું અપમાન કરે છે તે શું હું નથી સમજતો?"

મંગી સામું મર્મની નજરે જોઈ ખેમી બોલી : "લે અલી, હું ક્યારેય પશાભાઈને ગાઉં છું? હું તો અમદાવાદમાં એક કેશલો હતો, તે ભંગીઓના પૈસા ખાતો, એને ગાઉં છું."

"હરામખોર, પાછી મને સમજાવવા આવે છે? ઉપરીનું અપમાન કરે છે? અમે અમારા ઉપરીનું માન રાખીએ છીએ તે જોતી નથી? સામો જવાબ આપે છે?"

"પણ ભાઈશાબ..."

"બસ કર, હવે બકવાટ ન કર. અમારે બીજાં કામ છે. આમાં અંગૂઠો પાડી આપ એટલે પગાર આપું." તેણે પાસેના ઓટલા ઉપર પત્રક મૂક્યું. પહેલાં મંગીએ અંગૂઠો પાડી આપ્યો એટલે તેણે ખેમીને અંગૂઠો પાડવાનું કહ્યું :

"પહેલાં મને પગાર આપો, પછી અંગૂઠો પાડું."

"શું તું શાહુકાર અને સરકાર ચોર? સરકારી નિયમ પ્રમાણે થશે. પહેલાં

અંગૂઠો આપ, પછી પગાર મળશે."

"ત્યારે લ્યો આ અંગૂઠો", કહી અંગૂઠો પરસોતમને બતાવી, ખેમીએ અંગૂઠો પાડી આપ્યો. પરસોતમે એ જોયું ખરું પણ તેને આ ચિડાવાનો સમય નહોતો. બંનેના પગારમાંથી અરધો અરધો રૂપિયો કાપી બાકીના સાડા નવ રૂપિયા તેણે નીચે નાખ્યા. મંગીએ પોતાના પૈસા લઈ લીધા. ખેમીએ કહ્યું : "મને પૂરા આપો તો લઈશ; નહીં તો નહીં લઉં."

"ન લે તો ભલે પડ્યા ભોંય પર, હું તો જાઉં છું." તે ચાલવા જતો હતો ત્યાં ખેમીએ લાંબો સાવરણો સામી ભીંતે અડાડી તેનો રસ્તો રોક્યો : "એમ તે કેમ જવાશે?"

એટલામાં બીજા જિલ્લાનાં ભંગી આવ્યાં. પરસોતમે જોયું કે ખેમી સાથે પોતે ફાવશે નહીં અને બીજાં ભંગી આગળ તે હલકો પડશે એટલે તેણે ટૂંકું કરવા કહ્યું : "લે તારા પૈસા. પેલો અરધો પાછો લાવ."

"પહેલાં રૂપિયો આપો એટલે આપું."

પરસોતમે રૂપિયો નીચે ફેંક્યો એટલે ખેમીએ સાવરણો લઈ લીધો અને રૂપિયા નીચે નમી લેવા માંડ્યા. પરસોતમે ફરી નીચે પડેલો અરધો માગ્યો.

"ઊભા તો રહો; ખખડાવી તો જોવા દ્યો." બીજા સામું જોતી જોતી તે રૂપિયા ખખડાવવા લાગી.

પરસોતમે ફરી અરધો માગ્યો.

"મને તો નથી જડતો" કહી ખેમી ચાલવા લાગી. પરસોતમને નીચા નમી ધૂળમાંથી તે અરધો લેવો પડ્યો.

આજે ભંગિયાંને ખેમી માટે આશ્ચર્ય સાથે માન થયું. તેણે ગીત ઉપાડ્યું અને બધાં ભંગી ગાવા લાગ્યાં :

ઓરો આવ્યને કેશલા, તારો ઓશલો ફૂટું :
ઓરો આવ્યને કેશલા, તને પાટુએ પીટું :
ઓરો આવ્યાને કેશલા, તને ધોકણે ઢીબું :
ઓરો આવ્યને કેશલા, તારે પૂંછડે લીંબુ.

રસ્તે ચાલતાં માણસો અને સ્ટેશનેથી આવતાં ઉતારુઓ આ વિચિત્ર ગીત સાંભળવા ઊભાં રહેતાં હતાં. એટલામાં એક અવાજ આવ્યો :

"અલી ખેમી, આમ તો આવ્ય."

ખેમી તરત ગાતી બંધ પડી. ઊભી રહી ગઈ. અવાજ આવ્યો તે શેરીમાં તેણે જોયું અને તે તરફ ચાલી ગઈ.

તેની સાસુ તેને બોલાવવા આવી હતી.

3

ધનિયા અને ખેમીના પહેલા ત્રણ દિવસો અકથ્ય આનંદમાં અને ખાવાપીવામાં ગયા. ચોથે દિવસે રાતે ધનિયો અને ખેમી વાતો કરવા બેઠાં. નડિયાદમાં ખેમી કેમ રહેતી, તેનાં ગીતો, તેની બીજા ભંગીઓ સાથેની ગમ્મતો બધું સાંભળીને ધનિયો બોલ્યો : ''ખેમી, તું કઠણ હૈયાની તો ખરી, હોં! મને અહીં ગમતું નહોતું, ને તું ત્યાં મજા કરતી હતી.''

''મનેય ગમતું નહોતું, પણ તું બોલાવે નહીં ત્યાં સુધી મારાથી કેમ અવાય?''

''હું તને શી રીતે બોલાવું? મારો ગુનો થઈ ગયો તે! મારા પગ ભારે થઈ ગયા. માને કહેતો હતો, પણ એ કહે : ''એકબે દીમાં આવશે. કેટલાક દી રહેશે? પણ તું તો વટનો કટકો!''

''તારો ગુનો, તે તારે બોલાવવી જોઈએ ના!''

''પણ ભદ્રકાળી માતાનું સાચ ભારે!''

''એમ કેમ?''

''જો, પહેલાં રામદે પીરની માનતા માની તોય તું ન આવી. પછી હરખશા માતાની માની, ઝાંપડી માતાની માની, તોય તું ન આવી. પછી ભદ્રકાળીની માનતા માની ઘેર ગયો ત્યારે મારી મા કહે : 'અલ્યા ધનિયા, તું બહુ સુકાતો જા છ. લે તને બીજી પરણાવું.' મેં ના કહ્યું : 'મારે બીજી નથી પરણવી. મારે તો ખેમી આવે તો હા નહીં તો ના.' પછી મારી મા તને તેડવા આવી.''

''મેંય કેટલી માનતાઓ માની ત્યારે તારી મા મને બોલાવવા આવી.''

''તેં કોની કોની માની?''

''મેંય રામદે પીરની માની. પછી નડિયાદમાં સંતરામ મહારાજનો થાળ માન્યો. પછી મહાકાળીની જાતર માની.''

''અરરર ખેમી.'' ધનિયા ઉપર જાણે વજ્રપાત થયો, ''તેં ભૂંડું કર્યું. તારી માનતાના સાઠ રૂપિયા થયા, મારી માનતાના પચાસ થયા. લગન-ખરચના બસો-અઢીસો ઊભા છે, ને પેલો પટેલિયો હંમેશ આંટા ખાધા જ કરે છે. આ ક્યારે ભરી રહીશ હું? ને ભદ્રકાળી તો હાજરાહજૂર છે!'' કયા દેવની માનતાથી બન્ને ભેગાં થઈ શક્યાં તે નક્કી ન હોવાથી બધી માનતા પૂરી કર્યા વગર છૂટકો નહોતો.

''અરે એમાં શું? ચારસો રૂપિયા તો હમણાં ભરી દઈશું. મારાં ઘરેણાં વેચીને ભરજે.'' ખેમીએ સાન્ત્વન આપ્યું.

''અરે, હજી તો પંચનો દંડ ભરવાનો છે તે તો મેં તને કહ્યું નથી.'' ઊંચીનીચી નાતોની અનંત શ્રેણીવાળા આપણા સમાજમાં દરેક નાતને પોતાનાથી નીચું કોઈક જોઈએ છે. અમદાવાદનાં ભંગી કાઠિયાવાડથી આવેલાં ભંગીને હલકાં ગણતાં.

ધનિયાને પરણતી વખતે બન્ને પંચોને જમાડવાં પડેલાં. ખેમી જતી રહી એટલે કાઠિયાવાડી પંચ ભેગું થયું. તે પંચે અંદર મસલત ચલાવી પછી અમદાવાદના પંચને વાત કરી. પછી અમદાવાદનું પંચ મળ્યું. એટલામાં ખેમી પાછી આવી. હવે દંડ કરવાનો તો રહ્યો નહીં. પણ આટલા દિવસ સુધી ખાધું તેના ખરચના પૈસા બન્ને પંચે ધનિયા માથે ચડાવ્યા. આપણા સમાજમાં નાતની રૂઢિઓ અને નાતના ઠરાવો કુદરતી બનાવો જેવા અનિવાર્ય અને અપ્રતિરોધ્ય ગણાય છે.

આ બધું સાંભળી ખેમી પણ હેબકાઈ ગઈ, પણ તેણે તેમ છતાં આશ્વાસન આપ્યું. પુરુષને હિંમત હારતો જુએ છે ત્યારે સ્ત્રીમાં કોઈ ઓર જ હિંમત આવે છે.

પણ ધનિયાને સાન્ત્વન વળ્યું નહીં. હતાશ થઈ તે ખેમીના ખોળામાં ઊંઘી ગયો. અને ખેમી પણ ચિંતામાં ઊંઘી ગઈ. ત્રણ દિવસનું સુખ ભોગવી આ દંપતી પાછાં દુઃખી સંસારમાં ડૂબ્યાં.

બીજે દિવસે ખેમીએ ઘરેણાં કાઢી આપ્યાં, અને વેચવા કહ્યું. પણ બૈરીને અડવી જોવાનો વિચાર નહીં ખમાયાથી વેચવાને બદલે ધનિયે તેને ઘરેણે મૂકી રૂપિયા ઉપાડ્યા. તેણે વેચ્યા હોત તો ઠીક રકમ ભરાત. પણ ઘરેણે મૂકવાથી રકમ થોડી મળી અને છેવટ વ્યાજમાં ઘરેણાં ડૂબી ગયાં. ધનિયો કે ખેમી કોઈ આ સમજ્યાં નહીં. બન્નેએ બને તેટલા પૈસા બચાવી ભરવા માંડ્યા. એટલામાં ધનિયાની મા મરી ગઈ તેનું સોએક રૂપિયા ખરચ થયું. ત્રણ મહિના પછી ખેમીને સુવાવડ આવી, એટલે તે પણ કમાતી મટી. સુવાવડ દરમિયાન ધનિયાને ખેમીનું સાન્ત્વન ઓછું થયું અને ચિંતામાંથી મુક્ત થવા તે દારૂ તરફ વળ્યો.

ખેમી સુવાવડમાંથી ઊઠી ત્યારે તેણે જોયું કે ધનિયો પાછો પીવા માંડ્યો હતો. તેણે ધનિયાને ફરી ધમકાવ્યો, પણ હવે તેની ધમકીમાં તિરસ્કાર નહોતો, દયા હતી. તેને લાગતું હતું કે ધનિયાની આ દશા માટે પોતે જ જવાબદાર છે. છતાં એક દિવસ કઠણ થઈને તેણે તેને ધમકાવ્યો. ધનિયો કાંઈ બોલ્યો નહીં, પણ રાતે ઘેર પાછો ન આવ્યો. ખેમી તેને રીચીરોડના ફૂટપાથ પરથી શોધીને ઘેર લઈ ગઈ. ખેમી તેને સમજાવતી પણ તેનો જવાબ ધનિયો માત્ર નિઃશ્વાસથી આપતો. હવે ખેમીનું હૃદય માત્ર દ્રવતું હતું. તેને શિખામણ દેવા જેટલી કડકાઈ તેનામાં રહી નહોતી.

એક દિવસ શિયાળાની રાતે ખૂબ ઠંડીમાં ધનિયો ઘેર ન આવ્યો. ખેમી બે વરસની બાળકીને ઘરમાં રડતી પૂરી શોધવા નીકળી. બે કલાકે તેણે તેને નદીની રેતીમાં પડેલો જોયો. તેને ઉઠાડીને ધીમે ધીમે ઘેર લઈ ગઈ. બીજા દિવસથી ધનિયાને ન્યુમોનિયા થયો. ખેમીએ ફરી માનતાઓ માની. ભૂવાને બોલાવ્યો, તેણે નવી માનતાઓ આપી, પણ ખેમીનો ધનિયો ફરી ઊઠ્યો નહીં. ખેમી રાંડી.

4

વૈધવ્યનો શોક ખેમીના આખા જીવનમાં વ્યાપી ગયો હતો. તેને બીજું તો કાંઈ નહીં, પણ ધનિયો માનતા સોતો ગયો એનો શોક ઘણો થતો હતો. એથી તેના જીવને શું શું ખમવું પડશે તેની તેને શંકાઓ થયા કરતી અને ઉપાય સૂઝતો નહોતો.

એક દિવસ ખેમી રીચીરોડ વાળતી હતી. હવે તે ગાતડી વાળતી નહોતી. વાળતાં વાળતાં તેને ધનિયાની માનતાના વિચાર થવા લાગ્યા. ત્યાં તેણે સામે ઓટલા પાસે એક બ્રાહ્મણને જોયો. તેણે કપાળમાં આડું મોટું ત્રિપુંડ તાણેલું હતું. વચ્ચે મોટો ચાંલ્લો કરેલો હતો, અને નાક ઉપર પાતળી કાળી આડ કરેલી હતી. માથે ફાટલી દક્ષિણી પાઘડી મૂકી હતી. હાથનાં કાંડાંમાં રુદ્રાક્ષનો બેરખો અને ગળે રુદ્રાક્ષની માળાઓ પહેરી હતી. મહારાજ ઓટલો સાફ કરી તેના પર આસન પાથરી, સામે એક પાટી, પેન, હાથનાં રેખાદર્શક ચિત્રો, ટીપણું અને તે પર રમળના પાસા ગોઠવતા હતા. ખેમી તેમની પાસે જવા લાગી. તેને આવતી જોઈ મહારાજે સનાતન તિરસ્કારથી તેને દૂર રહેવા કહ્યું. ખેમીએ કહ્યું : "મહારાજ, મારે સવાલ પૂછવો છે." "તો ચાર આના નીચે પગથિયા પર મૂક." મહારાજને ખેમીનો પડછાયો અપવિત્ર હતો, તેના પૈસા અપવિત્ર નહોતા. ખેમીએ પાવલી મૂકી, મહારાજે છાંટ નાખી લઈ લીધી. પછી કહ્યું : "પૂછ હવે."

"મહારાજ, કોઈનો ધણી માનતા સોતો મરી ગયો હોય, તેની વહુ માનતા કરે તો તેને પહોંચે કે ન પહોંચે? બરાબર જોજો, મહારાજ."

આંગળીના વેઢા ગણી મહારાજે કહ્યું : "હા."

"સારું મહારાજ," કહી ખેમી ચાલવા જતી હતી ત્યાં મહારાજે ફરી બોલાવી કહ્યું : "પણ નાતરે જાય તો ન પહોંચે." ખેમી પગે લાગી ચાલી ગઈ.

ખેમીએ હવે માનતા પૂરી કરવા પૈસા બચાવવા માંડ્યા. ખેમીની કળા પડી ગઈ હતી, પણ તેનું સૌંદર્ય ઓછું થયું નહોતું. ઘણા ભંગીઓએ તેને નાતરું કરવા કહેવરાવ્યું. તેણે સૌને એક જ જવાબ આપ્યો કે ધનિયાની માનતા પૂરી કર્યા વિના તેનાથી નાતરું ન કરાય. એક ભંગીએ માનતાના પૈસા રોકડા આપવા કહ્યું, પણ ખેમીએ પોતાની કમાણીથી જ માનતા પૂરી કરવાનો નિશ્ચય જણાવ્યો.

સાત વરસે તે ધનિયાની માનતાઓ પૂરી કરી રહી. એક ભંગીએ વળી તેને ઘરઘવા કહેવરાવ્યું. તેણે જવાબ આપ્યો : "ના ના, આટલે વરસે મારે જીવતર પર થીંગડું નથી દેવું!"

# 4

# બદમાશ

- ઝવેરચંદ મેઘાણી

આગગાડીનાં પૈડાંએ પહેલું ચક્કર ફરી લીધું હતું. રામલાલભાઈએ બારણું ખોલી પત્નીને છેલ્લા ડબામાં હડસેલી તેટલામાં તો પૈડાં ગુંજવા લાગ્યાં. ત્રણ બાળકોને તેમ જ ટ્રંક-પોટલાને તો રામલાલે બારીમાંથી જ અંદર ફગાવ્યાં. રૂક્ષ્મિણીએ એ પછડાટમાંથી ઊઠી પેટી તથા બાબો સંભાળ્યાં નહીં ત્યાં તો ટ્રેન સ્ટેશન-યાર્ડને વટાવી ગઈ.

ખાલી પડેલા પ્લેટફૉર્મ પર જે કોઈ આ દૃશ્યના સાક્ષીઓ હતા તેમણે રામલાલના માથા પર તડાપીટ વરસાવી :

"સા'બ લોકના પોરિયા થઈ ગયા બધા! પંક્ચ્યુઅલ ટાઈમ પર જ આવનારા!"

"ને પછી બૈરું કોને ભળાવે છે તેનોય વિચાર ન કરે!"

આ વાક્યે રામલાલને ચમકાવ્યો : ડબામાં કોણ હતું? પોતે કોને ભલામણ કરી હતી? યાદદાસ્તને નિચોવી જોઈ :

એના નાકને દેશી બીડીના ગોટેગોટ ધુમાડાની દુર્ગંધ યાદ આવી. એના કાન પર આઠ-દસ ઘોઘરા અવાજોમાંથી ગલીચ વાક્યોના ટુકડા અફળાયા. એની આંખોએ તો સ્પષ્ટ કોઈ ચહેરો પકડ્યો જ નહોતો. માત્ર જે અસ્પષ્ટ આકારો આંખો સામે ઘૂમતા હતા તેમાં કાળી ટોપી, કાળી દાઢી, કાળી લુંગી વગેરેની કાળાશ જ વધુ જોર કરી મન પર એક કાળી ચિંતાનું વાદળું રચતી હતી. ફાટકમાંથી બહાર નીકળતાં એક જાણીતા ગૃહસ્થે રામલાલને પૂછ્યું :

"સંગાથ કોણ હતો, રામલાલભાઈ?"

"સંગાથ તો કંઈ જ ન મળ્યો."

"ત્યારે તમે એ કોને કહેતા'તા કે ભાઈ, આ બચ્ચાનું ધ્યાન રાખજો!"

"મેં કહ્યું ખરું, પણ કોને કહ્યું તેનું તો મનેય ભાન નથી."

"આટલી ઉતાવળ નહોતી કરવી; કાલે મોકલવાં'તાં."

"હવે મને પસ્તાવો થાય છે."

"કોણ જાણે, આપણા લોકો આગગાડીને દેખીને ભૂરાંટા જ થાય છે, ભૂરાંટા!"

'ભૂરાંટા' શબ્દ રામલાલની છાતી સોંસરો ગયો. એ કાઠિયાવાડી ગલોફામાંથી છૂટેલ શબ્દમાં રામલાલના આ આચરણનું આબેહૂબ ચિત્ર હતું. લાલ લૂગડું દેખીને ગોધો વકરે, ઊંટને ભાળીને ભેંસ વીફરે, મિલમાલિકને જોતાં આજકાલનો મજૂર-નેતા ચમકે, તે પ્રમાણે જ રામલાલ રેલગાડીના ગાર્ડડબાનું લાલ ફાનસ ચલાયમાન થયું જોઈ પાગલ બની ગયો. એટલો બધો પાગલ બની ગયો કે કીકાને અને કીકાની બાને જીવતાં વહાલસોયાં સ્વજનો લેખે વીસરી જઈ સામાનનાં નિષ્પ્રાણ પોટકાં સમજી લીધાં. અરે રામ! માણસ પોટકાંને પણ કોઈક જાણીતા અથવા ભરોસાપાત્ર સથવારા જોગ જ રવાના કરે. એક વાર દેશમાં કાચી આફૂસનો કરંડિયો મોકલવો હતો ત્યારે પોતાના એક સંબંધીની જોડે મોકલવાનોય વિશ્વાસ નહોતો કર્યો રામલાલે; કેમ કે એ સંબંધી રસ્તામાંથી કચુંબર કરવાય એકાદ કાચી કેરી કાઢી લેશે એવો એને અંદેશો થયેલો. તો પછી આજ આ પોતે શું કરી બેઠો?

બીજો એક માણસ રામલાલને કાનમાં વાત કહી ગયો. વાત કહેતાં કહેતાં એ કહેનારની આંખો ચારે બાજુ જોતી હતી. જાણે કે રખેને કોઈક આ સ્ટેશનની દીવાલોના અથવા લાદીના પથ્થરો ઊંચા કરીને છૂરી હુલાવવા નીકળી પડવાનો હોય!

તેણે વાત કહી તે આ હતી :

"શેઠ, એ ડબામાં તો અમદાવાદ શહેરના બદમાશોનો સરદાર અલારખો બેઠો'તો, ને બીજા આઠ-દસ એના ભંગેડીગંજેડી ગળાકાટુ સાથીઓ હતા. હું ત્યાં જ ઊભેલો હતો. ભેગી એક રાંડ હતી. તમામ મળીને રાંડની ઠઠ્ઠા કરતા'તા. એ રાંડને બધા ધકાવી ધકાવી અલારખાને માથે નાખતા'તા. એ બધી ચેષ્ટાઓ મેં નજરોનજર ભાળી. ત્રીસ પાસિન્જરોનો ડબો છતાં એમાં દસ ઉપર અગિયારમું કોઈ પાસિન્જર નહોતું બેઠું. મોઢાં જોઈ જોઈને જ તમામ લોકો આગલા ડબાઓમાં જઈ ભરાયાં. શેઠ, તમે તમારાં બાલબચ્ચાંને વાઘવરુની વચ્ચે દેખીપેખીને ક્યાં ફેંક્યાં?"

રામલાલ તો થીજી જ ગયો. પેલાએ ફરી એક વાર ચોમેર નજર ખેંચીખેંચી ચહેરા આડે હાથનો પડદો કર્યો ને કહેવાનું હતું તે પૂરું કર્યું : "શેઠ, આઠે-પંદરે દા'ડે અલારખિયો આંહીના ફેરા મારે છે. એના ફેરા શરૂ થયા પછી રેલગાડીના ડબાઓમાંથી પાંચ વાર તો ખૂનની લાશો હાથ આવી ને આ શહેરમાં સાતેક લૂંટો થઈ. આ કાળાં કામોનો કરનાર કોણ તે તો સહુ કોઈ જાણે છે. પોલીસ શું નથી જાણતી એમ તમે કહો છો? હું કહું છું કે પોલીસ ચોક્કસ જાણે છે પણ પોલીસને અલારખાએ ગળા લગી ધરવી નાખ્યા છે. હવે શું કહો છો મારા સાહેબ! એ તો કેના બાપની ગુજરાત જેવું છે! 'સરકારના રાજમાં ઢેડ મારે ધક્કે : દેવ ગિયા ડુંગરે

ને પીર ગિયા મક્કે'વાળી વાત થઈ છે. વરણાવરણી ભ્રષ્ટ થઈ ગઈ. ગાંધીએ ભૂંડું કરી નાખ્યું. આમાં શું રાખ સવરાજ મળવાનું હતું? સારા પ્રતાપ માનો અંગ્રેજી રાજના–''

આવું તો બહુ બહુ તત્ત્વદર્શન ઠાલવી દઈ પોતાના હૃદયનો ઊભરો હળવો કરવાની એ આસામીને તલપાપડ હતી; પરંતુ જ્યારે એ આસામીએ જોયું કે રામલાલનું તો ધ્યાન જ બીજે કોઈ સ્થળે ગુમ થયું છે, ત્યારે પછી એ ત્યાંથી ખસ્યો. ખસીને દૂર જઈ એક બીજા માણસ સાથે કશીક વાત કરવા લાગ્યો. બેઉ વચ્ચે ઠઠ્ઠા ચાલતી હતી. બેઉ રામલાલની સામે હાથની એવી ચેષ્ટા કરતા હતા કે જે ચેષ્ટાનો, દૂરથી જોનારાને 'મીઠા વિનાનો લાગે છે' એવો કંઈક અર્થ બંધ બેસે.

રામલાલને તારઑફિસ પર જવું હતું. તારઑફિસ પોતાની સામે જ હતી. આંધળોય વાંચી શકે એવા અક્ષરો 'તારઑફિસ' વીજળીના તેજે સળગી રહ્યા હતા, છતાં રામલાલ એટલો ગુમસાન હતો કે એણે બાજુમાંથી જતા માણસને પૂછવું પડ્યું.

તારનું ફારમ મેળવીને એ અંદર સંદેશો બેસારવા લાગ્યો. ગાડી અત્યારે ક્યાં હશે તેની પૂછપરછ કરી જોઈ. સંભવિત સ્ટેશનના માસ્તર પર તાર લખ્યો. ઓછામાં ઓછી શબ્દસંખ્યા બનાવી. નવ આનામાં પતી જાય છે એવું જણાતાં પોતાની અક્કલમંદી પર આફરીન અનુભવ્યું. તાર બારી પર મૂકી બાધો એક રૂપિયો સેરવ્યો.

''બીજા બે રૂપિયા'' તાર-માસ્તરે જરાક ડોકું ઊંચું કરી પાછું કંઈક લખતાં લખતાં ટૂંકી માગણી કરી.

''શાના?'' રામલાલ સહેજ તપ્યો : ''અજાણ્યા જાણીને શું...''

''ઍક્સેસ ચાર્જ''. તાર-માસ્તરે જવાબ આપ્યો.

''શાનો?''

''લેટ ફી, પ્લસ સનડે.''

રામલાલને જાણે કોઈએ ગાઢી નિદ્રામાંથી ઢંઢોળ્યો. ત્રણ રૂપિયાની રકમ એણે ખાનગી તારમાં અવતાર ધરીને ખરચી નહોતી. ખરેખર શું ત્રણ રૂપિયા ખરચવા જેવું સંકટ ઊભું થયું છે? શું મારી પત્ની પોતાની જાતે જ અક્કલ ચલાવી ડબો બદલી નહીં નાખે? શું મારા આટલાં વર્ષોના સહવાસ પછી પણ એનામાં અક્કલ નહીં વધી હોય? કોણ જાણે! બૈરું છે. સ્ત્રીની બુદ્ધિ હંમેશાં પાનીએ જ હોય છે. ભૂલ ખાઈ બેસશે. પણ શું એ કંઈ વિપત્તિ પડતાં સાંકળ નહીં ખેંચી લ્યે? એ બેઠી હશે ત્યાંથી સાંકળ તો નજીક જ હશે ને? પણ સાંકળ ચાલુ હાલતમાં તો હશે ને? અરે રામ! આ ચોમાસામાં સાંકળ કદાચ જામ થઈ ગઈ હશે તો? અમસ્તાય રેલવેવાળાઓ સંકટ-સાંકળને ક્યાં ચાલુ સ્થિતિમાં રાખે છે? પણ તો પછી શું એ ચીસ નહીં પાડી શકે? શું કીકો ચીસ નહીં પાડે? પેલા ડાકુ અલારખાનો પંજો એના મોંને દબાવી

રાખશે તો...?

આવી વિચારપરંપરા વહેતી થઈ હતી તેમાં તાર-માસ્તરે પેલો રૂપિયો તથા તારનું પતાકડું બહાર હડસેલીને ભંગ પાડ્યો, વિશેષમાં ઉમેર્યું : "શેઠજી, વિચાર કરીને સવારે જ આવજો. સોમવાર થઈ જશે."

રામલાલને પોતાની જાત પ્રત્યે તે જ પળે ઊંડો તિરસ્કાર ઊપજ્યો. એની કલ્પનાએ સ્ત્રીને જંગલના અંધકારમાં અસહાયતાની ચીસો પણ ન પાડી શકે તેવી સ્થિતિ વચ્ચે ચૂંથાતી દીઠી. એનું નાનું બાળક તો જાણે કે ફડકીને ક્યારનું ફાટી પડ્યું હશે!

"ઓ મારા પ્રભુ! ચૌદ લોકના નાથ! ગરુડગામી!" એવી પ્રાર્થના એના નિઃશ્વાસમાંથી ઉચ્ચારણ પામી. એણે તારનું કાગળિયું પાછું બારીમાં સેરવી પાંચ રૂપિયાની નોટ નાખી.

"રિપ્લાય પ્રી-પેઈડ?" તાર-માસ્તરે પોતાની પરિભાષામાં જ ટૂંકો પ્રશ્ન કર્યો. દરેક મનુષ્ય પોતાના ધંધાની ભાષાને જ પ્રથમ પદ આપે છે ને સમજી લે છે કે બીજા સહુએ એની ભાષા શીખી લેવી જ રહી.

"હેં જી?... એ-ના-હા જી, હા જી, રિપ્લાય મંગાવી આપો." રામલાલ માંડ માંડ બોલી શક્યો.

જાણે કે રામલાલના હૃદયમાં એક ગળણી ગોઠવાયેલી હતી. એ ગળણી હતી વ્યવહારુ ડહાપણની. પોતાના હરેક વિચારને પોતે એ ગળણીએ ગાળ્યા પછી જ અમલમાં મૂકતો.

તાર-માસ્તરે આઠ આના પોતાના ગજવામાં સેરવીને થોડાક પૈસા પાછા ફેંક્યા. તે પછી ઘણી ઘણી વિધિક્રિયાઓ બાદ તાર જ્યારે યંત્ર પર ખટખટવા લાગ્યો ત્યારે રામલાલને હિંમત આવી. એ પ્રત્યેક ખખડાટમાંથી એની કલ્પનાના કાન પર પોલીસનાં કદમો સંભળાયાં, હાથકડીના ઝંકાર ગુંજ્યા, અલારખિયા બદમાશને કાંડે એ કડીને ભીડતી ચાવીના કિચૂડાટ ઊઠ્યા.

જવાબનું પતાકડું કવરમાં બીડીને જ્યારે તારવાળાએ રામલાલને આપ્યું ત્યારે એને એક પળ કેવી શાતા વળી ગઈ! ફોડીને વાંચે ત્યાં આટલું જ લખેલું :

"ગાડી પાંચ મિનિટ પહેલાં જ છૂટી ગઈ છે."

વધુ પૈસા ખરચવાની હિંમત હારી જઈ રામલાલે ઈશ્વરનો જ આધાર લીધો. એ છેક પુરાતન યુગનો માણસ હોત તો કુલદેવતાને કશીક માનતા માની લેત; ને છેક અર્વાચીન જમાનાનો હોત તો પૂરેપૂરો પુરુષાર્થ અજમાવત. પણ વચલી દશામાં લટકતો હોવાથી ઘેર પહોંચ્યો ને પલંગમાં પડ્યો ત્યારે એની ચોગમ ભયના આકારો ભમવા લાગ્યા.

નીંદ નહોતી પણ મગજ થાકી લોથ થઈ ગયું હતું, જ્ઞાનતંતુઓ ઉગ્ર બન્યા હતા; ને ન સ્મૃતિ ન સ્વપ્ન, પણ બન્નેની મિલાવટમાંથી નીપજેલ એક ભયકથાએ એને પસીને રેબઝેબ કર્યો હતો.

એને એવો ભાસ થયો કે પોતે જે માણસને "મારાં બાલબચ્ચાંને સંભાળજો" એવું કહ્યું હતું તે માણસનો પોતાને અગાઉ એક વાર ક્યાંઈક ભેટો થયો હતો.

ક્યાં થયો હશે?...

...હા, હા, યાદ આવ્યું. રેલગાડીની જ એક મુસાફરીમાં. ઓચિંતાનો એક રાતે એ અમારા નાના ખાનામાં આવી ચડેલો. એનું મોં ભયાનક હતું, છતાં એણે મારી સામે હાથ જોડેલા કે "ભાઈસા'બ, થોડી વાર છિપાવા આપો. એકરાર કરું છું કે મારી પાસે ચાર અફીણના ગોટા છે, ને મારી પાછળ પોલીસ છે."

આ કાલાવાલાના જવાબમાં પોતે કહ્યું હતું કે, "નહીં નહીં, બદમાશ! યહાં નહીં, નિકલ જાઓ યહાંસે!"

એ મારી પત્ની રુક્મિણી સામે ફરીને કરગર્યો હતો કે, "તું મેરી અમ્મા! મુઝે છિપને દે." પત્નીએ કહેલું કે, છોને બેઠો! મેં પત્નીને ઝાડી નાખી 'પોલીસ! પોલીસ!'ની બૂમ પાડેલી. પોલીસે આવીને એને પકડ્યો હતો. મને અદાલતમાં શાબાશી મળી હતી, ને એ બદમાશને ત્રણ વર્ષની ટીપ મળી ત્યારે મારી સામે જોઈ એણે શપથ લીધા હતા કે "રામલાલ, છૂટ્યા પછી તને જોઈ લઈશ!"

એ જ એ માણસ, એણે મારી પત્નીને પૂછપરછ કરી... વેર વાળ્યું... ખૂન પીધું... હાય! ઓય! – રામલાલ પોતાના ઓયકારાથી જ જાગી ઊઠ્યો.

★

પ્રભાત આખરે પડવાનું તો હતું જ, તે પડ્યું. દસેક વાગ્યે રામલાલને પોતાના સાળાનો તાર મળ્યો કે બધાં ઘણા જ સુખરૂપ પહોંચી ગયાં છે. ત્રીજે દિવસે પત્નીનો લાંબો કાગળ આવ્યો. રામલાલને અચંબો થયો. રુક્મિણીએ કોઈ વાર આટલી ઝડપે પહોંચવાનો કાગળ નહોતો લખ્યો.

કાગળ એક ઓછું ભણેલી અણઘડ સ્ત્રીની ભાષામાં હતો. શરૂઆત "વહાલા" અથવા "મારા વહાલા" અથવા "મારા પ્રાણપ્રિય વહાલા સ્વામીનાથ" જેવા કોઈ સંબોધન વડે ન થતાં સીધેસીધી વેપારી શૈલીએ મુદ્દાની વાત વડે જ થઈ હતી. એથી કરીને એ પત્ર ઍન્જિનથી શોભતી જૂની આગગાડીને બદલે વગર ઍન્જિનની વીજળિક ટ્રેન જેવો બાંડો ને બેડોળ લાગતો હતો. આ રહ્યો એ કાગળ : એમાં ફક્ત વિરામચિહ્ન અમારાં કરેલાં છે :

તમને તે કાંઈ વિચાર થયો? મેં કેટલું કહ્યું કે મને ભલા થઈને પાણીનો એક કુંજો અપાવો. પિત્તળનો નહીં ને માટીનો અપાવો; પણ તમે તો એકના બે ન થયા.

કહ્યું કે ટેશને ટેશને પાણી મળે છે. તો લોટાથી કેમ ન ચાલે? ઠીક લ્યો, તમારો બોલ રિયો. રસ્તે પાણીની વપત પડી. છોકરાં નાનાં, રાડ્યો પાડે; ભેળા હતા તેમણે ખાવાનું ચોખ્ખું હિંદુનું અપાવ્યું. છોકરાં પાણી પાણી કરે, ને ટેશને ટેશને એ ભાઈ દોડી દોડી પાણી આણી આપે. મને તો કાંઈ પૂછે કરે નહીં, પણ જોડેનાને કયા કરે, "ઇસકા ધણીએ અમકું બોલ્યા, ઇસકું ધ્યાન રખજો!"

નૈ નૈ ને પચાસ વાર એણે આનું આ વચન ગોખ્યું હતું :

"ઇસકા ધણીને અમકું ક્યા હે કે, ઇસકા ધ્યાન રખજો!" બોલતો જાય ને શું રાજી થાય!

હવે માંડીને વાત કરું છું. ગાડી ઊપડ્યા પછી તરત જ એણે પેલી બાઈને પોતાના - મૂઉં, શરમ આવે છે - ખોળામાંથી ઉતારી મૂકી કહ્યું કે, "થોડી છેટી બેશ." ભેળા હતા તેમને તમામને કહ્યું કે, "ખિલખિલ હસવું બંધ કરો ને બીડીના ધુમાડાઓ એ બાજુ મત કાઢો : કેમ કે, ઇસકા ધણી અમકું બોલ ગિયા કે ઇસકું ધ્યાન રખજો."

પછી બધા ધીરે ધીરે વાતો કરતા હતા. પછી તો ઘણાખરા ઊંઘી ગયા. પણ એ ભાઈ કે' કે "અમ નૈ ઊંઘું. ઇસકા ધણી અમકું કહે ગિયા કે..." વગેરે.

એ બેઠો જ રહ્યો. મને તો કાંઈ ફાળ ને ફડકો, કાંઈ ફાળ ને ફડકો! કોણ જાણે શા કારણે જાગતો હશે! મને કહે કે, "અમા, તમ સૂઈ જાવ"; પણ હું શેં સુખે સૂઉં? ખોટેખોટું સૂતી. બબલી રુવે, રુવે, બૌની બૌ રુવે. એ ભાઈ ઊઠ્યો; મને કહે કે, "અમા, કપડા દે." મેં ધાર્યું કે લૂંટવા આવ્યો છે. મેં હાથ જોડીને રોતે રોતે કહ્યું : "ભાઈ, વીરા, આ બધુંય લઈ જા. ફક્ત મારા શરીરને અડકીશ મા, ને મારાં ત્રણ છોકરાંને ઝાલીશ મા." હું તો ઉતારવા માંડી ડોકનાં દાગીનાં. એ તો ઊભો ઊભો દાંત કાઢે! ઘોડિયાનું ખોયું પોટકીમાં ખોસેલું તે એણે પોતાની જાતે જ ખેંચી લીધું. પોતાની કને દોરી હતી. ડબાનાં પાટિયાં જોડે ઘોડિયું બાંધ્યું. બબલીને અંદર સુવાડી. છેટે બેઠો બેઠો હીંચોળ્યા કરે, ને એની પઠાણી બોલીમાં કોણ જાણે શાયે હાલા ગાય! મને થયું કે, જો તો ખરી મોઈ! તાલ છે ને? એક તો હસવું ને બીજી હાણ્ય. આ દાઢીમૂછોનો ધણી, સાત હાથનો ઊંચો ખવીસ, કોણ જાણે ક્યાંથી બાયડીના જેવો કંઠ કાઢીને ગાય છે! ગાતો ગાતો એ તો મંડ્યો રોવા. આંસુડાં તો ચોધાર ચાલ્યાં જાય. ખૂબ રોઈને મનમાં મનમાં બોલતો જાય કે, "બીબી! બચ્ચાં કિધર! તું કિધર! હમ કિધર!"

બબલીયે રાંડ કેવી! હું રોજ મારીપીટીને ઊંઘાડું, ને આંઈ તો આને હીંચોળ્યે ઘોંટી ગઈ. અરેરે! તમે કોઈ દા'ડો મારી બબલીને હીંચોળી છે? કોઈ દા'ડો હાલાનો એક રાગડોય કાઢ્યો છે? તમે તો જ્યારે હું વીનવું ત્યારે બસ એમ જ કહીને ઊભા રહો કે, એ મારું કામ નહીં; હું મરદ છું. જોજો મરદ જોયા ન હોય તો!

ઠીક, મૂકો એ વાત. એમ કરતાં તો રાતના ત્રણેક વાગ્યા હશે. એક જંકશન આવ્યું. અમારા ડબાની સામોસામ બગલથેલીઓ ને બિસ્તરાનો એક ઢગલો લઈ વીસેક ખાખી દરેસવાળા આવી ઊભા. પ્રથમ તો એ ભાઈ બેઠા હતા તે ખાના ઉપર ગયા. પણ જઈને તરત પાછા ફર્યા. મારા ખાના ઉપર આવીને કહે, "બાઈ, આ ખાનું તમારે ખાલી કરવું પડશે."

મેં કહ્યું : "શા માટે?"

એ કહે : "ખબર નથી ? લોકસેવકની સવારી જાય છે."

હું સમજી ન શકી. મેં પૂછ્યું : "તમે સરકારવાળા છો?"

એ લોકો હસ્યા; કહે કે, "હા, હા, આજની નહીં પણ આવતી કાલની સરકારવાળા!! ચાલો ઊતરો, તમને બાજુના ડબામાં બેસારી દઈએ."

મેં દીન બનીને કહ્યું : "ભાઈ, મારાં નાનાં છોકરાં ઊંઘી ગયાં છે; મારી કને ઝાઝો સામાન છે."

એ કહે : "શરમ છે બાઈ! લોકસેવકને ચરણે જ્યારે બીજી સ્રીઓ દરદાગીના ને હીરામોતીના હાર ઠાલવે છે ત્યારે તમે એક ખાનું ખાલી નથી કરી શકતાં? તમને એટલુંય નથી થતું કે લોકસેવકને ત્રીજા વર્ગના ડબામાં જ બેસવાનું વ્રત છે? અરેરે, તમને પેલી 'શ્રેષ્ઠ ભિક્ષા'વાળી કથાય નથી યાદ?"

હું તો કશું સમજી નહીં. મારાથી બોલાઈ ગયું કે, "મૂઆ તમારા લોકસેવક! જીવ શીદ ખાવ છો?"

મારા મોંમાંથી કવેણ તો નીકળી ગયું, પણ સાંભળીને પેલા કહે કે, નહીં ઊતર તે ક્યાં જઈશ! ટૂંકમાં, મારા માથે માછલાં ધોવા મંડ્યા, ને મારાં પોટલાં ઊંચકી બાજુમાં કાઢવા ઉપર ચડ્યા. હું "એ ભાઈશાબ" એટલું કહું ત્યાં તો સામેના ખાનામાંથી પેલો ઊઠ્યો. ઉપર ચડેલા પીળા દરેસવાળાની બોચી ઝાલી; ઝાલીને આંખો ફાડી એટલું જ બોલ્યો કે "ઇસકા ધનીએ અમકું કહ્યા હે કે ઇસકા ધ્યાન રખના, માલૂમ?"

પેલા બધાની તો આંખો જ ફાટી રહી, ને પેલો બોચીએથી ઝાલેલો તો વાદીના હાથમાં જેમ ચંદનઘો ટટળે એમ ટટળી રિયો! પછી કોની મગદૂર કે મારા ખાનામાં ચડે? પેલો જે મને ઊતરવાનું કે'તો 'તો ને "લોકસેવક લોકસેવક" કરતો'તો તે જ તરત કહેવા મંડી પડ્યો કે, 'ભાઈઓ, ચાલો બીજે ડબે; કોમી એક્તાને તોડવી ન જોઈએ. આપણે ગમે ત્યાં સાંકડમોકડે ભરાઈ જશું. પઠાણો તો આપણા સાચા ભાઈઓ છે!"

ને પછી કોઈકની જય બોલાવી, 'અલા-હુ-અકબર'ના અવાજ કર્યા, ને રવાના થઈ ગયા.

એકલો પડીનેય પેલો તો જાણે કે પોતાના મનને કહેતો કે "અમકું બોલા, ઇસકું ધ્યાન રખના! એ? અમકું બોલા? અમકુ? શાબાશ, અમકું બોલા કે ધ્યાન રાખજો. શાબાશ!"

એમ લવતો લવતો એ પોતાને જ હાથે પોતાની છાતી થાબડતો હતો : ઘડીક પોતાની છાતી થાબડે ને ઘડીક પોતાની પીઠ થાબડે! ગાંડો જ થઈ ગયો હતો એ તો!

સવારે હું ઊતરી. એણે બચલાને, જેન્તીડાને, તેમ જ ટપુડાને ઝાલી ઝાલીને બચીઓ ભરી; માથા ઉપર હાથ મૂકી કહ્યું કે, "સલામ માલેકુમ."

મેં કહ્યું : "ભાઈ, તમે મારી બહુ પત રાખી. મુંબઈ આવો તો અમારે ઘેર આવજો. અમારું ઘર અમુક અમુક ગલીમાં છે, ને જેન્તીડાના બાપનું નામ 'ર' અક્ષર ઉપર આવે છે." મારા ભાઈને મેં કહ્યું : "ભાઈ, આમને તમારા બનેવીનું પૂરું નામ તો આપો." મારા ભાઈએ કહ્યું : "રામલાલ ચૂનીલાલ મેશરી." કહેતાં જ એના કાન ચમક્યા. ઘડીક તો એના ડોળા ફાટી રહ્યા. પછી એ હસી પડ્યો.

મારા ભાઈએ એને આપણું સરનામું લખીને ચબરખી આપવા માંડી પણ એણે હસીને ના પાડી; આકાશ સામે આંગળી ચીંધાડી. લખિતંગ રુખમણી.

પત્ર વાંચીને રામલાલે વળતી જ ટપાલે એક કાગળ લખી પત્નીને તેમ જ ભાઈને પુછાવ્યું કે, "પેલી મારા સરનામાની ચબરખી તમે એને આપી નથી એની તો ખાતરી છે ને? જો એ ન આપી હોય તો એના ટુકડા કરી નાખજો; ને આપી હોય તો ધર્મના સોગંદ દઉં છું, મને સત્ય જણાવશો, કે જેથી હું મારા ઘર ઉપર પોલીસનો બંદોબસ્ત કરાવું."

જવાબમાં સાળાએ બનેવીને ચબરખી બીડી મોકલી. ભૂલભૂલમાં એ લખેલી ચબરખી સાળાની નોટબુકમાં જ રહી ગયેલી.

આમ છતાં રામલાલ ભોળવાઈ ગાફેલ બની જાય તેવો આદમી નહોતો. એણે પોલીસને આ બધી વાતની બાતમી આપી દીધી.

પોલીસના અધિકારીઓએ પણ 'આ મામલો ગંભીર છે' એવી ચેતવણી આપી રામલાલના મકાન ઉપર રામલાલને ખરચે રાતનો ખાસ ચોકીદાર ગોઠવી દીધો.

રુક્મિણી પિયરથી પાછી આવી ત્યારે રામલાલે એને મોટો ઠપકો આપ્યો : "તને કોણે ડાહી કરી હતી કે એ બદમાશને આપણા ઘરનું સરનામું આપજે!"

રુક્મિણીની આંસુભરી કીકીઓ અલારખાભાઈની કલ્પિત આકૃતિને જાણે આંસુમાં નવરાવી રહી હતી.

## 5

# માને ખોળે

- સુન્દરમ્

નદીને કિનારે ઊંચી ભેખડો પર આવેલા એક ગામના છેવાડાના ફળિયામાંથી ત્રણ જણ નીકળ્યાં : બે પુરુષ અને એક સ્ત્રી. પુરુષો સહેજ આગળ ચાલતા હતા.

"આવજે, શબૂ!" "આવજે, બૂન!" "જાળવીને જજે!" "શરીર જાળવજે, બા!" ફળિયાની સ્ત્રીઓએ વિદાય આપતાં કહ્યું.

શબૂ પોતાનો વર અને સસરો તેડવા આવ્યા હતા તેમની સાથે સાસરે જતી હતી. પિયરની વિદાય લેતાં તેનાં પગલાં જાણે ઊપડતાં ન હતાં. પિયરિયાં, ફળિયાના માણસો, સહિયરો વગેરેની વિદાય લેતાં તે જરા પાછળ પડી ગઈ. તેનો વર અને સસરો રસ્તાના વાંક પાછળ અદૃશ્ય થયા. તેમની સાથે થઈ જવાને તે જરા ઉતાવળે ચાલી.

તેની એક સહિયર તેની સાથે વાંક લગી ચાલી અને ત્યાં આગળ થોભી જઈને "આવજે, આવજે!" કહેતી હાથ ઊંચો કરી તેની પાછળ જોતી ઊભી રહી. થોડી વારે તેના મોંમાંથી એક ચીસ નીકળી ગઈ :

"માડી રે!"

ફળિયાનાં માણસો ચોંક્યાં :

"શું થયું? શું થયું?"

"બિલાડી આડી ઊતરી શબૂને."

શબૂને પાછી બોલાવાય કે ઘડી થોભી જવાનું કહેવાય તેમ હતું નહીં. "અંબામા સારું કરશે!" એમ બોલતાં સૌ પોતપોતાને કામે લાગ્યાં.

શબૂ ઝડપથી ચાલવા લાગી. ગામની પછવાડેથી જ રસ્તો કોતરમાં ઊતરી પડતો હતો. કોતરમાં નીચે બાપ-દીકરો ઊભા હતા. તેઓ ચુંગી પીતા હતા તેના ધુમાડા તેમના મોંમાંથી નીકળતા દેખાતા હતા. તેમને જોઈને શબૂ ધીરી પડી.

બપોર થયા હતા. કોતરની ટોચેથી નદીનાં પાણી ઝગારા મારતાં દેખાતાં હતાં. નદીમાં ઝાર ઊતરવા લાગ્યો હતો. પાણી ઊતરી જવાથી ખુલ્લો થયેલો કિનારાનો કાદવ આરસી માફક તગતગતો હતો. કોક એકાદ માણસની પગલી એમાં તડ પાડતી ચાલી જતી હતી. શબૂએ આંખ ઉપર હથેળી ઢાળી : સૂરજના અજવાળામાં ઝંખાતી તેની આંખ સામી પારના ગામની લીલીઘેરી સીમ જોવા લાગી.

સાસરું! તેને સહેજ કમકમાં આવ્યાં. તેણે આંખ મટમટાવી. નીચે સસરા ઊભા છે એમ ભાન થતાં ફૂલવંતી ચૂંદડીનો ઘૂંઘટો મોં પર ખેંચ્યો. તેની નજર તેના પગની આસપાસ રમવા લાગી. રસ્તાની પાસે જ વાડ ચાલુ હતી. વાડમાં કંથાર, બોરડી, અનૂરીનાં જંગલી કાંટાળાં જાળાં હતાં. કંથાર પર કાળાં રતૂમડાં કંથારાં ઝૂલતાં હતાં. અનૂરી પર અનૂરાં હજી કાચાં હતાં. એ તો ઘેર પાકશે એમ વિચારી અનૂરું તોડવા એણે હાથ લંબાવ્યો ત્યાં નીચેથી એના વરનો અવાજ આવ્યો :

"લે હેંડ હવે!"

તે ચોંકી. કંથારનો કાંટો તેને કોણી આગળ વાગ્યો. તેણે ધીરેથી હાથ ખેંચી લીધો.

તે થોડુંક ચાલી અને વાડ પર ચણોઠીઓની લૂમો મરક મરક હસતી તેની નજરે આવી.

"છો બરાડા નાખે. ચણોઠીઓ લીધા વિના તો નહીં જ જાઉં," કહી તેણે વાડના જાળામાં હાથ નાખ્યો. ચણોઠીઓ છીપનાં મોતી ગોઠવ્યાં હોય તેમ તેમના કુદરતી પડામાં ગોઠવાયેલી હતી. બેએક પડા તોડીને તેણે લૂગડાને છેડે બાંધ્યા. ફરીથી નીચેથી બૂમ આવી.

"એ આવું છું સ્તો, રાડ્યો શેની નાખો છો?" તેણે સામે જવાબ આપ્યો અને ઝડપથી પગ ઉપાડ્યા. પગમાં પહેરેલી જોડીઓ ધૂળ ઉડાડવા લાગી. પગમાંનાં નક્કર કલ્લાં સહેજ ખણખણ્યાં. નવાનકોર ઘેરદાર ચણિયાનો તથા કોરી ચૂંદડીનો સડસડ અવાજ થવા લાગ્યો. ચૂંદડીનો છેડો ઠીક કરવા તેણે હાથ ઊંચો કર્યો. હાથ પરનાં બલૈયાં કાચની બંગડી સાથે રણક્યાં. તેના કાપડાની અતલસ કડકડી. કાપડાની બાંયનું મોઢિયું સૂરજના તેજમાં ઝગી ઊઠ્યું. તેની મેંશ આંજેલી આંખ આમતેમ જોવા લાગી. તે થંભી ગઈ.

રસ્તામાં એક પોદળો પડ્યો હતો. કેવો મજાનો! ધાનની ઢગલી જેવો. "કોઈની એકલવાયી ભેંસે કર્યો હશે. નહીં તો મારી શોક્યો એને બોટ્યા વગર રહે કે?" તે મનમાં બોલી. પોદળો ઘેર મૂકી આવવાનું તેને મન થયું. આ રસ્તે કેટલા પોદળા તેણે ભેગા કર્યા હતા! આજેય તે પોદળાને બોટ્યા વગર રહી ન શકી. પગની જોડી વતી તેણે પોદળાને એક બાજુથી ચબધ્યો અને ઉપર ધૂળ વાળી. તેને ખાતરી હતી કે એનો બોટેલો પોદળો કોઈ લે નહીં. થોડે ગયા પછી તેને થયું કે મેં ફોગટનો

પોદળો બોટ્યો. કોકનેય કામ આવત.

ફરી નીચેથી બૂમ આવી. તેણે પગમાં ઝડપ આણી અને કોતરમાં ઊતરતા રસ્તા પર, ધૂળ ઉડાડતી તે ઊતરી પડી. તેના ઊતરવાથી ઊડેલી ધૂળ કોતરના મથાળે પહોંચી, ''શબૂ ગઈ'' એમ કહેતી હોય તેમ હવામાં ઊડી રહી.

કોતરમાં ઊતર્યા પછી રસ્તો સપાટ ભોંય પર ચાલતો હતો. નદીનો ભેજ રસ્તાની ધૂળને દાબેલી રાખતો હતો. બાપ-દીકરો માથેનાં ફાળિયાંના છેડા સહેજ આગળ ખેંચી છતરી જેવું બનાવી આગળ આગળ ચાલતા હતા. શબૂની જોડીઓ ટપુશ ટપુશ અવાજ કરતી હતી. શબૂએ આસપાસ નજર નાખી. બેય બાજુ કોતરની ઊંચી ઊંચી ભેખડો હતી. ભેખડો પર ક્યાંક એકાદ બકરું ચરતું હતું. વચ્ચે વચ્ચે ભેખડમાં બીજું કોતર આવતું અને લીલા ઘાસમાં એકાદ પગદંડી વાંકીચૂકી થતી દૂર દૂર અલોપ થઈ જતી. આ પગદંડીઓ પર, આ ભેખડો પર, કેટલાં વરસ પોતે ઢોર ચાર્યાં હતાં! એકાદા ઝાડને છાંયે બેસી જાળામાંથી વીણેલાં બોર કેવાં ખાધાં હતાં! સાસરે જવાનું ન હોય તો કેવું સારું! ઘાઘરી અને કાપડી પહેરી આખો દહાડો ફર્યા કરીએ!

શબૂને એકદમ પોતાનાં નવાં કપડાંનો અને ચાંદીનાં વજનદાર ઘરેણાંનો ભાર લાગી આવ્યો.

''જરા ધીરા હેંડો ક...'' તેણે ટહુકો કર્યો. બાપ-દીકરો કાંઈ સાંભળ્યું ન હોય તેમ આગળ આગળ ચાલ્યે જ ગયા.

બેએક ખેતરવા જેટલાં કોતર વટાવ્યા પછી નદીનું ભાઠું શરૂ થયું. એકદમ રેતી આવી. તેના પગની ગતિ ઓછી થઈ ગઈ. તેણે માથેથી ઘૂમટો ઊંચો કર્યો. નદી તરફથી આવતો ઠંડો પવન તેના મોં પરના પરસેવાને સૂકવવા લાગ્યો. તેના મોં પર પ્રસન્નતા આવી. તેનું મોં મલક્યું અને તેના નાક પરના કાંટાનાં છયે નંગમાં સૂરજ પોતાનાં પ્રતિબિંબ જોઈ રહ્યો.

તેણે આસપાસ નજર ફેરવી. કોતરમાંથી નીકળ્યા પછી બેય બાજુ નજર પહોંચે ત્યાં લગી રેતી જ રેતી હતી. રેતીમાં ઢોરનાં અને માણસનાં પગલાંએ સરખા આકારનાં બની જઈ નાનાં નાનાં ખાબડાં પાડી એક નાનકડી મોજાંની દુનિયા ઊભી કરી હતી. આ રેતી! અજવાળી રાતે અહીં ઝાલણિયું દાવ રમવા બધાં આવતાં. અને કેટલું દોડતાં! કેટલું દોડતાં!

તેની આંખમાં પાણી આવી ગયાં. બળ્યું આજે આ બધું કેમ યાદ આવે છે? તેનો જીવ મૂંઝાવા લાગ્યો. સાસરે જવાનું ગમતું નથી એટલે? કેટલે વરસે પોતે સાસરે જાય છે!

રેતીમાં તેના પગ ઢીલા પડવા લાગ્યા. પગની ગરેડીઓ જાણે વછૂટી જવા

લાગી. આવું તો પહેલાં કદી નહોતું થતું. વેંતવેંતની રેતીમાં પણ પોતે સહિયરો સાથે ઘોડી જેમ કૂદતી હતી. તેણે પગમાંથી જોડીઓ કાઢી લીધી, તેને પોટલીમાં ખોસી દીધી અને પોટલી માથે મૂકી.

રેતી તપી હતી. પગ સહેજ બળતા હતા, પણ એથીય વધારે એનું મન બળવા લાગ્યું. આ પેલું પાણી રહ્યું. હમણાં પગને ટાઢક વળશે. પણ આ ભૂંડા હૈડાને?

રેતીને કચડતી તે આગળ ચાલી.

આ પેલું પાણી! આ પેલું પાણી! તેનું મન ઝંખી રહ્યું. પાણી આટલું ઢૂંકડું દેખાય છે તોય કેમ હજી આવતું નથી? આ નાનાં હતાં ત્યારે તો હડી મૂકતાં ને ઠેઠ પાણીમાં પહોંચી જતાં!

બાપ-દીકરો પાણીની છબમાં જઈને ઊભા રહ્યા અને એના તરફ જોવા લાગ્યા. એ બેય જણ કાદવમાં ચાલતા હતા ત્યારે પેલા ગારો ખૂંદતા કુંભારની પેઠે તેમનાં શરીર કેવાં આંચકા લેતાં હતાં!

ખુલ્લે ઘૂંઘટે ચાલી આવતી શબૂએ મોં પર ઘૂંઘટો ખેંચ્યો. આંખોની દુનિયા જાણે કે ઘડીક બંધ થઈ ગઈ. કાદવનો કાળો ઉજાશ, પાણીના ઝગારા, બધું ઘડીક વસાઈ ગયું. હાશ. તેના પગને ટાઢું લાગ્યું. પગ નીચેની જમીન જરા અસ્થિર બનતી લાગી. કાદવ શરૂ થયો હતો.

શબૂએ આંખ ઉઘાડી. રખે ક્યાંક લપસી જવાય તો?

આઠ-દસ આંગળના ચીકણા કાદવની નીચેની નક્કર ભોંયનો આશરો શોધી આગળ ચાલવાનું હતું. હા, નાની હતી ત્યારે ગામનાં છોકરાં ભેગી પોતેય લપસતી હતી. અને ઝાર ઊતરી ગયો હોય અને કિનારા પરનો કાદવ અકબંધ પડ્યો હોય ત્યારે તેમાં કોણ પહેલી પગલી પાડે એની કેવી ચડસાચડસી છોકરાંઓમાં થતી! અને આજેય આ જેણે પહેલી પગલી પાડી હશે એને કેવી મજા પડી હશે! આ પોતે તો!... અને આ બાપ-દીકરાએ તો કાદવને ખૂંદીને બગાડી નાખ્યો! તેને કશોક તિરસ્કાર વછૂટ્યો : મારો કાદવ બગાડી નાખ્યો! એ ઘરના લોક જ એવાં છે, કાયટિયાં!

''અને મૂઆ, મહીસાગરનાં પાણી માથે મૂક્યા વગર પાણીમાં પેઠા!''

બાપ-દીકરો ઢીંચણ લગી પાણી ડખોળતા નદીમાં અર્ધેક જેટલે પહોંચી ગયા હતા.

શબૂ પાણીની પાસે આવીને ઊભી રહી. વાંકી વળીને ખોબામાં પાણી લઈ તેણે માથે મૂક્યું : ''મહીસાગર મા! સારું કરજે, મારી માડી!'' બોલી તેણે પાણીમાં ડગલું દીધું.

ખળળળ! ખળળળ! પાણી તેના પગમાં રમતાં રમતાં વહેવા લાગ્યાં. શો ટાઢો સ્પર્શ! કેવી ગલીપચી! મહીસાગર મા! મરું તો તારા જ ખોળામાં. એક દહાડો તારા ખોળામાં આમ ચાલી આવીશ, ચાલી આવીશ. તારે ઘેર મને લઈ જજે! અરે બળ્યું,

આજે આવા વિચાર કેમ આવ્યા કરે છે! તેનું હૃદય ઘડીક ધબકી ઊઠ્યું.

ડહોળાયેલાં પાણીમાં તેનો આછો પડછાયો પડતો હતો. તેણે વાળેલો કાછડો, મોઢિયાવાળું કાપડું, ઓઢેલી ચૂંદડી અને તેની શ્યામ રેશમ જેવી તગતગતી કાયા, એ બધું નદી સ્પષ્ટ જોઈ શકતી ન હતી તેથી જાણે દિલગીર થઈને વહી જતી હતી. હા, પાણી નીતરેલાં હોય ત્યારે તેમાં પોતે સહિયરો સાથે કેવાં મોઢાં જોયાં હતાં!

એને બાળપણની સહિયરો યાદ આવવા લાગી. તેના હૃદયમાં એક ઉમળકો આવ્યો. એક સહિયરને પોતાના સાસરાના ફળિયામાં જ પરણાવી છે અને હવે તો તેને છૈયો પણ છે! તેને થઈ આવ્યું : ક્યારે જઈને તેને રમાડું? અને તે સાથે જ તેને પોતાના ઉદરમાં કશુંક સ્ફુરતું લાગ્યું. થોડાક વિકસેલા પેટ ઉપર હાથ મૂકી તે ઘડીભર પાણીમાં થંભી ગઈ.

ક્યાંથી બાળકના રડવાનો અવાજ તેને સંભળાયો. તેણે કાન માંડ્યા. આજુબાજુ વેરાન વેરાન હતું. નદીના પાંચ ગાઉના સપાટ ભાઠામાં ઝાડપાન, ઘર-ખોરડું કશાનું નામનિશાન ન હતું છતાંય બાળકનું રડવું સંભળાયે જ ગયું.

"શું હશે? સારું કરજે, અંબા મા!" બોલી તે આગળ ચાલી.

પાણી ઊંડાં થવા લાગ્યાં. પાણીની તાણ વધવા લાગી. તે ચણિયાને ઊંચો કરવા લાગી અને પગને વધારે દાબીને મૂકવા લાગી. નીચે કશુંક આવ્યું અને તેનો પગ જરાક લપસ્યો. ઓ પડી! ઓ ખેંચાઈ! અને મૂઆ પેલા તો સામે કાંઠે જઈને ઊભા છે! એમને ઘેર જવા કરતાં આ મહીસાગરમાં તણાઈ જવું શું ખોટું છે? અને હમણાં ઘોડો ચડી આવે તો કેવું! તેનું હૃદય ઝંખી રહ્યું.

પણ તેના હૃદય કરતાં તેના પગમાં વધારે આવડત હતી. પાણીના જીવ પેઠે તે દૃઢ બનીને ચાલવા લાગ્યા. એકાએક તેને ગળે સોસ બાઝવા લાગ્યો. મહીસાગરનું ટીપું તેનાથી મોંમાં મૂકી દેવાયું અને તે તરત તેણે થૂથૂ કરી થૂંકી નાખ્યું. ખારું ખારું ઊસ! પણ પાણી! ઓ રામ! ભાઠામાં તરસ! એ તો જીવલેણ બની જતી. આટલી પાણીથી ભરીભાદરી નદી પણ કામમાં ન આવે. અને ફરતા પાંચ ગાઉમાં મીઠા પાણીનું ટીપુંયે ન મળે. ભાઠામાં તરસનાં માર્યાં પણ કેટલાંય મરી જાય છે. પણ હવે તો પરબ મંડાય છે. એટલે સ્તો કોઈએ પાણી સાથે લેવા ના દીધું. હીંડીને જવાનું છે, માટે ભાર શું કરવા કરવો? બાકી માએ તો બતક ભરીને તૈયાર પણ રાખી હતી. બધાં જ કહેવા મંડેલાં કે આ ઘડીવારમાં તો પહોંચી જવાશે હવે.

તે કાંઠે આવીને ઊભી રહી અને તેની નજર પાછળ ફરી.

નદીનો પટ, પેલી બાજુનો કાદવ, તે પછીની રેતી, તે પછી કોતર, ગામની ભાગોળ, ફળિયું, ઘર : જાણે એક ડગલામાં જ પોતાનો દેશ મૂકીને પરદેશમાં

પહોંચી ગઈ હોય એમ તેને લાગ્યું. તેને ગળે ડૂમો ભરાવા લાગ્યો.

"આ તો પરભોમ છે! મારું પિયર તો ત્યાં રહ્યું!" નદીમાં હતી ત્યાં લગી એને ધીર હતી કે પોતે પોતાના પિયરમાં જ છે, પિયરની શીળી છાયામાં છે, પણ કાંઠે આવીને ઊભા પછી તરત જ જાણે પરાયાના હાથમાં પડી છે એમ તેને થઈ આવ્યું. આ કાંઠો અજાણ્યો છે, કાદવ અજાણ્યો છે, રેતી અજાણી છે. અને પેલા બાપ-દીકરો! એ તો જમ જેવા લાગે છે!

તેના પગમાંથી ચાલવાનું જોર જતું રહ્યું. કેટલે વરસે પોતે આ કાંઠે ડગલું દીધું હતું!

નાની હતી ત્યારે પરણ્યા પછી પહેલી વાર વળાવી હતી તે જ. તે વેળા તેને ગાડામાં ઘાલીને લઈ ગયા હતા. હા, આ રેતીમાં રમવાનું બહુયે મન થયું હતું, પણ નીચે ઊતરવા દે તેવું કોઈ ન હતું. જાણે ગયા જનમની વાત જેવું બધું લાગે છે!

પોતાના બાપા જીવતા હોત ત્યાં ક્યાંય બીજે ઠેકાણે ઠામ પાડી દેત. પણ રાંડીરાંડ મા બિચારી, અરે બિચારી! વરસો લગી તે કોણ રાખે? એ તો બાપે જ આજ લગી વટ રાખીને દુખિયારી દીકરીને સાસરાના ત્રાસમાંથી બચાવી લીધી હતી.

બાકી સસરો તે કેવો! સાવ રાખસ જેવો! માણસને મારી નાખતાં એને વાર ન લાગે! કહે છે કે એમનો મોટો છોકરો મરી ગયો ત્યાર પછી તેની વહુને - કોણ જાણે, બળ્યું લોકોય કેવી વાતો લાવે છે? મને તો તે ઘડી કશી ગતાગમેય ન હતી - હા, તે વહુને એમના જ હમેલ રહેલા ને પછી કંઈ ન નીવડ્યું તે ગતે કરી દીધેલી. અને વાત ઉડાડી કે નદીમાં તણાઈ ગઈ. મેર, હશે. પણ એ રાખસ, તેનું મારે શું? એવાથી બીઉં તો હું મારા બાપની છોડી નહીં! પણ જ્યાં ખીલો જ ઢીલો ત્યાં હું તે જોર કેટલું કરું? એ અમારા પરણેત... હશે જવા દો એ વાત.

સુખી થજો બાપા, કે તમે મને આટલાં વરસ બચાવી રાખી. અને એમ તો આટલામાં ક્યાંક બીજે મને ઠામ પાડી દીધી હોત. પણ બાપા તો બિચારા ધાડમાં ખપી ગયા. એ ધાડમાં જવાના હતા તે પહેલાં પેલા ભિયા તેને તેડવા આવ્યા હતા. અને ત્યારે બાપાએ કેવું સંભળાવી દીધું હતું! "બાપ આગળ તો કશું બનતું નથી ને મારી દીકરી પર શૂરવીર બનવું છે? ચાલો, જોર હોય તો મારી જોડે ધાડમાં. બતાવો બહાદુરી! મારી બીજી દીકરીય તમને આપું." પણ બાપડો બાપડિયો! સાવ બાપડિયો! 'મને તો બાપાએ તેડવા મોકલ્યો છે' કહી તે નીચે મોંએ બેઠેલા. જાણે હજીયે અંગૂઠો ધાવવાની ટેવ ન હોય! અને પોતાના બાપે તેને કેવા ધુતકારી કાઢેલા! "બાપાએ તેડવા મોકલ્યા છે! ત્યારે તમે જાતે તો તમારી ઘરવાળીને તેડવા નથી આવ્યા ને? જાઓ, જાઓ, ઢોરાં ચારી ખાઓ. મારી દીકરી નહીં આવે તમારા જેવાને ત્યાં. શી ખબર કે તમે આવા..." અને તે બિચારો કેવો થથરતો હતો!

બાપાએ ધાડમાં જવાનું તેમને કહ્યું પણ ખરું, પણ એ ભિયા જાય તો પછી ભિયા શેના? એમાંય વળી બાપને પૂછવું તો પડે ને?

તે રાતે બાપા ધાડમાં ગયા અને ભિયા રાત રહી પડ્યા...

કેટલાં વરસ પછીની રાત... પોતેય બધું ભાન ભૂલી ગઈ. અરે ભૂંડી! એવો બાપડિયો, તોય એ આદમી! અને પોતે અસ્રી તે અસ્રી! આ ગોઝારી રાત! બીજે દહાડે ખબર પડી કે રાતે બાપા મૂઆ અને આ ભિયાએ પોતે ક્યારે જતા રહ્યા તેની ખબરેય ન પડવા દીધી. અરે ભલા, ઘડીક વાડામાંય બોલાવી મને વાત કરી હોત તો! પણ તો તો પછી મને ક્યારનાય લઈ ગયા ના હોત?

અને વાઘ જેવા બાપા ગયા એટલે તો બીજાનું જોર વધે જ ને? દીકરીને કોણ વારસ કરે? અરે, પોતાને માટે કેવી કેવી વાતો અદેખા લોકોએ ઉડાડવા માંડી! અને બિચારી માય શું કરે! દીકરી જેવી દીકરી! અને તેય પાછી ભારે છેડે! આવતા-જતા જોડે સાસરે કહેણ મોકલાવ્યું કે તમારી વહુને તેડી જાઓ, અને વળાવીશું. અને જાણે ઇડરિયો ગઢ જીતવા આવ્યા હોય તેમ બાપ-દીકરો આવ્યા. પણ અરે, એમનાં મોઢાં! અને એ ભિયા!... મારું બીજું કશું કરવાનું માને ના સૂઝ્યું?... અને એ તો હું ઠરીને બેસી રહી. મેંકુ એમનામાં ક્યારેય કશો જીવ આવશે અને સારું થશે. પણ એ તો દસ વરસે પણ એવા જ, બાપની બાંય ઝાલીને ફરનારા રહ્યા. નહીં તો આટલાં વરસ હું બેસી રહેત શું કામ? શું મને બીજા નહોતા મળતા? અને આમેય મેં મહીનાં પાણી પીધાં છે, માડી મહીસાગર...!

તેના પેટમાં વળી બાળક સ્ફુર્યું! અંબા માનું નામ લેતી તે આગળ ચાલી. થોડે દૂર કોરી રેતીમાં બેય બાપ-દીકરો ઊભા હતા. તેમનાં મોંમાંથી ધુમાડા નીકળતા દેખાતા હતા. અરે, બાપ-દીકરાના ધુમાડામાંય કેટલો બધો ફેર!

તેને આવતી દેખી તેઓ ચાલવા લાગ્યા. તે ઘડીભર થંભી ગઈ. તેની આંખે તમ્મર આવ્યાં. તેણે આંખો ઉઘાડી. દૂર દૂર ઝાંઝવાં દેખાતાં હતાં અને એ ઝાંઝવાંમાં બાપ-દીકરો મળી જતા હતા! તેણે બૂમ પાડવા પ્રયત્ન કર્યો : "મારે પાણી પીવું છે!" પણ ગળામાંથી અવાજ ન નીકળ્યો.

તે પગનું બધું જોર ભેંગું કરી ચાલવા લાગી.

બાપ-દીકરો સહેજ પાછી નજર કરતા આગળ ચાલ્યે જ જતા હતા.

તેની નજર વળી પાછી ફરી. જાણે તેને કોઈ પાછળથી ખેંચી ન રહ્યું હોય! "દીકરી, પાછી આવ." "બેટા, પાછી આવ." એ પિયરનાં ઝાડવાં, નદીનાં કોતર, નદીની રેતી, અરે નદીનાં પાણી પણ આઘાં ને આઘાં થતાં જતાં હતાં. ડગલે ડગલે જાણે તેના પગમાંથી જોર હરાતું હતું.

અને પેલા બે જણ તો જાણે સડસડ હીંડ્યા જ જાય છે.

"ઊભા રહો કે... મારે પાણી પીવું છે!" તેણે બૂમ પાડી. સામી દિશાથી આવતો પવન તેની બૂમને પિયરની દિશામાં જ લઈ ગયો.

ગળામાં તેને સોસ પડવો શરૂ થયો. તેણે પગમાં જોડીઓ પહેરી લીધી. જોડીઓમાં રેતી ભરાઈ જવા લાગી. તે ઘડીક થોભી. સૂરજના ઝળહળતા તાપમાં તેની આંખો ઘડીક મીંચાઈ ગઈ. તેણે આંખો ઉઘાડીને જોયું તો ચારે કોર ઝાંઝવાં જ ઝાંઝવાં દેખાય છે. નદી પણ ઝાંઝવાં ભેગી ભળી ગઈ છે. આસપાસ નજર જાય ત્યાં લગી ઝાડપાન, જનજનાવર કશું જ દેખાતું નથી. ઊનો પવન સૂસૂ કરતો રેતીની વાછંટો મારતો જાય છે. આમ એક કોર દૂર સાસરિયાંની કાળી ઘેરી સીમ દેખાય છે, આણી કોર પિયરની કાળી ઘેરી સીમ દેખાય છે. જાણે પોતે રણની વચ્ચે ઊભી છે! એકલી, અટૂલી! પેલા બે જણ છે. પણ એ તો હીંડ્યા જ જાય છે, પાછું વાળીને જોતાય નથી. આ ઉજ્જડ વેરાનમાં એનો જીવ જાય તોય કોણ પૂછનારું છે?

"તારો જ એકલીનો જીવ?" એને સવાલ કરતું હોય તેમ ઉદરમાં બાળક સ્ફુર્યું. કોઈ બાળકના રડવાનો અવાજ સંભળાયો. અરે, આ રણમાં બાળક ક્યાંથી? કેવી ધખના! પોતાની ગોઠણનો છૈયો તેને યાદ આવ્યો. જાણે એ જ ના રડતો હોય! પોતે જઈને એને રમાડશે અને બેચાર મહિના પછી પોતાનેય છૈયો, હા, છૈયોસ્તો! બેય ભેગાં મળી રમશે. તેના હૃદયમાં એક ઉમળકો આવ્યો. તેની છાતીમાં પાનો ચડ્યો. તેણે કોમળ હાથે પોતાનાં ભરાવા લાગેલાં બેય સ્તન દાબ્યાં. ધબક! ધબક! ભૂંડું કાળજુંય કેવુંક છે! તેની આંખમાં હરખનાં બે આંસુ આવ્યાં, તેને લૂછ્યા વગર જ તે ચાલી.

બાપ-દીકરો એકાએક ઊભા રહેલા દેખાયા. તેને ધ્રાસકો પડ્યો. બેય જણ ઊભા ઊભા બીડીના ધુમાડા કાઢતા હતા. અચાનક તેને પોતાની પાછળ કોઈક આવતું લાગ્યું. તેણે નજર ફેરવી. જાણે બાપનાં જ પગલાં હતાં! અરે રામ! આ શું? પણ કોઈ દેખાતું ન હતું. તે ચાલવા લાગી. વળી પાછાં પગલાં સંભળાય છે! તેનું હૃદય ભયથી કંપવા લાગ્યું.

બાપ-દીકરા પાસે આવીને તે ઊભી રહી. એનો વર તેના તરફ ઘડીક જોઈ રહ્યો. સસરો પૂંઠ કરીને ઊભો હતો. વર કંઈક બોલવા જતો હતો પણ તે બોલી ન શક્યો. અને તે બોલી :

"પાણી પીવું છે. મારે ગળે કાચકી બાઝે છે."

"આટલામાં પરબ તો ક્યાંથી હોય?" તેનો વર ગણગણ્યો.

અને તરત એક બાળકનું રડવું સંભળાયું. તેના સસરાએ એક ખૂખારો ખાધો. "હા, છે પરબ. ચાલો!"

શબૂને પોતાના વરના મોં પર એક રીતની મૂંઝવણ દેખાઈ. તેને તે ન

સમજાયું. અને સસરો ચાલવા લાગ્યા. તેની પાછળ વરે ચાલવા માંડ્યું. અને તે પણ ચાલવા લાગી.

તેઓ થોડુંક ચાલ્યાં. તેને લાગ્યું કે તેઓ બધાં અવાજથી ઊલટી દિશામાં જઈ રહ્યાં છે. છોકરાનું રડવું આઘું ને આઘું જતું જાય છે.

"આમ ક્યાં જઈએ છીએ? આમ ક્યાં જઈએ છીએ? પરબ તો આણી કોર છે!" તે બોલી.

"પરબ તો આણી કોર છે, વહુ! એ તો તમને સંભળાય છે એવું." સસરાએ જે દિશામાં જતાં હતાં તે મોર હાથ કરી રહ્યું.

અને તેઓ ચાલ્યે ગયાં. બાળકનું રડવું તમરાના એક આછા અવાજ જેવું બની ગયું.

પાણી! પાણી! પાણી! તેને ગળે ડૂમો ભરાવા લાગ્યો. "મારાથી હવે નહીં હીંડાય. મને પાણી લાવી આપો." તે બેસી પડી.

તેની આગળ ચાલતા બાપ-દીકરો અટક્યા. બાપે ચારે કોર એક નજર નાખી. બધેય સૂમકાર હતો. એકલો પવન રેતીની વાછંટો ઉડાડતો વાતો હતો.

"નહીં હીંડાય?" તેના સસરાનો અવાજ આવ્યો. "અલ્યા, શું જોઈ રહ્યો છે?" તે દીકરાને ઉશ્કેરતો લાગ્યો.

તેનો વર તેની પાસે આવ્યો. તે માથે હાથ દઈને ઘૂંઘટો ઢાળીને બેઠી હતી. વરનો પડછાયો પોતાના પર પડતો તેણે જોયો. તે ઘૂંઘટો ઊંચકી વર સામે જોવા ગઈ ત્યાં વર તેના પર તૂટી પડ્યો, અને બેય હાથે તેની ગળચી પકડી લીધી.

તે ચોંકી, બેફામ બની ઢળી પડી. પણ તરત જ તેણે વરને પેઢામાં લાત મારી. વર દૂર જઈને પડ્યો. તે ધીરે ધીરે ઊભો થતો હતો ત્યાં સસરાની ખુન્નસ ભરેલી આંખો તેને પોતાના માથા પર ઝઝૂમતી દેખાઈ.

સસરાના ગાંઠાળાં આંગળાંવાળા વરુના પંજા જેવા હાથ તેના ઘોઘરાની આસપાસ ભિડાયા. અને દાંત કચકચાવી તેનું ગળું ભીંસતાં તે બોલ્યો :

"નહીં હીંડાય? નહીં હીંડાય? આટલાં વરસ નથી હીંડી તે હવે કેમ કરી હીંડવાની છે? ચરી ખાવું છે, ચરી. તું મારા ઘરમાં ન હોય! છિનાળ! એ તો હવે અહીં જ... અલ્યા એ હીજડા! શું જોઈ રહ્યો છે? પકડ, પકડ, એના પગ!"

તેના ગળા પર ભીંસ વધતી જતી હતી. તેના પગ પછાડા મારવા લાગ્યા. તેનો વર તે પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેના ગળામાં સોસ વધવા લાગ્યો. મહીસાગરનાં પાણીમાં પોતે ડૂબકી મારતી હોય તેવું તેને ઘડીક લાગ્યું. તેની આંખો ખેંચાવા લાગી. તે ઘડીક એકદમ ખૂલી ગઈ. તેના મોં પર સસરાનું વરુ જેવું મૂછાળું મોં ઝઝૂમી રહ્યું હતું. તેમાંથી બીડીની ગંધ આવતી હતી. એ મોંની પાછળ જે થોડું

આકાશ દેખાતું હતું તેમાં તેને દેખાયું કે એના બાપ જાણે હવામાં આમતેમ આંટા મારી રહ્યા છે - પોતાના બચ્ચાને પીંખી નાખતું જોતો કોઈ ગીધ ઊડતો હોય તેમ.

"બાપા!" તેના ગળામાંથી છેલ્લો અવાજ નીકળ્યો. અને પછી જાણે કોઈ પેટીમાં પોતે પુરાતી હોય તેવો ભાવ અનુભવતાં અનુભવતાં, દૂર દૂરથી બાળકના રડવાનો અવાજ સાંભળતાં સાંભળતા તેની આંખો મીંચાઈ ગઈ.

સસરો તેના ગળા પર છેલ્લી જોરાવર ભીંસ દઈને ઊભો થયો. દીકરાને લાગ્યું કે પોતે પકડેલા પગ હવે જરાયે જોર નથી કરતા, એટલે તે પગ મૂકીને ઊભો થયો. શબૂની આંખો અને જીભ બહાર નીકળી આવ્યાં હતાં.

"બાંધી દે એનું મોઢું." બાપે કહ્યું. છોકરો એમનો એમ ઊભો રહ્યો.

"મરે તું રાંડવા!" કહી બાપ ઊભો થયો. અને એક અનુભવીની દૃઢતાથી, સ્વસ્થતાથી તેણે દીકરાની વહુના મોં પર તેની ચૂંદડી વીંટી દીધી.

થોડી વાર પછી રેતીમાં સ્ત્રીના શરીરને ઠાવું પાડી બંને જણ, જે દિશામાંથી બાળકનું રડવું સંભળાતું હતું તે દિશા તરફ ચાલવા લાગ્યા.

પરબે પહોંચી તેમણે પાણી પીધું. બાપે પરબવાળીને પૂછ્યું : "કેમ છૈયું આટલું બધું રોવે છે?"

"એને કોગળિયું થાય છે, આજ સવારનું રડે છે, રૂપા હોણ!" અને પછીથી બોલી : "કેમ, વહુને તેડી લાવ્યા કે નહીં?"

રૂપા હોણ ચૂંગી ભરતા બોલ્યા : "ના મોકલી! બૂન!"

"એ તો મૂઆં એવાં જ છે! કેટલાં વરસથી ઘાલી રાખી છે. એમને માતા ભરખે!"

"હશે, બૂન! એવું ના કહીએ", કહી રૂપા હોણ ઊઠ્યા અને જતાં જતાં પરબવાળીના હાથમાં એક રૂપિયો મૂક્યો.

"લે છૈયાને ખાવાનું આપજે."

આ ડોસા પાસેથી ગાડાના પૈડા જેવો આખો રૂપિયો મળવાથી પરબવાળી બાઈ ઘણું અચરજ પામી. અને કંઈક મૂંઝાતી આંખે તેમની પાછળ તાકી રહી.

થોડે દૂર ગયા પછી મોંમાંથી ધુમાડાનો મોટો ગોટો કાઢતાં બાપે દીકરાને કહ્યું : "મેઘા, તેં ભાળ્યું'તું ને?"

"શું બાપા?" થરથરતે કાળજે છોકરો બોલ્યો.

"એના પેટમાં હમેલ હતા તે!"

"હા, બાપા! પણ..." છોકરો બોલ્યો. તે કંઈક વિશેષ બોલવા ઇચ્છતો હતો, પણ કોક અદશ્ય બીકનો માર્યો તે કશું બોલી ન શક્યો. અને બાપની પાછળ પગ ઢસડતો અર્ધો મુડદા જેવો તે ચાલવા લાગ્યો.

# 6

# મારી ચંપાનો વર

**- ઉમાશંકર જોશી**

લક્ષ્મી હજી તો કોડભરી જિંદગીને ઉંબરે પગ માંડતી હતી ત્યાં એનું ભાગ્ય નંદવાઈ ગયું. અચાનક જ એનો પતિ તાવથી પટકાઈ પડ્યો અને પૂરાં બે વરસ પણ નહીં માણેલું એવું લગ્નજીવન સંકેલી લઈને ચાલતો થયો. લક્ષ્મીને માટે આખી દુનિયા હતી ન હતી થઈ ગઈ. માત્ર, પોતાના હવે નિરર્થક થઈ પડેલા પ્રફુલ્લ સૌન્દર્યની કૂંપળ જેવી ચાર મહિનાની ચંપા એને મૃત્યુને તેડતાં રોકતી હતી.

સૌ કોઈએ કહ્યું કે લક્ષ્મીનો વર સાવ ઊંધા કપાળનો, એના નસીબમાં લક્ષ્મીનું રૂપ માયું નહીં. આમ મૂએલાને નિંદી જીવતીને ઘણી વાર લોકો પ્રશંસા અર્પતા. કોઈ વહેમિયું વળી આવીને કાનમાં કહી જતું, "કોઈ દુશ્મને મૂઠ જ મરાવેલી; નહીં તો તારા વરને ક્યાંય નખમાંય રોગ ન હતો. એના સુખની કેટલાને અદેખાઈ હતી તે!"

એ ગમે તેમ હોય, પણ એટલી વાત તો સાચી હતી કે લક્ષ્મી વરવાળી થઈ તે પહેલાં ગામનું સૌ કોઈ નાનુંમોટું પોતાની યોગ્યતા-અયોગ્યતાનો વિચાર પણ કરવા રોકાયા વિના જાણે લક્ષ્મીનો વર થવા માટે તૈયાર હોય એવું વાતાવરણ હતું. એમાં વાંક કોઈનો ન હતો. વાંક હોય તો હતો લક્ષ્મીના સોનેરી ઝાંયવાળા ભરપૂર વાળનો, આંખના શાંત તોફાનનો અને જવલ્લે જ ફરકતા - પણ તેથી તો દુર્દમ્ય ઉત્પાત મચાવતા સ્મિતનો.

અને એમ છતાં એનો કમનસીબ પતિ કટાણે ખસી ચૂક્યો! પેલા ભરચક લહરિયાળા વાળ એને મળ્યા હતા તે દિવસે એ જ વાળની એકેક લટે અનેક નિરાશ હૃદયો ફાંસીની યાતના પામી ખલાસ થઈ ગયાં હતાં. પણ ભૂંડાથી પોતાથી એ જીરવાયું નહીં! અને આજે એ જ વાળ, ફળાઉ ઝાડ ઉપરથી નમૂળીની વેલઝૂલને પીંખીને ફેંકી દે એમ, લક્ષ્મીના માથા પરથી ઉતારીને ફગાવી દેવામાં આવ્યા. એના

હાથ પરથી કંકણ દૂર થયાં! અને, પહેલાં એ જ હાથ પર એ જ કંકણ જરીક જ રણકી જતાંને - તો તો મોટા બે આકાશી ગોળા જાણે ન અથડાયા હોય એવો માણસોનાં હૃદયોમાં બુંબારવ થતો.

પણ એ બધું જ સમેટાઈ ગયું!

કોઈને કુતૂહલ પણ થતું કે આવી લક્ષ્મીથી વૈધવ્ય શેં જીરવાશે; તો વળી નારીજગતનું કોઈ પિછાનદાર પ્રાણી વૈધવ્યને સહ્ય કરવાના ઇલાજો પણ લક્ષ્મીને પઢાવી દેવા તલપાપડ થઈ જતું; કોઈ સમદરદી વિધવાથી લક્ષ્મીનો શોક સહ્યો ન જતો :

"તે આમ ઘેંશછાશ કરીશ - તો તું તો ભલે મરે, પણ સાથે આ છોડીએ શાં પાપ કર્યાં છે તે...?"

"તું જ કાંઈ નવાઈની રાંડી છે? બાઈ માણસ છીએ તે નસીબે રાંડપણ પણ આવે..."

"સાચવી લેતાં આવડવું જોઈએ, બા! પેલી ચતુર તેર વરસની રાંડેલી તે જુઓ છો ને - આપણી આંખો તળિયે તીસ વરસની થઈ! કેમ ગંગાબહેન, બોલતાં નથી ? તમારી બહેનની છોડી - ને કાશીબહેન, તમારા જેઠના દીકરાની વહુ - ક્યારે રાંડી તેય કોઈ જાણે છે જરી? સમય સમય પ્રમાણે વરતી લેવું જોઈએ, બા! આપણે તો એટલું સમજીએ...."

"ને હેં! દુઃખ તો સૌને છે. કોને નથી? હેવાતનમાંય ઘણીઓ નરક જેટલી આપદા ભોગવે છે; ને કોઈ રાંડીખડી વળી સુખથી આયખું પૂરું કરતી આપણે ક્યાં નથી જોતાં?"

"હવે તમે પંચાત મૂકશો? રાંડેલાંની ને માંડેલાંની, આખી દુનિયાની વાતો લઈને આવ્યાં છો તે! બિચારીને રડાવી રડાવીને અધમૂઈ કરી નાખી."

બોલનારા કોણ છે તે જરી ઘૂમટો ઊંચો કરીને લક્ષ્મીએ પોતે પણ જોઈ લીધું : "સારું થયું તેં સૌને ચૂપ કર્યાં!"

"વારુ, બાપ, આ છોડી પર દયા રાખજે, ને બહુ રોઈશ મા!..."

"સુખ ઓછું આખી જિંદગી હોય છે?"

"કંઈ કામકાજ હોય તો બેલાશક કહેજે. મારા કિશોરને મોકલીશ..."

"હવે જાઓ છો તમે કામકાજવાળાં?" કહી પેલી બહાદુર બાઈએ વળી સૌને ધમકાવી કાઢ્યાં. અને પછી, એ સૌ તો શું રોયાં હતાં - રામી લક્ષ્મીને ખભે ડોક નાખી દઈ ધ્રુસકે ધ્રુસકે રોઈ એથી કદાચ એને પોતાને પણ નવાઈ લાગી હશે. થોડી વારે છાની રહીને એણે લક્ષ્મીનો ઘૂમટો પોતાના હાથ વડે આઘો કર્યો અને એ હથેળીઓ વચ્ચે એના મોઢાને પકડી એની સામું એકીટશે તાકી રહી. મૂંઝાઈને લક્ષ્મી

બોલી : "સૌને તમે ધમકાવીને છાનાં કર્યાં, ને પોતે જ કેમ આટલું રોતાં હશો?"

"તું ન જાણે, લક્ષ્મી!" કહી રામી કાંપતી પાંપણે લક્ષ્મી સામું જોઈ જ રહી. એ પોતે ત્રીસ અંદરની પીઢ વિધવા હતી. એને તો બાળક પણ ન હતું. એનો વર જ બાળદશામાં ગુજરી ગયેલો.

"શું જુઓ છો?" અને પછી સહેજ ઉમળકાથી લક્ષ્મીએ ઉમેર્યું, "આટલા અચંબાથી તો એમણે પણ મારી સામું નહીં જોયું હોય." અને એટલું બોલતાં તો રામીની હથેળી નીચે લક્ષ્મીના ચહેરાના સ્નાયુઓ ઓગળતા હોય એમ હલવા લાગ્યા. હાથ લઈને રામી બોલી : "એટલે તો કહું છું, રડ મા, લક્ષ્મી! જો, પાછી હું પણ રોવા મંડી પડીશ હોં!" અને પછી પાલવથી લક્ષ્મીનાં આંસુ લૂછતાં લૂછતાં એકદમ પુરુષના જેવો અવાજ કરી દઈ બોલી : "વિધવાની ગત વિધવા જાણે. તારે તો હજી હવે એકલાં જીવવું છે અને મેં તો એવું કેટલુંય જીવી નાખ્યું. ગભરાઈશ નહીં જરીકે." અને જરીક પાછા હઠી એની સામું તાકીને કહેવા લાગી : "હું તો એ જ જોઈ રહી છું કે શું રૂપ છે! માથેથી વાળ ગયા તોય એ ને એ! હાથ ચાટૂડા સરખા થઈ ગયા તોય રજ પણ ખામી ન પડે! કંઈ નહીં, લક્ષ્મી, રડ્યે શું વળવાનું હતું? લગીરે ગભરાઈશ નહીં. તારો ધણી ફૂટ્યા કપાળનો હશે તે કાળનો કોળિયો થઈ ગયો, તું તો નથી..."

ત્યાં નાની ચંપાએ ઘોડિયામાં જરી અમળાઈને પડખું ફેરવ્યું એનાથી બંનેનું ધ્યાન જરીક એ તરફ ગયું.

"લોકનિંદા? લોક કોણ વળી? આપણે ને આપણે જ. ઘેર ઘેર માટીના ચૂલા. લક્ષ્મી, તને બધુંય સૌની પેઠે ધીરે ધીરે સમજાઈ જશે."

ઘોડિયામાં ચંપાએ જરી ઉંકારો કર્યો. લક્ષ્મી રામીની બેધડક વર્તણૂકથી ડઘાઈ જઈને સૂનમૂન બેઠી હતી, એણે ઘોડિયા તરફ આંગળીનો ઈશારો કર્યો ને અંધારાં આવતાં હોય એમ આંખો મીંચી દીધી.

"એ સાંભળી જશે? કેવી ઘેલી! એય મોટી થશે એટલે ઘણીય સમજશે કે..."

ચંપાએ ઘોડિયું હચમચાવી મૂક્યું, ને મોટેથી રડી ઊઠી. લક્ષ્મી નક્કર અવાજે બોલી, "એનું શું?" અને ઊઠીને ચંપાને છાતી સરસી લઈ લડાવવા લાગી : "બાપ, મેં તો, સત્તરઅઢારે કાઢ્યાં છે, તારે તો હજી..."

"સૌ પછીથી ધીરે ધીરે સમજી જાય છે", કહીને રામી ચાલતી થઈ.

ચંપાને લક્ષ્મીએ એકાંતમાં આંસુથી ને વહાલથી નવરાવી, અને એની સાથે અનેક વાતો કરી :

"પેલી દુરગા મારી વાલેશરી થઈને કામકાજ કરવા એના કિશોરને મોકલવા તૈયાર થઈ! ને રામી? એને તો આખી દુનિયાથી જાણે વેર ન હોય! પણ એનું શું!

ને એનું માનું તો મનેય શું? પણ બાપ, તું તો જીવતી જ મરે ને!... શાં લોક છે! એમની ક્યાં હું સલાહ લેવા ગઈ હતી? મારે મારું ઘર ભલું, આ ઘોડિયું ભલું! આટલી આ તું મોટી થાય, તને આબરૂભેર પરણાવું, તું તારે સુખી થાય, ને પછી એથી મારે વળી શું વધારે સુખ જોઈતું હતું? જો કેવી હસી પડી! જરી મોટી થઈ જા! પછી તો આપણે બેઉ વાતો જ કર્યા કરીશું, ને ઘર ભર્યું ભર્યું લાગશે. ને આયખું જતાં શી વાર?... પાછી કેવી ઠાવકી બની ગઈ! લે, હવે બહુ મચકો નહીં!... એમ? ત્યારે તું ભૂલે છે. તું મને હજી ઓળખતી નથી. હું લક્ષ્મી નથી, ચંપાની બા છું.''

ચંપાની બા!

લોકોએ જોયું અને કહ્યું : ''આજ લગી રાંડી તો એક લક્ષ્મી જ છે.''

''ધણી મૂઓ ને લક્ષ્મીય મૂઈ!''

''ક્યાં પહેલાંની રૂપરૂપનો અંબાર લક્ષ્મી ને ક્યાં આ કૂબડી?''

કીકીઓ પર પાંપણોના પડદા ઢળી ગયા, ને અસલ તેજ એની મેળે ઝંખવાઈ ગયું. નિરર્થક હોઠ બિચારા નજીક ન હોવો જોઈએ એવી બે વસ્તુઓની પેઠે, ખીચોખીચ ભરેલી મોટરબસમાં પારકાની પત્ની ને પારકીનો પતિ મનોમન સમજીને અડોઅડ સાવ સંકોચાઈને બેસી રહે એમ, સૂનમૂન પડી રહેતા. શરીરનાં અણુપરમાણુઓ મૂળ જ્યાં એક હતું ત્યાં લંબાઈને બબ્બે ત્રણત્રણ સમાઈ ગયાં. અને સાડલામાં શરીર સરખું કંઈ હોય જ નહીં એવું જાણે લાગતું.

દુરગાનો કિશોર કંઈ કામકાજ હોય તો કરી આપવા બેચાર વાર આંટા ખાઈ ગયો. રામીએ વળી કોઈ કોઈ આગળ લક્ષ્મીની ભાળવણી કરી હશે તે લોકો પણ અવારનવાર ફેરો ખાઈ ગયા. પણ લક્ષ્મી તો એને ખૂણે બેઠી બેઠી કાં તો વાસીદું ઉસરડી રહી હોય, કે કળશ્યાવાસણ કરતી હોય, કે અનાજ ભેળી રાખોડી ભેળવતી હોય, અને એની આખી આકૃતિમાંથી જોનારને અણગમો જ માત્ર નીતરતો દેખાતો. દિવસે દિવસે એણે પોતાના મનને પીલી નાખ્યું હતું. પુરુષો શેના, સ્ત્રીઓ શેની, દુનિયા શેની? લક્ષ્મીને તો એને એની નાની ચંપા. ચંપાની સમોવડી થઈને એની જોડે જીવ્યા કરતી. ચંપાને બેત્રણ વરસ થયાં એટલામાં તો લક્ષ્મી વીસત્રીસ વરસ ઘરડી થઈ ગઈ. રામીએ જ એક વાર નાની 'ચાંપલી'ને લાડથી ટપલી લગાવતાં કહેલુંને કે ''રાં..., તું જ લક્ષ્મીને ખાઈ ગઈ!''

પછી તો લક્ષ્મી બહારનું કામ કરતી પણ થઈ. ઘરમાં, ઢોરની સાથે ઢોર થઈને, ગાયભેંસના દોઝમાંથી થોડું ખરચ કાઢતી અને બહાર મોસમવાર ઘાસ, લાકડાં, મહુડીડોળ કરીને કાંઈક મેળવતી. દયણાંખાંડણાં તો ખરાં જ.

આમ પોતે દળાઈખંડાઈને ચંપાને ખીલવવામાં મશગૂલ રહી, ને વરસ પછી વરસ ગયાં તે જણાયાં પણ નહીં. પોતાની બધી આશાઓ દીકરી સાથે એણે એકરૂપ

કરી દીધી હતી. ચંપા સિવાયનાં લોકોને તો ગાંડી લાગે એવી રીતે પણ લક્ષ્મી કોક વાર વર્તતી. એણે કોઈ પુરુષ વિશે જવલ્લે જ કદી વાત કરી હશે. માત્ર ચંપાના વરની વાત ઘણી વાર એના મોઢામાંથી હોંશભેર સરી આવતી. ચંપાની ગોઠણો એને એકાંતમાં ચીમટો દઈ ચીડવતી હશે એથીય વિશેષ સહીપણાથી લક્ષ્મી એને પજવતી, અને પછી સંતોષથી કહેતી : ''તું પરણી ઊતરે એટલે હું મારે જનમારો જીતી.''

કોઈકે એક વાર કહ્યું : ''લક્ષ્મી, ચંપા તારી દીકરી નીવડી તો ખરી, હોં! બરોબર તારો ઘાટેઘાટ ઊઘડ્યો છે!''

ચંપા સાંભળતી હતી. તે પોતાની બાની સામું જોઈ રહી અને બાની સાથે પોતાની સરખામણી થતી જોઈ એના મનમાં નિરાશા પણ થઈ.

''હા, હા, કાળો! સત્તર વાર કાળો. હુંયે કાળી છું ને તારો બાપે કાળો હતો. તું ક્યાંથી ગોરી પાકી આવી? કોઈ કાળો જ ગોતી કાઢવો છે, યાદ તો રાખ!'' લક્ષ્મી રાતે ઊંઘી જતાં પહેલાં અંધારામાં સૂતાં સૂતાં ચંપાને ચીડવતી હતી. પંદર વરસ સુધી બિચારીએ કોઈ પુરુષની સામું પણ જાણે જોયું ન હતું. કોઈની જોડે વાતચીત પણ ભાગ્યે જ કરી હશે. હવે અત્યારે સૌ ચંપાના વરની પંચાતમાં નવરાં થતાં ન હતાં, ત્યારે ચંપાની બાને પણ એનો વિચાર કર્યા વિના ચાલે એમ હતું નહીં. અને ચંપાની તો એ ભાવ - સદ્‌ભાવ - થી ગોઠણ હતી, એટલે બે જણ સહેજ નવરી પડે કે ચંપાના વરની તેવડમાં ગપાટે ચડી જતાં. ચંપાને તો આ બધું નવું નવું, કોડભર્યું, ઉમળકાભર્યું હતું, પણ લક્ષ્મીને માટે આ જૂના જીરણ કિલ્લાઓ પર નવો ઘસારો હતો.

કોક વાર ઘરડી થઈ ગયેલી રામી બારણે ફરકી જતી ને કઠોર અવાજથી બોલતી : ''હવે ક્યારે આ લપમાંથી છૂટીશ? મોટી નવાઈની દીકરીવાળી!''

બન્યું એવું કે ચંપાના વર વિશે ખુદ ચંપાએ જેટલી ચિંતા નહીં કરી હોય એટલી લક્ષ્મીએ કરી હશે. ચંપાને શા માટે પોતાના વર વિશે વિચારો કે તર્કવિતર્કો કરવા પડે? એનું બધું સંભાળનાર ક્યાં બા બેઠી ન હતી? લોકોએ તો માત્ર અંદર અંદર વાત ઉડાડીને સૂચન આપ્યું કે ચંપા પરણવાલાયક થઈ ગઈ છે. અંતે લક્ષ્મીએ એ સૂચનને ઉપાડી લીધું. માતા તરીકે લગ્નની જવાબદારી વગેરે તો એણે ઉઠાવવાની જ હતી. મજૂરીથી પૈસા પણ એકઠા કર્યા હતા, એટલે ખર્ચખૂટણની ચિંતા ન હતી. પણ ચંપાનો વર પસંદ કરવો એમાં મુશ્કેલી હતી ને?

ચંપાનું ચિત્તંત્ર પોતામાં ઉપાડી આણી ગોઠવ્યું હોય એમ એના વર વિશે લક્ષ્મીએ અનેક ભાવ ને ઉમળકાની લાગણીથી વિચાર કર્યા : ''બીજું તો શું, પણ મારી ચંપાનો વર આમ જરી ઠીક તો હોવો જોઈએ ને?''

ચંપા બધે તોફાની, પણ આ આગળ જરી ઓછાબોલી હતી. દીવો રાણો કરી એક રાતે મા-દીકરી બંને સૂતાં હતાં ને લક્ષ્મીએ કહ્યું : ''પેલા કુબેર ડોસા પણ એમના દીકરા માટે પુછાવતા હતા... હા? હં! શું... કહે છે?'' ઉત્તર નહીં મળતાં તે ચંપાને માથે હાથ ફેરવી ફરી પૂછવા લાગી અને એણે નકારમાં માથું હલાવ્યું તે જાણીને ચિડાઈ ગઈ. બોલી : ''તો પછી એમ કહીશ તો કંઈ વર નવો ઓછો હાલ જનમવાનો છે? ડાહી થઈ જા!''

કોઈ મળવા આવનાર કહેતું : ''એ ચાંપલી, આવી મા મળવી કળજગમાં દોહ્યલી છે હોં! એણે તને જીવને જોખમે મોટી કરી છે. એણે બધું રૂપ, ઘર, બાર તને દઈ દીધું છે ને પોતે ટૂંપાઈને પણ તને અછોઅછો વાનાં કર્યાં છે. એ કહે એમ કરજે. એવી બા કોઈને મળી નથી. દીકરી માટે તે કોણ એની પેઠે મરતું હશે બીજું?''

ચંપા પણ સમજુ અને ડાહી છોકરી હતી.

''ત્યારે બા, તું જ કહે ને?''

''હું શું કહું?''

''કેમ, ત્યારે કોણ કહે? તું બા છે તે તું સ્તો!''

''દીકરી તો તું છે ને? પરણવું તે તારે છે કે મારે?'' ને બંને હસી પડ્યાં. શાંતિ.

''તો તેં મને મોટી જ શા સારુ કરી?''

''તને આવડી કરી, તો હુંય આવડી થવા પામી. નહીં તો હું કંઈ ઘરમાં માઉં એવી હતી? તારી ખાતર ઘરબારણું પકડી રાખ્યું. એમ કે એક દિવસ તું મોટી થશે ને સારે આબરૂદાર ઠેકાણે પરણીને સુખી થશે.''

''આ વળી તારી આબરૂદારની વાત પાછી?'' ચંપાએ છણકો કર્યો.

''તો હું ક્યાં તને કહુંયે છું? તેં પૂછ્યું એટલે તને કહ્યું, બાકી હું તો તને રાજી રાખવા તો જીવું છું... ને એમ તો પાછી યાદ રાખજે કે હું તો મારો જન્મારો તારી આબરૂ માટે જ જીવી છું.'' લક્ષ્મી ગળગળા જેવી થઈ ગઈ.

ચંપાએ લાડથી માને કહ્યું : ''ત્યારે કહી દે ને?''

''મારી પાસે કહેવરાવે છે, તો ભલે. પણ હું તો નાના નાના અણઘડ જવાનિયાઓથી ત્રાસું છું. પેલી ગૌરીનો વર હમણાં રાંડ્યો, એ ઠરેલ છે, આબરૂદાર છે, દુનિયા ભમેલો માણસ છે, ને પૈસાપાત્ર પણ છે.''

''એવડો મોટો?'' ચંપાથી બોલાઈ ગયું.

''જો હવે બોલું તો કહેજે!... તે નાનો જોઈતો હોય તો સુંદરમાશીના દિયરને હજી કાલે જ છોકરો અવતર્યો છે. દોડ!''

અને હસવા જેવો પ્રસંગ ન હતો, છતાં ભોળાં મા-દીકરી બંને ખડખડ હસી પડ્યાં.

ગામના સૌ લોકોએ વાહવાહ પોકારી :

''મા તે આનું નામ, ને દીકરી તે આનું નામ!''

''લક્ષ્મીએ દીકરીનો ભવ સુધાર્યો.''

''બીજવરને પરણી મહાસુખ પામશે.''

''બિચારી લક્ષ્મી હવે એકલી પડી! શેં જીવશે?''

પણ લક્ષ્મી કાંઈ એકલી નહોતી પડી. એને હવે પૈસો કમાઈને એકઠો કરવાની જરૂર ન હતી. એ દૂધ સવાર-સાંજ રોજ માઈલેક છેટે જમાઈને ઘેર પહોંચતું કરતી. ઘી, માખણ પણ અવારનવાર મોકલતી કે જાતે આપી આવતી. જમાઈ પણ કોક કોક વાર આવે તો લઈ જાય.

જમાઈ પૂનમલાલ મજાના માણસ હતા. મળતાવડા પણ બહુ જ અને લક્ષ્મીને તો બે રીતની ઓળખાણ. પોતે સાસુ તો ખરી જ, પણ ગૌરીય એની બાળપણાની નાનામાં નાની ગોઠણ હતી. એટલે ગૌરી અને ચંપા વચ્ચે લક્ષ્મી એક પુલ સમી હતી. જમાઈ-સાસુએ શરૂઆતમાં ચંપા વિશે તો ઝાઝી વાત કરી નહીં, એટલે ગુજરી ગયેલી ગૌરી વિશે ઘણી વાર કલાકો સુધી વાતો કરતાં. ગૌરીના નાનપણના ઘણા રમૂજી કિસ્સા લક્ષ્મી ઊલટભેર કહેતી અને પૂનમલાલ ને તે બંને ગૌરીના એ દૂર દૂરના ભૂતકાળમાં લીન થઈ જતાં.

કોઈ શેરીએ પસાર થતું બૂમ પાડતું : ''શેના તડાકા ચાલે છે?... લક્ષ્મી, કોણ આવ્યું છે?''

''અરે...'' લક્ષ્મી ભર્યાભર્યા અવાજે જવાબ આપતી : ''મારી ચંપાનો વર.''

વહેલી રાતે શેરીનાં બે-ચાર જણાં મળ્યાં ત્યારે કોઈએ કહ્યું પણ ખરું : ''હવે કેવી લક્ષ્મી ખુશ રહે છે - દીકરી પરણાવી દીધી એટલે?''

''ખરું સ્તો, કેવડી મોટી ચિંતામાંથી છૂટી?'' બીજીએ ટાપસી પૂરી.

ટોળામાં કોઈ નવું આવીને બેઠું ને બોલ્યું : ''લક્ષ્મી, દીવા વખતે કોણ હતું એ - હું વાસીદું નાખવા જતી હતી એ વેળા?''

''મારી ચંપાનો વર.'' લક્ષ્મી બોલી.

''ક્યાં છે?''

''એ તો ગયા એમને ગામ.''

''તે અંધારું થઈ ગયું હતું ને ન ગયા હોત તો?''

''આપણે તો કહ્યું, પણ પછી કેટલું કહેવાય છે?''

''કેમ, સસરાને ઘેર રહેવાની વળી નવાઈ હોતી હશે?'' કહીને આવનાર બાઈ

છીંકણી લેવાના વધુ મહત્ત્વના કામમાં ગૂંથાઈ.

ઘરનું કંઈ નાનુંમોટું કામકાજ હોય તો અવારનવાર આવીને પૂનમલાલ સંભાળી જતા. ને હમણાં નવરી પડેલી લક્ષ્મીને કંઈ ને કંઈ નવું કામ સૂઝી પણ આવતું. માંવટીનો છેડો ફસકી ગયો હતો તે બરાબર કરાવ્યો, બારણું બરાબર વસાતું ન હતું તે ઠીક કરાવ્યું, ગાંધી વધારે પડતા પૈસા માગતો હતો તેનો બરોબર હિસાબ કરાવી લીધો. ત્રણ વેતરની એક ગાય હતી તે ઠીક પૈસા ઠરાવીને સારે ઠેકાણે વેચી દીધી.

"આ અભરાઈ ક્યારે મૂકી, લક્ષ્મી?"

"કોણે લાવી આપી?" બીજીએ પૂછ્યું.

"કોણ લાવી આપે વળી? મારી ચંપાનો વર!"

"નસીબદાર છો, બાઈ! નહીં તો કાંઈ બધા જમાઈ આવા નથી હોતા."

કોક વાર બંને જણાં વાતો કરતાં હોય, ને કોઈ બારણે ડોકાય ને જરી મલકાઈને ચાલ્યું જાય, ત્યારે લક્ષ્મીને થતું કે પોતે કેટલી બધી સુખી છે! હાંસીમાં કોઈ હસતું હશે, એની તો એને કલ્પના પણ ન આવતી. શા માટે આવે? પોતાના જમાઈ સાથે પણ છૂટથી વાતો કરવાનો એને શું હક નહોતો? સંસારે કશા પણ ધારાધોરણ ઘડ્યા વિના એવા કેટલાય હકો કુટુંબવ્યવસ્થામાં સ્થાપી રાખ્યા છે, ને કોઈને પણ એની સામે બબડવાનો હક નથી. અને લક્ષ્મી ક્યાં આ પંદર વરસ કોઈનીય સાથે બોલવા ગઈ હતી? પૂનમલાલ તો એનો જમાઈ છે - એની જોડે તો એ બોલવાની, બોલવાની ને બોલવાની.

પણ ક્યાં કોઈ 'ન બોલ!' એમ કહેવાયે આવે છે? અને કેટલાંય વરસોથી, કેટલાય જનમારાથી કોઈની પણ જોડે કદી બોલી ન હોય એમ લક્ષ્મી વાતે ચડી જતી, અને સમયનું પણ એને ભાન ન રહેતું.

"ચાલો, પૂરું કરો હવે! મારે મોડું થાય છે... તમે ને એ આંબા નીચે ગયાં ત્યાં સુધી તમે કહ્યું." પૂનમલાલે ઊભા થઈને અંધારું થઈ જાય તે પહેલાં ઘેર પહોંચી જવા માટે તૈયાર થતાં થતાં અધૂરી વાતનો તાંતણો મેળવી આપ્યો.

"મોડું તો થઈ જ ગયું છે, શી રીતે અંધારામાં જશો?"

"રોજ જાઉં છું કે આજ નવાઈ નો? ચાલો, ચાલો, વાત પૂરી કરો.... હં! તમે ને એ આંબે પહોંચ્યાં, પછી?"

"હા; રોજ રોજ મોડું થઈ ગયું હોય તોય જવા દઉં છું એમાં સૌ વઢે છે તો મને હોં, તમને નહીં."

પૂનમલાલે બહુ જ ઉતાવળથી તૈયાર થતાં કહ્યું : "અંધારું કે અજવાળું, ઘેર ગયા વગર છૂટકો છે?... હં, હં, પેલી વાત?"

"સસરાને ત્યાં તે રહેવાની વળી નવાઈ હોતી હશે?" પોપટની પેઠે લક્ષ્મી

યંત્રવત્ બોલી ગઈ.

"તમે કહેતાં'તાં એ વાત કહી દોને એટલે ઊપડું. ઊલટું વધારે મોડું થાય છે."

"તો કંઈ નહીં; કાલે. આજ ઉપર કંઈ છાપ છે?" લક્ષ્મીએ સાવ થઈને કહ્યું. પૂનમલાલને લાગ્યું કે લક્ષ્મીને ખોટું લાગ્યું છે, એટલે એ નચિંત હોવાનો ડોળ કરીને થોભ્યો. જોકે ખરી વાત તો એ હતી કે લક્ષ્મી પોતાનું નાનપણ સંભારીને ગૌરી વિશેની વાત કહેતી હતી એ પૂરી સાંભળ્યા વગર એનાથી એક ડગલું પણ ખસાય એમ ન હતું.

"ચાલો, આ ઊભો. હવે તો કહેશો ને?"

હસીને લક્ષ્મીએ કહ્યું : "એમાં છે શું? કાલે કહીશ. કહીશ તમે ફરી આવશો ત્યારે."

"ના, ના; અધૂરી તો રાખો જ નહીં... હં.. આંબા નીચે, પછી?"

"પછી, મેં એક પથરો વીંઝીને આંબા ઉપર નાખ્યો. કાંઈ કેરી તો ન પડી, પણ બે બંગડીઓ સામસામી અથડાઈને નંદવાઈ ગઈ..."

"હં!" જવાની ઉતાવળમાં, વાતમાં કંઈ ખાસ રસ ન પડતો હોવા છતાં પૂનમલાલે હોંકારો ભર્યો : "પછી?"

"પછી ગૌરીએ પણ એક મોટો પથરો નીચેથી ઊંચક્યો ને વીંઝ્યો તો ખરો, પણ હાથમાંથી પથરો ફેંકાયો નહીં. ધબ્બ દઈને નીચે પડ્યો... 'હાથ ઊતરી ગયો રે,' એમ જોસથી વાડ તરફ જોઈને એ બૂમ પાડીને નીચે બેસી ગઈ. વાડની પેલી બાજુ કોઈ છોકરા જેવું જતું હતું, પણ એણે સાંભળ્યું નહીં હોય. હું જરી હાથ બરોબર કરવા મથી, પણ અડવા જાઉં કે ગૌરી છળી ઊઠે. સારું થયું તે એટલામાં રઘા ખેડુનો દીકરો એણી ગમ આવી ચડ્યો; એણે બે આંચકામાં હાથ બરાબર કરી દીધો. ચાર કેરીઓ પણ પાડી આપી. લઈને અમે વળીએ છીએ ત્યાં મને ડાબી કોણીએ આવતોકને પથરો વાગ્યો. વાગત તો ગૌરીને, પણ એ સહેજ ચૂકી ગઈ. રઘા ખેડુનો દીકરો તો ખળા ભણી જતો હતો, ને પથરો તો આવ્યો વાડ બાજુથી. હું રોઉં એ કરતાંય ગૌરી એ દિવસે ઝાઝું રોઈ હશે. રુએ ને વાડ ભણી જુએ! નાની, પણ કેવી ભલી!"

પૂનમલાલ ડઘાઈને ઊભો જ રહ્યો હતો. એને મનમાં અપાર વ્યથા થતી હતી. ત્યારે, ગૌરીએ પોતાને ખોટી વાત કહી હતી? એની આંખ આગળ આખો પ્રસંગ ફરી ભજવાયો : પૂનમલાલને વાડવાળી વાટે જતો જોઈને એનું ધ્યાન ખેંચવા ગૌરીએ ખોટી ખોટી બૂમ પાડી હતી. ખોટી જ બૂમ છે એમ સમજીને અને જોડે કોઈક છે એ જોઈ, એ ચુપચાપ ધ્યાન આપ્યા વિના ચાલ્યો પણ જતો હતો. પરંતુ પાછળ જોયા વિના રહેવાયું નહીં; ને જુએ છે તો ટીંબા પર ઘેઘૂર આંબા પછવાડે

સૂરજ ડૂબું ડૂબું થાય છે, અને રંગબેરંગી વાદળાંની ભોં આગળ, જેને એ આવતે આંબાગાળે તો પરણવાનો છે એ ગૌરી એક મામૂલી ખેડુના હાથમાં પોતાનો હાથ મૂકીને ઊભી છે. એના ઊછળતા લોહીને એમ જ સૂઝ્યું કે એ હાથને પથરો લગાવી ભાંગી નાખવો. પથરો ફેંકીને એ નાઠો. ગૌરી સાજે હાથે ફરતી, એટલે પોતે ગોત ચૂક્યો હશે એમ એણે મન મનાવ્યું હતું, ને ચૂક્યો એ બદલ પોતાને અભિનંદન પણ આપ્યું હતું. પાછળથી કદીક ગૌરીને આ વિશે પૂછેલું, પણ એ તો પીઠ બતાવીને કહેતી કે : "આ અહીં આવતો વાગ્યો હતો; કપાળમાં વાગ્યો હોય તો, હાશ, કેવું સારું થાત! દોડતા દોડતા પરણવા કોને આવત?"

આ બધું યાદ કરતાં કરતાં પૂનમલાલનું મગજ ગૌરી કરતાં લક્ષ્મીથી જ ભરાઈ રહ્યું હતું, અને ગૌરી વિશે થતું હતું તો તે એટલું જ કે મેં અજાણપણે લક્ષ્મીને લગાડેલું એ મારાથી એણે શા માટે છુપાવી રાખ્યું? એ વખતની લક્ષ્મી એને યાદ આવી. એની સામું પણ જોવાની પોતાની હિંમત ન થતી એ પણ એને યાદ આવ્યું. લક્ષ્મીના જાણ્યામાં આવ્યું હોત તો એ માનિની છોકરી પોતાનું શું કરત એય એણે કલ્પ્યું. ગૌરી તો એના મગજમાંથી દૂર દૂર ખસી ગઈ. અરે, મારાથી એવી લક્ષ્મીને પથરો મરાઈ ગયેલો... અને માઈલ છેટે ઘરમાં દીવો કરતી ચંપા તો અત્યારે મગજમાં સ્ફુરી પણ નહીં. એના દીવાને અજવાળે તો એ ગમે તેટલું મોડું થયું હોય તોય ઘેર ચાલ્યો જતો... અત્યારે તો એને એ જ થતું હતું કે પોતે પથરો મારનાર હતો એ કહેવું શી રીતે? વાત નહીં જેવી હતી. પણ એમ તો કઈ વાત એવી મોટી ભારે હોય છે? જે છે તે તો પ્રસંગમાં જ છે. પ્રસંગ ન જેવો ન હતો, અને સમય પણ.

"ખોટું બોલો છો. પથરો એને વાગ્યો હશે એટલે એ રોઈ હશે," કંઈ ન સૂઝતાં, એણે ભળતું જ બોલી નાખ્યું.

"ના, ના; હું શા માટે ખોટું બોલું? જુઓ, હજી..." અને કબજાની બાંય થોડી ઊંચી ચડાવી કોણીથી સહેજ ઊંચે એણે ઘા બતાવ્યો : "જુઓ, હજી આ ઘા રહ્યો."

"કંઈ ચોંટેલું હશે. ઘા જેવું નથી લાગતું," સમજ્યા વિના જ પૂનમલાલે બોલી દીધું.

અંધારું વધતું જતું હતું, પણ વાતોમાં હજી દીવો કરવાનું લક્ષ્મીથી બન્યું જ ન હતું. બારણા તરફ પૂનમલાલ ઊભો હતો એની તરફ ખસી બોલી, "જુઓને, જૂઠું શા માટે બોલું?" ત્યાં પૂનમલાલે જ એની તરફ ખસીને આંખ તીણી કરી હાથ તરફ જોઈને કહ્યું, "શું છે, શેના ઘા ને શેનું કંઈ?" લક્ષ્મી કોણી પાછળનો ભાગ બતાવવા માટે હાથ આમળીને ઊભી હતી, બીજે હાથે કમખો ઊંચો રાખી રહી હતી; તે જાણે શરીર બહારની કોઈ પારકી વસ્તુને પકડીને ઊભી હોય એમ લાગતું હતું. પણ "ના, ના; લાગેલું જ છે," એમ ઘાને લૂછવા આંગળીઓ વડે પ્રયત્ન કરીને

પૂનમલાલે કહ્યું, ત્યારે લક્ષ્મીના આખાય શરીરના અણુઅણુએ એ સાંભળ્યું.

બહાર શેરીએ થઈને ચાલી જતી બુઢ્ઢી રામીએ અમસ્તો ટહુકો કર્યો : "લક્ષ્મી!" અને ઉતાવળ હશે તેથી ડોકાયા વિના જ ચાલી ગઈ. "હાશ!"

વરસો સુધી લક્ષ્મીએ ચંપાથી પોતાનું જીવન ભરી દીધું હતું. છેલ્લાં વરસો ચંપાના વરથી ભર્યાં હતાં. ગૌરીની વાતોથી પણ એણે પોતાનો ઠીકઠીક સમય પસાર કર્યો હતો, અને એનું આલંબન લઈ હવે વધારે વખત કાઢી શકાય એમ ન હતું. ચંપાનું અવલંબન સાચું અને મજબૂત હતું. ચંપાના નામથી, એને લગતા ખ્યાલથી એ પોતાનું આખું જીવન ભર્યુંભર્યું રાખતી હતી. હવે એ પોતાના નામથી, પોતા વિશેના વિચારોથી જ જીવનને ભરી દેતી થઈ ગઈ. સમાજના પ્રવાહમાં તણાતાં તણાતાં જે રીતે રહેવું પડે તેમ રહેવા એના મનને એણે કેળવી દીધું હતું. કંઈ ધ્યેય નહીં, આડાઅવળા જવાની અધીરાઈ નહીં. સમાજનાં માઝામાં રહીને ચાલવું. બસ સમાજની એવી ઇચ્છા હતી, અથવા તો કહો એવી ટેવ હતી કે લક્ષ્મીએ પોતાની જાતને છૂંદી નાખવી ને નાની બાળકીને ઉછેરવામાં પરોવાઈ જવું. ભલે. એ જ સમાજે એને ચંપાનો વર આપ્યો. ભલે.

કીકીઓની નવી ચમકથી પોપચાં થોડાં અધ્ધર રહેતાં થઈ ગયાં. હોઠ, કોઈ અદીઠ પવનલહેરીથી હાલતા પાંદડા પેઠે, અંદર અંદર તકરાર થઈ હોય એમ બબડવા લાગ્યા. મોઢાની પાકી થઈ ગયેલી કરચલીઓની નીકોમાં નવું જ પૂર આવ્યું હોય એમ સર્વત્ર છલાછલપણું વરતાવા માંડ્યું.

કોઈ કહેનારે કહ્યું પણ ખરું :

"દીકરીને સુખે સુખી રહેનારી ઓછી માઓ હશે. લક્ષ્મી પોતે પરણી ત્યારે પણ આવડી હોંસીલી તો નહોતી."

જોકે એમ કહેવું એ કંઈ વધારે પડતું તો ખરું જ. 'કંઈક' એટલા માટે કે કોઈ વાર તો એ કથન અલ્પોક્તિ જેવું પણ હોઈ શકે. કેમ કે હોંશની જ જો વાત કરતા હો તો પોતાના પતિને હોંશભેર મળવાની એક નવવધૂને સમાજે તકો આપી છે તે કરતાં જમાઈને મળવાની એક સાસુને ઓછા સંકોચપૂર્વક આપી છે.

ચંપાને થતું કે, માએ મને પરણાવી દઈને માયા ઉતારી. ચંપાને ત્યાં લક્ષ્મી મળવા ઝાઝું જતી નહીં. જેને મળવું હોય તે પોતાને બારણે આવે અને સમાજની માઝા અને હકની નીતિમાં રહીને મળી શકાતું હોય તો પોતે તેને મળે. ચંપાને નવાઈ થતી કે પોતાની પાછળ મરી જનારી લક્ષ્મી એને કેમ આમ સાવ ભુલામણે નાખે છે!

ચંપાને સુવાવડ માટે પિયર લઈ આવવા લક્ષ્મી એને ઘેર ગઈ ત્યારે ફિક્કી માંદલી આંખોથી ચંપા પોતાનું રૂપ માએ ચોરી લીધું હોય એમ એની ભભક સામે

જોઈ રહી.

આજ તો નહીં, પણ આવતે સોમવારે ચંપા પિયર જાય એમ નક્કી થયું. પણ વચમાં શનિવારે જ અચાનક લક્ષ્મીને કોઈએ આવીને અધ્ધરશ્વાસે સમાચાર આપ્યા કે પૂનમલાલને એકાએક બીમારી થઈ આવી છે. લક્ષ્મી એક ક્ષણ ગુમાવ્યા વિના દીકરીને ત્યાં જઈ પહોંચીને તરત જ જમાઈની સારવારમાં રોકાઈ ગઈ.

''ચંપા, રોઈશ મા. ઝાઝી માંદગી નથી. હમણાં ફેર પડી જશે.'' અને એને દવા લઈ આવવાનું કહી પોતે ઓશીકા પાસે બેસી પૂનમલાલનું માથું દબાવવા લાગી.

પણ માંદગીમાં ફેર ન પડ્યો. સૌ આખો વખત મટકું પણ માર્યા વગર ખાટલા પાસે બેસી રહેતાં.

ત્રીજા દિવસની રાતે માંદગી ભારે હતી. પૂનમલાલથી બોલાતું પણ ન હતું. ચંપા ખાટલાને છેડે બેસીને પગ દબાવતી હતી.

''માકોરબાઈ, તમે તે ક્યાં સાસરિયાં છો? પણ ચંપા, ઘરડા માણસના દેખતાં જરી લાજમરજાદ રાખીએ. ખાટલા પર ન બેસીએ તો શું? લાવ, ખસ, નહીં તો હું પગ દબાવું.''

માકોરબાઈ સગડી આગળ ઝોકાં ખાતાં હતાં તે ઝબકી ઊઠીને ચિંતાથી જોવા લાગ્યાં કે માંદગી એકદમ વધી તો નથી ગઈ. ચંપાએ માકોર ને લક્ષ્મી બંને કરોડ કરોડ વરસ નરકમાં રહે એમ મૂંગેમૂંગે શાપ આપીને નિઃશ્વાસ નાખ્યો.

દિવસ ને રાત એક આસને લક્ષ્મી ઓશીકે બેસી રહેતી ને એકાગ્રપણે સારવાર કરતી. કોક કોક વાર પૂનમલાલ આંખો ખોલતો ને જુદાં જુદાં મટકાંમાં એક જ ચહેરામાં લક્ષ્મીને અને ચંપાને જોઈ એના મોઢા પર પ્રસન્નતા છવરાતી. કોઈ વાર ચંપા આવીને પતિનું ધ્યાન ખેંચવા ધીરેથી બોલાવે કે કંઈ કરે તો લક્ષ્મી પોતાના દરદીને સાચવવાની ફરજ કુશળપણે બજાવતી અને ''જરી જંપ્યા છે ત્યાં...'' કહી ચંપાને છણકાવી કાઢતી.

બાના આ હદબહાર વધી પડેલા વહાલથી ચંપા અકળાઈ ગઈ હતી. પાંચમી રાત ભયંકર હતી. બહારના અંધારામાંથી જામીને બન્યો હોય એવો મૃત્યુદૂત સૌની નજર આગળ તરવરતો હતો. ''ચંપા, ગંગાજળ લાવ જો!'' ''ઝટ કરને, ચંપા, પેલી સોનાની કરચ લાવને!'' ''અરે, નઘરી, તુલસી ક્યાં મૂક્યાં?''

હવે શોધો કે ન શોધો, લક્ષ્મીનું બાવરાપણું પણ થીજી ગયું; એના પોતાના શરીરમાંથી પણ પ્રાણ ચાલ્યો ગયો હોય એમ ભારેખમ થઈ ને એ નીચે ફસડાઈ પડી. એના પ્રાણને હવે ઊભા રહેવાનો આધાર જ શો હતો?

ભેગા થયેલા માણસોએ શબને ભૂમિ પર ઉતાર્યું.

લક્ષ્મી બીજી વાર રાંડી.

"તું રો મા, ચંપા. હું ક્યાં રોનારી બેઠી નથી?"

"હા, હા, લક્ષ્મી સાચું કહે છે. એ તો ગયા, પણ હવે તારે ઘર ઉઘાડું રાખવું હોય તો તારું નસીબ છે તે સાચવી રાખ." બીજી કોઈ બાઈ બોલી.

"હા; દીકરો અવતરશે તો કશી ખોટ નહીં રહે. ભલી હોય તો ઊગતા જીવને ટૂંપી ખા મા!" ત્રીજીએ ટાપસી પૂરી.

અને રોજ એમ સૌ ચંપાને સમજાવતાં ને એને રોવા દેતાં નહીં. લક્ષ્મી ભલે રુએ. પણ સમાજ એને હકપૂર્વક રોવા દે કે ન દે, લક્ષ્મીને નસીબે રોવા સિવાય હશે કશું રહ્યું જ ન હતું. હવે ફરી પાછું દુ:ખી દીકરીથી પોતાના જીવનને ભરી દેવું એ ખોટે છેડેથી જિંદગી શરૂ કરવા જેવું હતું. એણે રોયા જ કર્યું. ન ખાધું, ન પીધું, ન આરામ લીધો.

"બાઈ, આપણા મુલકમાં આવી મા પાકવી મુશ્કેલ છે."

"આ આટલી નાની ચંપા ન હોત તો એ તો એના વર જોડે જ મરી જાત."

"ને જીવી તેય મૂઆ જેવી જ ને?"

"જીવી આટલી છોડી કાજે. ઓછું એને જીવવું હતું?"

"ને ચંપા પરણી એટલે તો બસ - શું ઘેલીઘેલી રહે!"

"રહે જ ને? ચંપા કાજે તો એણે આવરદા કાઢ્યો હતો."

"હવે તે, ચંપાનું દુ:ખ જોવા હારુ જીવે? સારું થયું તે એને ભગવાને ટાણે મોત મોકલ્યું."

"લક્ષ્મી ગઈ. પણ એવી બીજી થવી મુશ્કેલ છે."

કોઈ જીભ લક્ષ્મીનાં વખાણ બોલતાં થાકતી નહીં. ચંપા મૂંગી મૂંગી આ બધું સાંભળતી અને પોતાના દુ:ખથી સમસમી રહેતી. લક્ષ્મીએ પોતાની જાતને ને પોતાનાંને દુભાવીને પણ સમાજને ક્યાંય દુભાવ્યો ન હતો, એ ચંપા જોતી અને ભોળી બાની સરળ ચાલાકીથી આશ્ચર્યચકિત પણ થતી.

બે મહિના પછી એને દીકરી અવતરી, ત્યારે આડોશીપાડોશીએ આવકારી તો નહીં, પણ પછી સૌએ મન મનાવ્યું : "દીકરી તો દીકરી, બાઈ; દીકરીએ દીવો રહેશે."

દીકરી મોટી થતી ગઈ ને પોતાની નાની બાને પ્રસન્નતાના વાતાવરણમાં લાવતી ગઈ.

અને ચંપા, બાનું વેર લેવા જાણે, બમણા વહાલથી દીકરીને ઉછેરતી રહી.

## 7

# આ ઘેર પેલે ઘેર

- જયંતિ દલાલ

સાંડસીમાં ભરાવેલી વઘારની વાટકી જાણે શી રીતે છટકી તે દાળમાં છમકારો બોલાવવાને બદલે કકડેલું તેલ જમીન પર પડ્યું. સવિતા પણ દાઝતાં માંડ માંડ બચી ગઈ. એકાદ છાંટો તો ઊડ્યોય ખરો. પણ એનું ધ્યાન એમાં ન હતું. ગગડીને આગળ ગયેલી વાટકીએ કરેલો અવાજ, એની આળી યાદદાસ્તમાં એક બીજા પ્રસંગને ઉપસાવી ગયો...

પણ એ હતી સ્ટેઇનલેસ સ્ટીલની વાટકી. થાળીમાં પીરસવા જતાં ચમચો કે વાટકીને અડ્યો હતો અને કેવો મીઠો રણકાર ગુંજી રહ્યો હતો! વાટકી નવી હતી, વાસણ નવાં હતાં. અમેય નવાં હતાં ને!

સવિતાના મને એને ના પાડી દીધી. જે બની ગયું હતું એની યાદને વાગોળ્યા કરીશ, તો અંતે એમાં મીઠાશ નહીં રહે. ઊલટાનું મન બળશે અને અત્યારે વળી મનને વધારે ક્યાં બાળે છે?

પણ... પણ... એ યાદ આવી જાય એને કરવું શું? ભૂલી જાઓ એમ જાતને કહેવું કેટલું સહેલું છે! બીજાને શિખામણ દેવા કરતાંય સહેલું, પણ આચરવું કેટલું મુશ્કેલ છે! ભૂલવું? શું ભૂલવું? ક્યારે ભૂલવું? કેટલું ભૂલવું?

ઊભી થઈને સવિતાએ વઘારની વાટકીની કોર પાછી સાંડસીમાં દબાવી. પણ મનને દબાવવા, ઊછળી પડતી યાદને દબાવવા, ક્યાંથીય શું લાવવું?

પેલે ઘેર...

જેવો મનમાં શબ્દ ઘડાયો એવી જ આખા અંગે ધ્રુજારી આવી ગઈ. પેલે ઘેર! કેવી વિચિત્ર વાત હતી? કૉલેજના દિવસોમાં પ્રાધ્યાપકે ઘૂંટાવેલી વ્યંજના પણ આટલી કાતિલ, મર્મભેદી હોઈ શકત? ત્યારે આ 'પેલું' ઘર હતું : આજે પેલું 'આ' ઘર બન્યું!

ઘટાદાર ઝાડ ઘટાને પોતાની શોભા અને શોભાથીય વિશેષ તો પોતાની પરમ રક્ષક માને છે. પણ પેલો બેશરમ અને દયાહીન પવન ઘટાને પીંખીને કેવો ડાળડાળને હલમલાવીને સીધો થડ પાસે પહોંચી જાય છે! આછાં કે ઘેરાં સ્પંદન જગાવી પવન તો પાછો બીજા કોક સાથે ટોળતોફાન કરવા નીકળી પડે છે. પણ શોભા, સ્વસ્થતા અને સુરક્ષા બધુંય ગુમાવી બેઠેલા ઝાડનું શું?

સવિતાને પણ આવું જ લાગ્યું. મનમાંકડું કઈ ડાળેથી ક્યાં કૂદશે એનો ક્યારે કોઈનેય અણસારો પણ લાધ્યો છે કદી? એને વિક્રમ યાદ આવ્યો.

આ જ કૂખમાં એનાં અસ્થિ બંધાયાં. અધૂરે અવતર્યો. મા કે દીકરાની કોઈનીય આશા ન હતી પણ બન્ને જીવ્યાં. અને આજે? વિક્રમે પોતે પુલિન સાથે રહેવાનું નક્કી કર્યું. સગી જનેતાથી દૂર. નવી મા પાસે. અને પાછું કેવું બોલ્યો?

"પેલે ઘેર જઉં તો આ ઘેર ન અવાય, પણ આ ઘેર રહું તો પેલે ઘેર તો જવાય જ ને!"

સ્વાર્થી કહેવો એને? હજુ તો માંડ દસ વર્ષ થયાં છે એને. અને પુલિન સાથે ઘરસંસાર માંડ્યે પોતાને પૂરાં બાર...

સળવળેલી સ્મૃતિ જાણે દઝાડતી હોય એમ સવિતાનું અંગેઅંગ કંપી ઊઠ્યું. શું કામ આ યાદ કરું છું? ઓછી બળેલીજળેલી છું તે પાછું આ ઝેરી નાગના ડંખને યાદ કરું છું?

પણ હું ક્યાં મારા મનની માલિક છું?

ઘરસંસાર!

ના. ના. ના. નથી યાદ કરવું એ બધું મારે. પતી ગયું. જેને સુખ માન્યું હતું એય વીતી ગયું. રાગ અને દ્વેષ, આનંદ અને વેદના, તૃપ્તિ અને અબળખા બધુંય વીતી ગયું. આકાશના તસુતસુને ડારતાંડરાવતાં, કાળા-ભમ્મર પાણીભર્યાં વાદળથી છાઈ દેતો મેઘ, મન મૂકીને વરસે છે ખરો, પણ પછી તો અવકાશને સ્વચ્છ, નીતરો, ડાઘ વગરનો, મોકળો મૂકીને ચાલી જાય છે. જિંદગીમાં મેઘની ખેલદિલી ક્યાં હોય છે? હા, સમસ્ત ચેતનને એ ઘોર કાળાં વાદળથી ભરી દે, પણ મન મૂકીને વરસતાં એને ક્યારેય આવડ્યું છે? એકાદ વાદળીના છાંટા વરસી જાય. વરસે ત્યારે અનરાધાર મેઘ લાગે. પણ વરસાદનાં બુંદ મુરઝાયેલી અને તપેલી ધરતી પર દયાવર્ષણ કરે, ન કરે, પણ મેઘ તો એમનો એમ જ ડારતો અને ડરાવતો ઝૂકેલો જ હોય. કાળાં, ધૂંધળાં, હામ અને હિંમતને ભાંગી દેતાં, ચેતનને ગૂંગળાવતાં, ભાનને ભુલાવતાં, સૂધસાનને મુરઝાવતાં વાદળાં...

ત્યારેય વાદળ ન હતાં એમ ન હતું. મુસીબતો તો ત્યારેય હતી. પણ દિલ જુવાન હતું. જુવાનીને જેબ દે એવી પ્રેમની હૂંફ હતી. પુલિનને પણ પોતાને માટે

પ્રેમ હતો. બધું જ હસુંહસું થતું લાગતું હતું. પુલિને જ એક વાર કહ્યું હતું ને?

'પેલું બોરસલીનું ઝાડ જોયું? પાંદડે પાંદડે લાખ લાખ ફૂલ હશે. પણ એ રાહ જોઈ રહ્યાં છે પવનની આછી ફૂંકની...'' પવનની આછી ફૂંક! પથ્થરમાં પ્રાણ પૂરે એવી જિંદગીની, ચેતનની આછી ફૂંક...

પણ આ જીવ બાળવાનો ધંધો શું કામ માંડીને બેઠી છે? વીતેલા સુખનું સ્મરણ મીઠું છે એવું તો કોક કાચો, શબ્દનો અર્થ ન જાણનાર બિનઅનુભવી, જોડકણાં જોડનાર જ કહી શકે. સોસો રાજવંશી કાળા નાગના ડંખનું ઝેર, સુખે ગાળેલી એક જ પળની સ્મૃતિમાં ભર્યું છે, એ કડવા સત્યને ન જાણનાર ગપોડી જ એમ કહી શકે.

વીતી ગઈ એ વાત. બદનામ થઈને ઘેર બેઠેલો અમલદાર શું ઘરની દીવાલ પર અમલદારી કાળની છબીઓ લટકાવી રાખશે? ઊતરી ગઈ તું, ઘેર બેઠી તું, બદનામ થઈને. પુલિને તને ફારગતી આપી. તારા પરનું હેત ઊતરી ગયું, લાખ લાખ ફૂલને ઝુલાવતી ડાળી એમ ને એમ જ રહી, પણ પવનની ફૂંક ન લાગી. એ તો બીજા ઝાડની ડાળીને ફૂંક મારવા, એ ફૂલ ખેરવવા જતો રહ્યો.

અને લાખ લાખ ના કહ્યા છતાંય સવિતાની સ્મૃતિમાં પેલો પ્રસંગ ઊપસી આવ્યો. ઘનશ્યામ વાદળ આછી વીજરેખાને ઉપસાવી આપે છે એમ.

પણ મનના એકાંતમાંય એને યાદ કરું? વિક્રમના જન્મ પહેલાંની વાત. 'જન્મ પહેલાંની' કહીને વાતને ટાળે છે કેમ, ભૂંડી? એ જ, એ જ ઘડી ને? વિક્રમ ત્યારે જ રહ્યો ને? બૉડીસ-કપડુંય પહેરાય એવું રહ્યું ન હતું... ભૂલી જા... સાવ ભૂલી જા.

હા, ત્યારે પુલિન મને વીજળીનું થયું હતું વીજી!

વીજી! ના, ના, બીજી. બીજી!!

પણ, ત્યારે તો પુલિન પૂરા વીસ દિવસ ઘેર ન હતો. બહારગામ ગયો અને પછી મુસળધારે બારે મેઘ તૂટી પડ્યા હતા. નદીનાળાં બધાં ઊભરાયાં. પુલ તૂટ્યા, ગાડીઓ અટકી ગઈ. અને એ હેમખેમ ઘેર આવ્યો. એ જ રાત. એણે મને વીજળી કહી. ક્યાંકની મને પહેલી ક્ષણે જ જાણ થઈ. ના, ના, ખાતરી થઈ. અને મેં પુલિનને કહ્યું પણ ખરું, પણ એ તો તોફાને ચડ્યો હતો! ''જે હોય તે.'' એને બીજું સાંભળવાનીય ક્યાં પડી હતી? ''અને રહે તો વાંધોય શું?'' કયા કાળે મારી જીભે પુછાયું :

''જિંદગીની છેલ્લી ક્ષણે શું ઇચ્છે તું?'' અને કેવો, જૂઠો, ખોટો, લબાડ જવાબ વાળ્યો એણે, હોઠ પર હોઠ ચોડીને? : ''આ.'' ત્યારે તો કેવું મીઠું લાગેલું?

પાજી હતો પુલિન!

કોળિયો હાથમાં જ તોળાતો રહી ગયો. સવિતાને ત્યારે જ ખ્યાલ આવ્યો. વઘારની વાટકી સરકી અને પોતે વિચારે ચડી. એની એ જ વાતો. એના એ જ

શબ્દ. પોતે રાંધ્યું ક્યારે? થાળી ક્યારે કરી? જમવા ક્યારે બેઠી?

બધુંય એવું જ ને! જિંદગીનું પણ એવું જ ને? ક્યારે રાંધ્યું? અને શું રાંધ્યું? જવા દે એ વાત...

પુલિન લબાડ હતો. ઢોંગી, ફરેબી, ધુતારો. છેતરી પોતાને. ભમરાની જાત. ધંધો જ ફસાવવાનો.

''આ શું છે તમારું?'' મેં પૂછ્યું હતું.

''કેમ વળી, શું છે મારું?''

''મનીષા કોણ?''

''કોણ મનીષા?''

''સીધું કહેવું છે?''

''પણ સીધું પૂછો તો ખરાં?''

''સીધું જ પૂછું છું. કોણ છે આ મનીષા? અને એને ને તમારે શું છે?''

''તું શું માને છે?''

અને પોતાનાથી તો એક અક્ષરે ન બોલાયો. શું બોલે પોતે?

એટલે પેલા સતા થયા :

''તું જ કહેને? તું જ શું માને છે? પાગલ, મારી મનીષા તો આ મારી સામે બેઠી. ગામની મનીષાને મારે શું કરવી છે?''

આજે જવાબ દેવાનો હોય તો કહું : ''ઘરમાં ઘાલવી છે.'' પણ ત્યારે? ત્યારે તો એણે ચિબુક પકડીને આંખમાં આંખ પરોવી અને ત્યાં વિક્રમ અંદર દોડતો આવ્યો અને આંખ ભરીને જોઈ રહ્યો. પછી પૂછે : ''ભાઈ, તમેય ફિલમ જોઈ આવ્યા? ફિલમમાં આવું જ આવે છે! પેલો દીનદયાળ છે ને, તે માલતી દેવીની દાઢી આમ જ પકડે છે...'

દીનદયાળ અને માલતી દેવી! હં.

''સવિતા મારે તને કાંક કહેવું છે.''

વરસેક પછીના અબોલા પછી એ પહેલી વાર મારી સાથે બોલ્યો.

મેં કહ્યું : ''કહો.''

''તને નથી લાગતું કે આમ જીવવા કરતાં આપણે છૂટાં થઈએ એ વધારે સારી વાત છે?''

''તમને એમ ઠીક લાગતું હોય તો મને વાંધો નથી'', હું એમ બોલેલી. ખરું જ કહેને બાઈ! જાત આગળ પણ ઢોંગ શા સારુ કરે છે?

અને પુલિને કહ્યું : ''તમને ગમે તે ઘર રાખો. આ ઘર કે પેલું ઘર.''

મને ગમે તે ઘર. ઘર! ટાઢ, તાપ અને વરસાદમાં માથે છાંય ધરે, એવું ઘર.

"પણ આમ શા સારુ?" હા, મેં કળકળતા હૈયે પૂછ્યું હતું. મારો કશો દોષ થયો હતો? વાંક હતો મારો? મારું મન બગડ્યું હતું? કોઈનાય સામે મેં નજર સરખી પણ નાખી હતી? હીરા-માણેક માગ્યાં હતાં? હઠ લીધી હતી? આપેને મને જવાબ!

સાવ નઠોર રીતે એણે મને જવાબ આપ્યો : "સવિતા, મારું મન ઊઠી ગયું છે."

મન ઊઠી ગયું છે એટલે? બીજે લાગ્યું છે એમ જ ને? કશું કારણ? શું ઓછું પડ્યું?

"બોલો, કયું ઘર લેવું છે?"

હું આ હવેલાં જોઈને આવી હતી અહીંયાં? ઈંટ, માટી અને છજાંઝરૂખા જોયાં મેં!

"રોકડ-ઘરેણાં જે અને જેટલું જોઈએ એટલું લઈ લો." અને મારે મોંએથી નીકળી ગયું : "વિક્રમ!"

"એને જ પૂછો. એની ઇચ્છા હોય એમ."

"તમારી શું ઇચ્છા છે?"

"કઈ બાબતમાં પૂછો છો?"

"મને દૂર કરીને..."

"હા. કહી દઉં તમને. હું મનીષા સાથે..."

બસ બસ બસ. ન બોલતા આગળ. પાજી, નફ્ફટ, બેશરમ. વિક્રમને અમે બોલાવીને પૂછ્યું. અમારા બેની વાતમાં ત્રીજો કોઈ આવ્યો હોય તો એક વિક્રમ જ.

પણ એ તો વિચિત્ર નીકળ્યો. મને પૂછે : "તું ક્યાં રહીશ?"

"જો એ આ ઘેર રહેશે તો હું પેલે ઘેર રહીશ." એ. એ. એ.

"પણ તું આ ઘેર રહે અને હુંય આ ઘેર રહું તો તો પછી પેલે ઘેર ન જવાય ને?"

"ના, ન જ જવાય. જવા પણ ન દઉં, અને શું કામ તું નકટો થઈને ત્યાં જાય? લાજશરમ ન હોય તો કાંઈ નહીં પણ મને આમ દગો દેનાર સાથે...."

"પણ હેં મા, હું પેલે ઘેર રહું તો તો તારે ત્યાં, આ ઘેર અવાય ને?"

ન હતો, મારી પાસે કશો જવાબ ન હતો. પવન ધૂળને ચકરાવે ઘુમાવી ડમરી ચડાવે છે. ઊંચે અને ઊંચે ફંગોળે છે. પણ ભીતરમાં તો હોય છે શૂન્ય અવકાશ!

હું આ ઘેર અને પેલા પેલે ઘેર. ઘરેણાં, ઘર, રોકડ...

ચીંધ્યું ત્યાં સહી કરી આપી. મનમાં એટલો ગુસ્સો હતો કે જાત બળતી હતી. નાલાયક, દુષ્ટ, લબાડ, નફ્ફટ, બેશરમ. અને કેવાં પાછાં ફરે છે? વિક્રમ કહેતો

હતો...

પણ તું શું કામ આ બધું યાદ કરે છે? તું એને મનથી ઊતરી ગઈ, કાશ ટળી. ખેલ ખતમ થઈ ગયો. બળ્યું એનું મોં. અને તારે તો આમ થવાની જરૂર જ હતી. ગજા વિનાની હુંફાત. બધાની ના છતાં તું એ કાળમુખા પર મોહી પડી એવી કે મા, બાપ અને બધાંને છોડી ભાગી ગઈ અને એને પરણી બેઠી. આજે એ જ રૂપાળો ફૂલ-ફટાકિયો તને ઊભે રસ્તે મૂકીને બીજી ડાળે બેઠો. આ એનો પ્રેમ! અને એ મનીષા તારા કરતાં રૂપાળી છે? ગોરી? નથી વાનનું ઠેકાણું. હા, લપઝપ બોલતાં આવડે છે અને ઘાયલ કરતાં આવડે છે. છે ભૂંડી નટડી.

અને બહારથી ઘાંટો સંભળાયો : "મા...આ...આ."

આ તો વિક્રમ.

"રમવા જતો હતો ત્યાં તરસ લાગી, તો મનુને કહ્યું કે આ ઘેર પાણી પી આવું."

ન સામું જોયું. ન ખાવાનું ધર્યું તે ખાધું. પોતાને જ હાથે પાણી પીને જતો રહ્યો.

આ વિક્રમને 'આ ઘેર' અને 'પેલે ઘેર' ન કરવાનું ન કહી શકાય?

પણ છોકરાનું કાળજું ક્યાં ઠેકાણે છે? એનું કાળજું ઠેકાણે હોત, અને આ મા માટે એને લાગણી હોત...

કેવી નઠોર થઈ ગઈ છે તું, સવલી? દીકરા જેવા માટે પણ કેવો ખ્યાલ થઈ ગયો છે તારો? દીકરો પારકો થઈ ગયો છે એમ કહ્યા કરે છે તું.

શાંત સરળ વહેતી નદીના પાણી સામે બંધ બાંધવાની સહુ વાત કરે છે. ઊછળતાં મોજાંવાળાં ધસમસતાં પૂર આડે બંધ બાંધવાની કેમ કોઈ વાત સરખી પણ નથી કરતું?

એ તારો દીકરો છે. તારાં હાડચામમાંથી એનાં હાડચામ રચાયાં. તારા લોહીમાંથી એનું લોહી...

વળ. મન, હજુય પાછું વળ.

કેવું સારું થાય, મનમાં કશો જ વિચાર ન આવતો હોય તો? આ શબ્દ! ભલા થઈને વિચારોને આકાર આપવાનું છોડી દો. છોડી દો.

પણ તું બીજાને શા સારુ વિનવણી કરે છે! તારા પોતાના અધિકારની વાત કરવી નથી અને બીજાને પાયલાગણાં કરવાં છે!

અધિકાર!

ના. ના. હું અધિકારની વાત નથી કરતી. હકદાવાની વાત પણ નથી કરતી. મારી જિંદગીને એમ મારે હટાણામાં ખરીદ-વેચ માટે મૂકવી નથી.

પુલિન માટે તને રોષ છે. તારા મનનાં મલોખાં એણે તોડી નાખ્યાં માટે એ

લબાડ થયો?

કેવા ભયંકર વિચાર કરે છે તું સવિતા? તારી જિંદગી એણે ધૂળમાં મેળવી. એને તું લબાડ-બદમાશ નહીં કહે તો કઈ રીતે નવાજીશ?

પણ તું એને... શું હું નહોતી કહેતી? શું સમર્પ્યું ન હતું તેં? મેં? આજે તું એનો લેનાર અને તું દેનાર એમ કેમ વિચાર કરે છે? જિંદગીમાં કોઈ કોઈનેય શું આપે છે? અને શું લે છે?

કેમ વળી મારું યૌવન, મારું સ્ત્રીત્વ, મારું મન, મારો દેહ, મારું સર્વસ્વ, સમસ્ત જીવન...

આપ્યું, તેં બધું જ આપ્યું. સમજીને આપ્યું. હૃદયપૂર્વક આપ્યું. કશીય દિલચોરી વિના આપ્યું. એ આપવા બદલ આજે તને ખેદ થાય છે? ભલી બાઈ, મનના એકાંત આગળ તો કબૂલી લે! બધા ભેગું પેલું પણ યાદ રાખને. પેલું, પહેલી નજરવાળું. કેવું એકાએક તને જાણે નસેનસમાં ગરમ લોહી કોકે સિંચ્યું હોય એવું લાગ્યું હતું? કેવો રોમાંચ થયો હતો? દેહ અને ચિત્ત સહુએ, કેવી કામઠા પર તંગ પણછ ચડાવી હોય એવી તંગ દશા ભોગવી હતી? એ તને કહેવા આવ્યો હતો? કહ્યા પહેલાં જ તો તું...

નહીં કહું એને લબાડ. નફ્ફટ-બેશરમ નહીં કહું. મારા બાળકનો પિતા! મનમાન્યો. નહીં કહું એને ચોટ્ટો. નહીં કહું એને દુષ્ટ.

હવે પકડાઈ તું. કર, કબૂલ કરી દે. હવે તારાથી નહીં છટકાય. અને આખી દુનિયાથી છટકીને જઈશ, બધાને હાથતાળી દઈશ, પણ આ તારી જાતનું શું કરીશ? ત્યાં કઈ વાડ રચીશ? ત્યાં કયો ઢાંકપિછોડો કરીશ? ત્યાં શું અંતરિયાળ રાખીશ?

તું એને ચાહે છે. તારા મનના અણુઅણુમાં એ તારો પ્રિયતમ વસ્યો છે. તું એને નથી ભૂલી, સવિતા. અરે એના નખ, દાંત... એટલું જ નહીં એની ઝીણી ઝીણી વાત તને ગમે છે. કંજૂસની ધનદોલત જેમ તેં એને હૈયામાં સંઘરી છે. એ તારો પ્રિયતમ છે. તારા મન અને દેહનો સ્વામી છે. આજે અત્યારે આ ઘડીએ પણ એ તારો હૃદયનાથ છે.

એ સ્વામી અને તું? માત્ર પત્ની? ફેંકી દેવાની ઢીંગલી? ચુસાયેલો ગોટલો? શેરડીના કૂચા?

તને પણ કશું સ્વમાન છે કે નહીં?

પણ તારું સ્વમાન તો તેં દાખવ્યું. સ્વમાન સાથે ખાનદાની પણ બતાવી. એને બેઆબરૂ કરવાની વાતથી તું દૂર રહી. ત્રીજા કોઈનેય તમારી વાતમાં ન નાખ્યો. ન ગમ્યું? તો બહુ સારું. તમારા બોલ ગયા, હમારા ખેલ ગયા. ખતમ થયો કિસ્સો.

અને એણેય...

તારી જાતને ન્યાય કરવા નીકળી છું બાઈ, ત્યારે જરા બીજી બાજુ તો જો!

એણેય આ ઘર આપ્યું, રોકડ આપી, ઘરેણાં આપ્યાં. આખી જિંદગી ચાલે એટલું સુખ આપ્યું.

પણ એમાં કશું સપાડું કર્યું એણે? મેંય જાત નિચોવી નાખી હતી. એને સુખ આપ્યું હતું. એની કેટકેટલી અને કેવી ઊઠવેઠ કરી હતી. અને એને વિક્રમ આપ્યો...

જાત સાથે જ બાંધછોડ કરતી સવિતા સાવ સ્તબ્ધ થઈ ગઈ. એના મનમાં બેસીને, તગતગતા શબ્દે મઢીને દલીલ કરનારું કોક પણ અવાક્ થઈને થીજી ગયું. મેં એને વિક્રમ આપ્યો અને એણે મને ઘર આપ્યું! રોકડ આપી! ઘરેણાં આપ્યાં! એણે મને આપ્યું અને મેં લીધું!

હું શું ઠરી? હું શું છું?

એના બાળકની માતા!

એના બાળકની માતા થવા બદલ.. આ ઘર! પેલું ઘર! ચાંદી-સોનાના ગોળ સિક્કા! જડતર અને હીરામોતીના દાગીના! પાણી પીને હમણાં જ દોડી ગયેલો મારો બાળ વિક્રમ!

મેં આ લઈને મારી જાતને શું ઠરાવી?

પુલિનને મેં પતિ માન્યો હતો. એની પત્ની બનવામાં હું મારી જાતને ધન્યભાગ્ય માનતી હતી. એના બાળકની માતા બનતાં હૈયે હરખ માતો ન હતો. મારું જે હતું, મારું જ જે કહી શકાય એવા સર્વનું પ્રેમપૂર્વક સમર્પણ કરતાં હુંય મારી જાતને કૃતાર્થ માનતી હતી. અને એટલું તો ઉરના એકાંત આગળ કબૂલ કરી લે, મૂરખ, કે તેં હસતે મોંએ આપ્યું! અત્યારે પણ તું એને ચાહે છે! આટલું વીત્યું છે છતાં તારા મનમાં એ જ તારો સ્વામી છે. આજે અત્યારે પણ એ કહે તો... વિક્રમ, બીજો વિક્રમ.

ક્યાંથી શી પ્રેરણા આવી તે સવિતાની ડોક ટટ્ટાર થઈ ગઈ. ન કલ્પેલી ખુમારી આવી બેઠી. મનમાં બેસીને દુનિયાભરના ઝેરી જાનવરના ડંખ મારીને મનને કોરી ખાતી પેલી સવિતાનો પડકાર પણ જાણે આ સવિતા ઝીલતી ન હોય! હોઠ પરથી શબ્દ સરી પડ્યા :

"પણ મને તરછોડવાનો..."

શબ્દો ત્યાં જ થીજી ગયા. પેલી સવિતા સામે સમસમતો જવાબ દઈ ગઈ : "દયા ભીખે છે?" બાપડી, બિચારી, આશરાગતિયા, નિરાધાર, અસહાય જેવી બનીને તારે જીવવું છે? ડૂબી મર ચાંગળું પાણી લઈને! પાછી સ્વમાનની વાત કરે છે!"

સવિતા છળી પડી. પોતાની જાતથી છુપાવવા ન હોય એમ એણે બંને હાથથી

મોં ઢાંક્યું. ગળામાં આવેલું ડૂસકું પાછું ઉતારવાની કોશિશ કરી, પણ એ તો ગજું કાઢીને બહાર આવી જ ગયું. એને ખ્યાલ ન હતો પણ હથેળી પર એની ભીનાશ લાગી ત્યારે જ એને સમજાયું. એની આંખો રોતી હતી. મને બેબાકળું બન્યું હતું. બુદ્ધિ તો જાણે થીજેલો હિમાચલ બની ગઈ હતી. સૂઝતું ન હતું, કશું સૂઝતું ન હતું.

સાવ યંત્રવત્ એણે ટચલી આંગળીથી આંસુનાં ટીપાં આંખમાંથી ખેરવ્યાં. આંગળીને ટેરવે જાતને સમતુલ રાખવા મથતા એકાદ આંસુને અંગૂઠાથી દબાવીને એણે દૂર ફંગોળી દીધું. અવકાશમાં ભળી જતાં આંસુને એ નીતરતી આંખે જોઈ રહી. એક આંસુ! પાછળ તો આ આંસુની જાણે અણખૂટ ધારા... આંસુનેય સ્વમાન નથી?

સવિતાને પોતાને ન સમજાયું. પોતાનામાં જ ચાલતા આ ઉગ્ર યુદ્ધની પોતે તીરે ઊભેલી પ્રેક્ષક બની ગઈ હતી. કોઈ એના કહ્યામાં ન હતું. કારણ કે પોતે સાચે જ બાપડી બની ગઈ હતી. મનની માલિક ન હતી. સૂધસાન, સૂઝસમજ બધુંય પાંગળું, અખમ, કોકનું ચલાવ્યું ચાલતું બની ગયું હતું. પોતે તો રહેંસાતી હતી, પીંખાતી હતી, કણકણમાં વેરાતી હતી.

મૂઢતાની કળ ઊતરી. અને ત્યાં જ પેલો ઊખળેલો ઘા...

પોતે વિક્રમની માતા બની! પોતે આ ઘર લીધું. માગી લીધું. રોકડ અને ઝવેરાત. સોદો કર્યો, બાઈ, તેં તો તારી જાતની કિંમત ઉપજાવી. કોક બજારે બેસે, તું ઘરમાં બેઠી. ગૃહસ્થ બની. વાહ શું ડોળ અને દંભ! પાપી પેટ ન ભરાતું હોય તો ફોડી નાખ. અને ઉપરથી પાછી લોકોની દયા ભીખવા નીકળી છે! નિર્લજ્જ, નફ્ફટ, બેશરમ, નટડી! પુલિનને બદનામ કરીને... ના. મેં એને બદનામ કરવાની કશી જ કોશિશ નથી કરી. કોઈની પણ દયા પર જીવવાનું મને પસંદ નથી. હાથપગ ચાલે છે અને નહીં ચાલતા હોય ત્યારે જિંદગીનો અંત રોકનાર પણ કોણ છે?

તે તારે કોક રોકનાર જોઈએ છે? ના ના, તારે તો તું આપઘાત કરતી હોય ત્યારે કોક તારી છબી લે એવું જોઈતું હશે?

સવિતા...

સવિતાને ભાન આવ્યું ત્યારે તો તે નાની પેટી ભરતી હતી. બધા દાગીના એમાં ભર્યા હતા. બૅન્કની તાજી ચૅકબુકના પહેલે પાને એણે સહી પણ કરી રાખી હતી.

પહેર્યે કપડે આ ઘરને તાળું મારીને, મકાનની કૂંચી પણ પેટીમાં મૂકીને, પેટી ઉપાડી એ ચાલી પેલે ઘેર... આ ઘર અને પોતાની જાતને પોતાને હાથે હીણી અને બજારુ બનાવતા સોદાની રકમ પાછી આપી દેવા. એ પગથિયું ઊતરીને સડસડાટ ચાલી નીકળી...

# 8

# અવાજ-અજવાળાં

**જયંત ખત્રી**

છેલ્લેછેલ, ચંપલમાં પગ ઘાલતાં એણે નિશ્ચય કરી લીધો. એ બહાર પડ્યો. ઓરડીના દરવાજા બહાર નીકળતાં એને મનમાં થયું કે કશુંક બનશે. પણ કંઈ બન્યું નહીં. ઉઘાડાં રહી ગયેલાં કમાડ એમ જ રહી ગયાં. એણે દાદર પરથી પાછળ ફરીને જોયું અને એનું મોઢું મરડાઈ ગયું. એ દાદર ઊતરી ગયો.

છેક મોટા દરવાજા આગળ એણે ઊંડો શ્વાસ લીધો અને સ્વસ્થતા મેળવી. દરવાજા બહાર એક જૂના ખાટલા પર બેસી રહેતા બુઢ્ઢા પઠાણની નજર ચૂકવી એ આગળ વધ્યો.

એ ગલી જરા લાંબી હતી. બન્ને બાજુ ઊંચી, પાતળી, ગંદી, માંદલી, હાડપિંજર જેવી ઇમારતો ગિરદી કરીને એકબીજાને ગૂંગળાવતી ઊભી હતી. એ ઇમારતોની બારીઓ પર અથડાતા પવનમાં ધૂળ ખંખેરવાની તાકાત નહોતી. એ બારીઓ વાટે નાની ઓરડીઓમાં પ્રકાશ વેરતા તડકામાં ગરમી પણ ન રહેતી. દિવસના ભીનાશ અને ગંદકી, રાતે માંકડ અને મચ્છર, અને હરહંમેશ રોગિષ્ઠ મન અને શરીર વચ્ચે આ ઇમારતોમાં વસતું જીવન બિનજવાબદાર બની આગળ ધપ્યે જતું. જીવન તો હતું જ, પણ જીવતા રહેવાના પ્રતીકરૂપ માત્ર ગતિ હતી. અને ગતિના પ્રતીકરૂપ અવાજ હતો.

અને કેવો અવાજ?

આ ગલીમાં દિવસે કે રાતે - વહેલી રાતે, મોડી રાતે, પરોઢિયે ક્યાંક કોઈક ઠેકાણે ગ્રામોફોન વાગ્યા જ કરતું. એકાદ કજિયો જામ્યો જ રહેતો. બાળકો રડતાં જ હોય. બાળકો છાનાં રહે ત્યારે એમની માતાઓ રડતી હોય અને એ બન્ને ઊંઘી જાય ત્યારે પિતા ઊંઘમાં બકવાટ કરતો હોય. પથ્થરની લાદીઓ પર નળ ચોવીસે કલાક વહ્યા કરતો. મધરાતે પણ મેલાં લૂગડાં પર ધોકા પડ્યા કરતા

અને વાસણો ઊટકાયા કરતાં. કોઈક વાર શાંતિ હોય ત્યારે મચ્છરના ગણગણાટ, ઘિલોડીના અવાજ અને ઉંદરોના ચૂં ચૂં અવાજ સાથે હળવા નિઃશ્વાસ અને દર્દભર્યા સિત્કારો અણઓળખ્યા ભળી જતા.

પણ આજે એને આ અવાજની દુનિયા પર નફરત આવી હતી. એણે પોતાની ગતિ વધારી, છેક ગલીના મોઢા આગળ, પાછળથી પેલી અસંખ્ય બારીઓની આંખોથી એની તરફ મીટ માંડી રહેલી ઈમારતોની સચોટ નજરમાંથી બચી જવા એ જરા દોડી ગયો. અને બહાર મોટા રસ્તાના ઝળાંહળાં કરતા અજવાળાએ એને વધાવી લીધો.

એના ધોતિયાની છૂટી પાટલીમાં પવન આવીને ભરાયો. એના વ્યવસ્થિત રીતે ગોઠવાયેલા બાલોમાં એ રમી ગયો. એણે હાફકોટની બન્ને બાજુ ખીસામાં હાથ ઘાલ્યા. એના દૂબળા દેહનો સીનો ઉલ્લાસથી આગળ ધસી આવ્યો. એનું માથું ઊંચે ફેંકાઈ ગયું.

એણે ધીમે, એકધારી ગતિએ ચાલ્યા કર્યું. એ ક્યાં જતો હતો એની એને પણ ખબર નહતી. એ... તો ફક્ત અવાજની દુનિયામાંથી અજવાળાની દુનિયામાં બહાર પડ્યો હતો. બહાર પડતાંવેંત જ અજવાળાંનો નશો એની રગેરગમાં ફરી વળ્યો.

જરા વારમાં તો એ પોતાનું અસ્તિત્વ જ ભૂલી ગયો. એની આસપાસ, ઉપરનીચે ભડકભડક થઈ રહેલા જીવનની આગમાં એનું ભાન ગુમાઈ ગયું. ડાબેજમણે માથું ફેરવતાં એણે ચાલ્યા જ કર્યું.

બહારનાં અજવાળાંએ એના અંતરનાં અંધારાંને ઘડીભર આવરી લીધાં. બહારની દુનિયા પર ઓપ ચડાવતી કલ્પનાય દબાઈ ગઈ. માનવતાથી અડકાઈ જઈ ઉશ્કેરાઈ જવા તૈયાર થાય એ લાગણીઓય સમાધિ લઈ ગઈ. અજવાળાંને પરવશ એ ફક્ત પશુ બાકી રહી ગયો. એના ખીસામાંથી એના હાથ બહાર ન નીકળ્યા. ધોતિયાની પાટલીમાં, વીખરાયેલા બાલોમાં અંધારાં, અજવાળાં અને પવન રમી રહ્યાં. અને એણે અજવાળાના એક ટપકેથી બીજે ટપકે નજર ફેરવતાં ચાલ્યા કર્યું.

અજવાળાંની ચિત્રવિચિત્ર દુનિયા પસાર થવા લાગી. સિનેમાની ઝળાંઝળાં કરતી અસંખ્ય વીજળીની બત્તીઓ નીચે પણ ભેળવાળાના ખૂમચા પર ઘાસલેટની બત્તી ધૂંધવાઈ રહી. ઈરાનીની હોટલમાં દોઢ ડઝન બત્તીઓનાં અજવાળાં નીચે કોઈએ હોટેલના છોકરાને પીઠ પર લાત મારી કહ્યું : "દેખતા નહીં હય, સૂવરકા બચ્ચા?"

જરા દૂર, આંજી નાખતી અજવાળાની બે મોટી આંખો ખોલી દોડી આવતી મોટરગાડીએ 'ડબલ બ્રેક' લગાવી. એક આંધળો ભિખારી રસ્તો ઓળંગી રહ્યો હતો.

એણે તો ચાલ્યા જ કર્યું!

જરા આગળ, જમણી બાજુ પર ગુલમોરની ઘટામાં મ્યુનિસિપાલિટીની એક બત્તીએ અજવાળું ગુમાવી દીધું હતું. એ અંધારા નીચે એક બદસૂરત સ્ત્રીનો સુંદર દેખાવાનો ડોળ સફળ થવાની તૈયારીમાં હતો. આખરે કોઈ એક ઘરાકે એનો હાથ પકડ્યો. એ અદા જોઈ જરા દૂર ઊભા રહેલા ગાડીવાળાએ એ તરફ ઘોડાનું ધ્યાન ખેંચ્યું. ઘોડો ખૂંખાર્યો, ઘરાકે ગળું સાફ કર્યું, ઓરતે અદા સમારી.

એની ગતિમાં જરા શિથિલતા આવી. અને એના હોઠ પર એક ગંદું હાસ્ય આવીને બેઠું. એ જ ગુલમોરવાળી બત્તીને થાંભલે અડીને એ જરા ઊભો રહ્યો અને સિગારેટ સળગાવી. એની આંખ આગળ બળી ગયેલી દીવાસળીના અજવાળા પાછળ, જરા વાર, બધું અંધારામાં ઢંકાઈ ગયું. એણે નખરાથી દીવાસળી ઓલવીને ભોંય પર ફેંકી. એના પશુના મનમાં એક ઇચ્છા જન્મી. એ હસ્યો અને એ હાસ્ય પશુના હાસ્ય જેવું મુક્ત અને બેડોળ બન્યું. એની આંખોમાં રસ્તાનાં અજવાળાં ડોકાઈ ગયાં.

બાજુની ગલીમાં પેસતાં પહેલાં પાન ખાઈને એણે હોઠ રંગ્યા - મન તો રંગાઈ ગયું પેલા ઓલવેલા દીવાથી.

એ ગલીનાં અજવાળાં ભયંકર હતાં - ભયંકર હતાં એટલી એને ખબર હતી. તોય એના પગ અટક્યા નહીં. ઊંચી ઇમારતો પ્રકાશિત બની હતી. બારીએ બારીએ લાલ, લીલી, પીળી, બત્તીઓ રંગરંગની, જાતજાતની ટોપીઓ પહેરી નખરાથી લટકી રહી હતી. આ ગલીની દુનિયાને રાતનાં અજવાળાં સિવાય બીજા કોઈની પરવા નહોતી - બીજા કશાની કિંમત નહોતી. બારીએ બારીએ ઊભી રહેલી નગ્ન દેખાવા માટે કપડાં પહેરેલી સ્ત્રીઓ અજવાળાંનાં ફૂલ બનવા અજવાળાંને લૂંટી રહી હતી.

અહીં વીજળીનાં અજવાળાં નીચે જ આંખો ખૂલતી. એ અજવાળું ઓલવાઈ જતું ત્યારે આંખો પણ બિડાઈ જતી - અને ત્યાં પેલી ગલી બહાર સૂરજ ઊગતો.

એની નજર દોડવા લાગી. ગામને આ ખૂણે આટલી બધી 'સુંદરીઓ' હતી? એ સુંદરીઓ તો હતી જ. એકેક બારીએ ચચ્ચાર ચડી બેઠી હતી. કોઈના માથામાં વેણી હતી, કોઈના મોઢામાં સિગારેટ હતી, કોઈ પાન ચાવતી હતી, પણ હતી બધી રંગેલી! એ બીજા માળ પર - અરે, પણ એ કોના પગ સાથે અથડાઈ પડ્યો? ''અંધા તો નહીં?''

બીજા કોઈની અડફટમાંથી બચવા જતાં એક કૂતરાની પૂંછડી એણે છૂંદી નાખી. એના કકડાટ પરથી ડોકું ફેરવે છે તો એક દૂબળો, ચાંદીની મેલી બંગડીઓવાળો હાથ ભીખ માગતો એની સામે તોળાઈ રહ્યો હતો. એણે ગતિ વધારવાનું કર્યું પણ અહીં તો અવાજ અને અજવાળાં બન્નેમાં ગજબની ગતિ

હતી. એ ગતિને પહોંચી વળવાની એનામાં હવે તાકાત નહોતી. એ ઢસડાતો ચાલ્યો.

એના કપાળ પર પસીનાએ દેખાવ દીધો. ફૂટપાથ પર ખાસ ગિરદી તો નહોતી પણ અહીં સહુ કોઈ ફાવે તેમ ચાલતું. કોઈ કોઈને હટીને માર્ગ નહીં આપતું. એની આંખો પહેલે માળથી ચોથે માળ ચડઊતર કરી રહી.

કોઈ એને ખભું અડાડી દૂર જતું રહ્યું. એણે પાછળ જોયું તો એક 'સુંદરી' બસના થાંભલાને અઢેલી એની સામે અદાથી હસી રહી હતી. એના મોઢા પર હાસ્ય આવીને જતું રહ્યું. આગળ જતાં એણે વિચાર બદલ્યો. એ પાછો ફર્યો પણ સામેથી, આખી ફૂટપાથનું રાજ્ય ભોગવતા, એકબીજાને આધારે ચાલ્યા આવતા ત્રણ લાલ ટોપીવાળાઓને જોઈ કોટના ખીસામાં એના હાથની મૂઠીઓ વળી ગઈ. એ ઊભો રહી ગયો. અને એની સાથે જ એની બાજુમાં એક સાઈકલવાળો ઊતરી પડ્યો - અને બીડી સળગાવી ઠંડી શાન્તિથી એની સામે જોયા કર્યું. પહેલે માળથી 'પચ' દઈને પાનની પિચકારી એની બાજુમાં પટકાઈ પડી. એને ઊંચે જોવાનું મન થયું પણ હિંમત ચાલી નહીં. એ મૂઢના જેવો ઊભો જ રહ્યો.

રાત બહુ આગળ વધી હતી. આગળ કે પાછળ, અહીંની રાત હર રાતના જેવી બધે જ સરખી હતી. ગુલમોરનાં ફૂલ જેવાં લાલ બદન, ચંપાનાં ફૂલ જેવાં પીળાં મરકતાં બદન, કુમળી કળીઓ અને ખરતાં પાન – સહુ કોઈ મિજાજ ચડાવી બારીએ સવાર બન્યાં હતાં.

આ ગલીનો એક જ મિજાજ હતો - અવાજ અને અજવાળાં! જીવનમાં કાંઈ પણ હતું તો એ જ હતું. જૂના અવાજ મટી જતા, જૂનાં અજવાળાં ઓલવાઈ જતાં, જૂનાં બદન નવાં દેખાવાની જહેમતના થાકથી ખરી પડતાં અને એમની જગ્યાએ કુમળાં અને નવાં આવતાં. અહીંની ગતિ ભયંકર હતી. એ સહુ કોઈને ગળી જતી.

એ ગતિએ એને લાંબો વખત ઊભો રહેવા દીધો નહીં. કોઈ એની ઉપર થૂંક્યું, કોઈએ એને ધક્કો માર્યો, કોઈએ એના ખિસ્સામાં હાથ નાખવાનું કર્યું, કોઈએ એની પાસેથી ભીખ માગી, કોઈએ એને નજરથી ડાર્યો, કોઈએ નખરાંથી ઉશ્કેર્યો, કોઈએ એને સંકેતથી આમંત્ર્યો! એને કંઈ સૂઝ્યું નહીં. એ મૂંઝાઈ ગયો. અજવાળાંના નશાએ એની રંગેરગ ચૂંથી નાખી.

એના સ્નાયુઓ તંગ બની ગયા. એણે દાંત પીસ્યા, એના મગજમાં લોહી ધસી આવ્યું. આંખો ફાટફાટ થઈ રહી.

એને વીજળીના આંચકા જેવો એક વિચાર આવ્યો અને શરીર એવી જ ઝડપથી હોશિયાર બની ગયું. એણે પીઠ ફેરવી અને સામેના મકાનનો દાદર એ ધડધડ ચડી ગયો. પહેલો માળે પહેલી જ ઓરડીના દરવાજે એ હાંફતો

ઊભો રહ્યો. જાણે કોઈ એની રાહ જોઈને જ ઊભું હોય એમ લાલ પડદો ઝડપથી ખસી ગયો. એણે હજી શ્વાસ પણ પૂરો નહોતો લીધો ત્યાં એક કુમળા હાથે એનો ખભો પકડીને અંદર ખેંચી લીધો. પહેલી ઓરડીમાં, બીજી ત્રણ 'સુંદરી'ઓનો એની તરફ હસવાનો પ્રયોગ અસફળ ગયો. એ હાથ એને બીજી ઓરડીમાં ખેંચી ગયો.

એ હાથે એનો કોટ ઉતાર્યો, ટોપી ઉતારી, એને પલંગ પર સુવડાવ્યો. "અચ્છા, કિતને પયસે લાયે હો?"-ની વિધિથી શરૂઆત થઈ.

અને બહાર શોરબકોર ચાલુ રહ્યો. ક્યાંક એક જૂનું ઘડિયાળ ચાવી ખલાસ થવાની રાહ જોતું "ટકડટક" "ટકડટક" કંટાળાભરી રીતે ચાલ્યા કરતું હતું. રાત એવી ને એવી કપાતી જતી હતી.

થોડાક સવાલ થયા. એ ભાગ્યે જ કંઈ બોલ્યો - પણ પલંગ પર એમ જ પડી રહ્યો. વખત પસાર થવા લાગ્યો. એ 'પાઉડર' અને 'પોમેડ'ની વાસ એને ગમી નહીં. એ બદન એને જરા અડી પડ્યું ત્યારે એને સખત આંચકો લાગ્યો. અને ગુમાઈ ગયેલી લાગણીઓ પાછી ફરી - લાગણીઓનાં પૂર ધસી આવ્યાં. નવી લાગણીઓ સાથે ભૂતકાળની યાદનાં ટોળાં પણ દોડી આવ્યાં. એનું મન દુભાઈ ગયું. અને એક લાંબો નિઃશ્વાસ નીકળી ગયો.

એ ઊભો થઈ ગયો.

"ક્યા, જા રહે હો?"

"હાં!"

"ક્યોં?"

એણે જવાબ ના આપ્યો.

પેલીએ પૂછ્યું, "તો ફિર આયે કાયકો? પયસે કાયકો દિયે?"

ખરેખર શા માટે? એને પણ ગમ પડી નહીં. એ બહુ જ થાકી ગયો હતો. એનું હૃદય 'થડ થડ' એને હથોડા મારી રહ્યું હતું. પૈસા જહાન્નમમાં ગયા! એની આંખોને અત્યારે રડવાનું મન થયું હતું. પણ આ કાંઈ રડવાનું સ્થળ નહોતું! ગળે આવતો ડૂમો એણે માંડ માંડ રોક્યો.

એના હાથ બેડોળ રીતે એની ટોપી સાથે રમી રહ્યા.

"શાયદ આપકી તબિયત અચ્છી નહિ - પાની લા દૂં?"

પાણી પીને પણ એ સ્વસ્થ ન બન્યો. પેલીએ એના હાથ પકડીને ખુરશી પર બેસાડ્યો,

"આપ ક્યા કામ કરતે હો?"

એણે જવાબ નહીં આપ્યો.

"તો આપકે બીવી-બચ્ચે હૈં?"

એનું ટહેલી રહેલું હાસ્ય ઊડી ગયું. એ ટટ્ટાર થયો. પેલીની સામે જોતાં એની આંખો શૂન્ય બની ગઈ અને મોઢું ફાટી ગયું. અંધારાનું એક વાદળ એની નજર આગળથી પસાર થઈ ગયું.

"હતાં." એણે ધીમેથી કહ્યું, "બધાં મરી ગયાં!"

"અરર! ઓરત ખૂબસુરત થી?"

"હા, ખૂબ જ સુંદર! હું અઢાર વરસનો હતો અને એ ચૌદ વરસની હતી ત્યારે અમે પરણ્યાં હતાં. અને અને..."

"ક્યા?"

"કુછ ભી નહીં!"

"વો આપસે પ્યાર કરતી થી?"

એણે વહાલથી એની સામે જોયું અને મીઠું હસી પડ્યો. માથા પરથી ટોપી ઉતારી એના ભરત પર એ આંગળીઓ ફેરવી રહ્યો.

"બડી નેક ઓરત હોગી!"

એ શોરબકોર વચ્ચે પણ એ બન્નેને ચુપકી અડી ગઈ.

"આપને દૂસરી દફે શાદી નહીં કી?"

એને બીજો આંચકો લાગ્યો. એણે પેલીની સામે ભમ્મર નીચી કરીને જોયું. એણે માથે ટોપી ઘાલી દીધી અને ખીસામાંથી રૂમાલ બહાર કાઢ્યો.

"ક્યોં નહીં? આપ અબ તક જવાન હો."

પેલીએ એની તરફ પીઠ ફેરવી અને ફરી કહ્યું :

"હમસે શાદી કરોગે?" કહેતાં એ ઝડપથી પાછી ફરી અને હસી પડી. એણે સિર્ફ મશ્કરી કરી હતી અને એના ચહેરાનો અવાજ અને અજવાળાં હસી રહ્યાં તોય એ હાસ્ય એના 'મેક-અપ' સાથે બંધબેસતું નહીં આવ્યું! એને એ મશ્કરી ગમી નહીં. એણે ઊભા થઈ ચાલવા માંડ્યું.

પેલીએ પાછળથી કહ્યું :

"આપને પયસે વસૂલ નહીં કિયે!"

એણે દરવાજા આગળથી પાછળ ફરીને જોયું. એનો સીનો બહાર તરી આવ્યો. અને આંખોએ ઘૂમરી ખાધી.

એના ચહેરા પર એની મરજી વિરુદ્ધ બીજો જ કોઈ ભાવ ધસી આવ્યો. આ બદનામ ઓરત પરનો અણગમો એ છુપાવી શક્યો નહીં. એના હોઠ બિડાઈ ગયા. એની આંખમાંથી તણખા ખરી પડ્યા.

"ફિર કલ આઓગે?"-નો જવાબ આપ્યા વગર એ દાદર ઊતરી ગયો અને નીચે અવાજ-અજવાળાંના વહનમાં એ વહેતો થઈ ગયો.

એની નજર અત્યારે કશુ દેખતી નહોતી. એ અજવાળાં એને મન ઓલવાઈ ગયાં હતાં. એના કાનમાં અવાજની એ નાનકડી ગલીના પ્રતિઘોષ પડી રહ્યા હતા.

અજવાળાંભર્યા રસ્તા વટાવી અવાજની ગલીમાં પેસતાં એણે છુટકારાનો શ્વાસ લીધો. એણે ગતિ ધીમી કરી. ક્યાંક બત્તી બળી રહી હતી. ક્યાંકથી અવાજ આવ્યા કરતા હતા. એના થાકેલા અંગમાંથી ઠંડીની એક લહર પસાર થઈ ગઈ.

અવાજ એને ઘેરી વળ્યો :

''આપકે બીવી-બચ્ચે હૈં?''

''બધાં મરી ગયાં!''

એનાથી વધારે રહેવાયું નહીં. એણે ડૂમો આવવા દીધો. એનાથી એક ડૂસકું ભરાઈ ગયું. એ મનમાં બોલ્યો : ''અત્યાર સુધી બધાં મરી ગયાં હતાં!''

કંઈ પણ અવાજ કર્યા વગર એ મોટા દરવાજામાંથી પસાર થઈ ગયો. બબ્બે પગથિયાં ચડતો એ ચોથે માળે દોડી ગયો. દાદર આગળ એ જરા સંકોચાઈને ઊભો રહ્યો. સામે જ એની ઓરડીનાં કમાડ એમ જ ઉઘાડાં પડ્યાં હતાં.

એણે માથું ઢાળી દીધું. અહીં ખરેખર કશું જ બન્યું નહોતું? આ કેવી દુનિયા હતી? એના હાથમાંથી ધોતિયાનો છેડો સરી પડ્યો.

એ ઓરડીમાં પેઠો અને આસપાસ નજર ફેરવી. ઘાસતેલની બત્તીની મોટી કરવા બંગડીવાળો એક હાથ એણે લંબાતો જોયો. દોડી જઈ એ હાથને એણે પકડી લીધો અને વહાલથી દાબ્યો.

''કોણ તમે?''

''હા, રહેવા દે! મને બત્તી નથી જોઈતી! અરે બાપ રે, તારો હાથ કેટલો તપે છે! ફરી તાવ આવ્યો?''

જવાબમાં એને એક હળવું રુદન સંભળાયું. એના પંજામાંથી એ દૂબળો હાથ બંગડીઓ ખખડાવતો ખેંચાઈ ગયો. બીજે ખૂણેથી કોઈએ જોરથી ઉધરસ ખાધી. એક બાળક રડી ઊઠ્યું : ''ઓ મા!'' ફરી બંગડીઓનો અવાજ થયો. અભરાઈ પર દોડધામ કરતા ઉંદરોએ કાચનો એક પ્યાલો જમીન પર પછાડ્યો અને દૂધવાળાએ દરવાજો ઠોક્યો. એણે ખાટલા પર બેસી જઈ માથાના બાલ પીંખ્યા –

પાછી એ જ અવાજની દુનિયા!

# 9

# પુનર્લગ્ન

- સ્નેહરશ્મિ

આશ્વાસન આપવાની મનુષ્યની શક્તિ કેટલી બધી પરિમિત છે એનો એને આ પ્રથમ અનુભવ નહોતો, પણ કેટલાક પ્રસંગ સ્વજનના મૃત્યુ કરતાં પણ વધુ વેદનાજનક હોય છે અનુભવ એને આજે પહેલી જ વાર થયો. પથારીમાં એ પડખાં ફેરવતો જ રહ્યો, પણ કેમે કરીને ઊંઘને તે રીઝવી ન શક્યો.

ઓરડામાંનું અંધારું એની વેદનાને ઘેરું કરવા માંડ્યું. એના ખાટલાની નીચે રહેતું હરીકેન એણે સળગાવ્યું. ઓરડામાં પ્રકાશ થયો, પણ એના મનમાંનો અંધકાર વધુ ગાઢ બન્યો. છીંકણીની દાબડી એણે કાઢી. ચપટી ભરી... પણ એ ચપટી તેમની તેમ રહી ગઈ અને બારી બહાર તેણે નજર નાખી.

બારણું ઉઘાડી બહાર ઓટલા પર તે આવ્યો. શેરી આખી ઊંઘતી હતી. અંધારિયાની રાત્રિ એના અખૂટ વૈભવ સાથે જાણે કોઈકની રાહ જોઈ રહી હોય એવી નિઃસ્તબ્ધ અને નીરવ હતી.

ઓટલા પર ક્યાંય સુધી એ આંટા મારતો રહ્યો. છીંકણીની દાબડી એના હાથમાં જ રહી. એ ખાલી થઈ ત્યારે અંગ પરની ખાલ કોઈ ઉતરડી રહ્યું હોય એવી તેના મનની સ્થિતિ થઈ. ઘરની એકેએક વસ્તુ સાથે એની પુત્રી મનોરમાની જીવંત સ્મૃતિ જકડાયેલી હતી. એની તપખીરની દાબડી કદી ખાલી થતી જ ન હતી. એનાં કપડાં તે બીજાં કોઈને ધોવા દેતી નહીં. એને ક્યારે તરસ લાગશે, ક્યારે એને બહાર જવાનું મન થશે, આજે એને શું ખાવાનું મન છે એ બધી એના મનની વાત એના મુખ પરથી જ કળી જઈ મનોરમાએ એના જીવનને કેવું સભર બનાવી દીધું હતું! અને સવિતા! "મારી મનુ" વિના જેને એક ક્ષણ પણ ચાલે નહીં, અને પોતે એની મા છે કે દીકરી એવું દિવસમાં એક નહીં પણ અનેક વાર હસતાં હસતાં જે પૂછતી રહેતી તે સવિતાના જીવનમાં એનું કેટલું બધું મોટું સ્થાન હતું! દીકરી બાપની કે

માની? આ પ્રશ્ન આજે પહેલી વાર આવા આઘાત સાથે એના મનમાં ઊઠ્યો - ને એને લાગ્યું કે પોતે જો આટલો બધો ભાંગી પડ્યો હતો તો સવિતા બાપડી ઝેરના પડીકામાં જ છુટકારો લેખે એમાં શી નવાઈ? અરે! મનોરમાના હાથથી ગોતર ખાવા ટેવાયેલા એના બળદોએ ગોતરના ટોપલા સૂંઘીને કેવા પડતા મૂક્યા હતા! શું પ્રાણીઓમાં પણ આવી સમજ હોતી હશે?

છીંકણીની દાબડી ઉઘાડી ચપટી ભરવા તે યંત્રવત્ વ્યર્થ ફાંફાં મારતો રહ્યો અને એને ખ્યાલ સરખો પણ રહ્યો નહીં કે ખાલી દાબડીને તે પ્રયત્નપૂર્વક સૂંઘી રહ્યો હતો! મનુષ્ય કેટલો બધો પરવશ છે!

રાત્રિની નીરવતા એને અસહ્ય થઈ પડી. તે સવિતાના ઓરડા તરફ ગયો. ઓરડામાં અંધારું હતું. સવિતા જાગી જશે એ બીકે તે ધીમે પગલે ઓરડામાં પેઠો.

''તમે છો?'' અંધારામાં કંપ પ્રેરતો સવિતાનો અવાજ આવ્યો.

''હા, મને થયું કે તું ઊંઘી છે કે નહીં તે જોતો આવું'', બોલતો તે મનોરમાના ખાલી ખાટલા પર બેઠો. સવિતા ઊઠી. હરીકેન પેટાવ્યું. એના તેજે જગજીવને જોયું કે સવિતાની આંખો આંસુથી છલકાઈ ગઈ હતી.

મનોરમાના ખાટલા પરથી ઊઠી સવિતાના ખાટલા પર જગજીવન બેઠો. અપાર અનુકંપાથી સવિતાની પીઠ ઉપર તેણે હાથ ફેરવ્યો - અને તેને પોતાની નિકટ ખેંચી. કંઈ કેટકેટલાં વર્ષોનું અંતર હટી જઈ આ પતિપત્નીના જીવનની એક અતિ નિગૂઢ મર્મભેદી કથાને આકાર આપી રહ્યું!

આમ તો માતાપિતાએ ગોઠવેલાં લગ્નની ગ્રંથિથી તે પતિપત્ની તરીકે જોડાયાં હતાં. લગભગ અઢી દાયકા પરની એ વાત. બન્ને એ વખતે કિશોર અવસ્થામાં હતાં - પણ એકબીજાં માટે કેવી ઊંડી સમજ, નિષ્ઠા, પ્રેમ પ્રથમ દર્શને જ એમનામાં જાગી ઊઠ્યાં હતાં! અને એમનું પ્રેમનું પ્રથમ સંતાન જ્યારે જન્મ્યું ત્યારે ધરતી ઉપર નંદનવન ઊતર્યાના આનંદથી એમનાં હૈયાં કેવાં નાચી ઊઠ્યાં હતાં! એ ફૂલ જેવી મીઠી બાળકીના કલરવથી ઘરમાં જે પ્રકાશ ફેલાવા માંડ્યો હતો તે બે જ વર્ષમાં માત્ર નવ કલાકની ટૂંકી બીમારી બાદ જ્યારે એકાએક અલોપ થઈ ગયો ત્યારે પોતાના આઘાતને છુપાવી દઈ સવિતાને ભાંગી પડતી અટકાવવા એણે કેવી તપશ્ચર્યા કરવી પડી હતી!

તેને દીકરીના અવસાનના થોડાક દિવસ પછીની તે રાત યાદ આવી : સવિતા રડતાં રડતાં સૂનમૂન કાષ્ઠવત્ પડી હતી. તેના મનનો ડૂમો ઓછો કરવા એકેએક ઉપચાર તેણે કર્યા. તેનાં ઠંડાં ગાત્રોને પોતાના તન, મન અને હૃદયની ઉષ્માથી ચેતનવંત કરવા બનતું બધું તેણે કર્યું. સ્નેહ, સહાનુભૂતિ અને કરુણાભર્યાં અનિમિષ દગે પોતાના ઘરના ગમગીન એકાન્તમાં પોતાની પ્રાણેશ્વરીની વેદનામૂક સાક્ષી જેવી તેની શય્યા પાસે તે બેઠો. મોડી રાતે એક ઊંડા નિઃશ્વાસ સાથે સવિતાનું મૌન તૂટ્યું.

જગજીવને તેને પોતાના ઉર સરસી લીધી અને પ્રચંડ આંધીમાં થડનું અવલંબન શોધતી લતાની જેમ ધ્રુસકે ધ્રુસકે રડતી તેને તે વીંટળાઈ વળી.

સવારે જાગી ત્યારે દિવસના પ્રકાશથી જાણે કે અકળાતી હોય તેમ તે અસ્વસ્થ બની ગઈ. જગજીવનની નજર મળતાં જ તેનાં નેણ ઢળી ગયાં. હાય! આ શું બની ગયું! દીકરીનું મૃત્યુ હજુ તો ઘરમાં આંટા લઈ રહ્યું છે ત્યારે આપણે આ શું કરી બેઠાં? સવિતાના મનની એવી મૂંઝવણમાં જગજીવને જ્યારે તેને સમજ પાડી કે દીકરીને આ ઘર છોડીને જવું નથી એટલે તો ભગવાનને એવું ગમ્યું, ત્યારે સવિતા વિચારમાં પડી ગઈ અને તેનાથી પુછાઈ ગયું : "ગયેલાં તે પાછાં આવતાં હશે?"

"કેમ નહીં? નહીં તો તું ને હું આ અવતારે પાછાં કેવી રીતે ભેગાં થાત?"

"તમને ખાતરી છે કે ગયે અવતારે આપણે ભેગાં હતાં?"

"આવતે અવતારે પણ આપણે ભેગાં જ રહેવાનાં છીએ એવો મારો પૂરો વિશ્વાસ છે – "

અને એ સાંભળતાં સવિતા કેવી શ્રદ્ધા, કેવા આવેગ સાથે એનું આલંબન શોધતી એનામાં જાણે કે સમાઈ ગઈ હતી!

જગજીવને સવિતાને આપેલું આશ્વાસન ખોટું પડ્યું ન હતું! થોડા જ દિવસમાં સવિતાનાં અંગોમાં એનાં ચિહ્નો વરતાવા માંડ્યાં. અને સાચે જ ગયેલી દીકરી પાછી આવી રહી છે એવી મુગ્ધ શ્રદ્ધા એના ભોળા હૈયામાં બંધાવા પામી. પ્રસૂતિ થતાં આગંતુક બાળક પુત્રી છે એવું એણે જ્યારે સાંભળ્યું ત્યારે એનો આનંદ માઝા વટાવી ગયો. દીકરીના મૃત્યુની વેદનામાં એમને પોતાને પણ ખ્યાલ આવવા પામે નહીં એ રીતે ભગવાને જ એમને પ્રેર્યાં હતાં, એ જગજીવનની વાત સોએ સો ટકા એના મનમાં દૃઢ થઈ. નવી આવેલી એ બાળકીનું નામ એમણે મનોરમા પાડ્યું.

અને સાચે જ સૌ કોઈના મનને જીતી લે એવી મીઠી મનોરમા હતી. એના જન્મ સાથે એ યુવાન દંપતીના જીવનમાં જાણે આનંદનાં નવાં અજવાળાં પથરાયાં. એના વિકાસની એકેએક વિગત તે ચર્ચતાં અને એ ચર્ચાનું વખતોવખત પુનરાવર્તન કરતાં કદી થાકતાં નહીં. મનોરમા ચાર-પાંચ વર્ષની થઈ ત્યાં સુધીમાં તો એને અંગે નોંધવા જેવું કેટલું બધું ભેગું થયું હતું! એની ઢીંગલી માત્ર જગજીવન અને સવિતા વચ્ચે જ નહીં પણ એમનાં સ્નેહી-સંબંધીઓ અહીં આવતાં ત્યારે તેમની વચ્ચે પણ રસિક ચર્ચાનો વિષય થઈ પડતી. ઢીંગલીનું નામ તેણે રેખા પાડ્યું હતું અને રેખા ઉપર ચિડાઈ હોય ત્યારે તેને તે રેખલી પણ કહેતી. કોઈ વાર તેને તે ધમકાવતી પણ ખરી, ગાલ પર એકાદ ચોડી પણ કાઢતી, ને તે પછી તેને પંપાળતાં, "વહાલી મારી બહેન, બહુ વાગ્યું તને! તું એવું કરે પછી મારાથી ચિડાઈ જવાયને! પણ હવે એવું નહીં થાય હોં! રો નહીં બહેન, રહી જા!" આવાં ઘેલાં તો દિવસમાં કંઈ કેટકેટલી

વાર તે કાઢતી! વળી કોઈક વખત તેની બહેનપણીઓ સાથે રમતી હોય ત્યાં જાણે એકાએક યાદ આવ્યું હોય તેમ "રેખા ભૂખી થઈ હશે... રડતી હશે" એમ બોલી ઢીંગલીને પોતાની છાતી સરસી રાખી ધવડાવવાનો અભિનય કરતી ત્યારે જગજીવન અને સવિતા એકબીજા તરફ મુગ્ધતાથી જોઈ મલકી રહેતાં.

વખત જતાં એ જમાનાના રિવાજ મુજબ મનોરમાના એના બાલ્યમાંથી જ વિવાહ થયા, અને સારું મુરત જોઈ એનાં લગ્ન લીધાં. સવિતાએ જીવનની એક મોટી ધન્યતા અનુભવી, અને તે સાથે પોતાના એકમાત્ર સંતાનથી હવે વિખૂટા પડવાનું આવ્યું એ વિચારે વેદનાથી પણ તેનું હૈયું ભરાઈ ગયું. પણ એ વેદના મીઠી હતી. એમાં એની વહાલસોઈ દીકરીનું માંગલ્ય હતું. ત્યારે બિચારી સવિતાને કલ્પના સરખી પણ ન હતી કે એ મીઠી વેદના થોડા જ વખતમાં એને માટે એક હૃદયભેદક વ્યથામાં પલટાઈ જવાની હતી. હજુ લગ્નનાં ઢોલ-પિપૂડીના અવાજ શમ્યા ન હતા ત્યાં તો મનોરમા વિધવા બની! સવિતા અને જગજીવનની પહાડ જેવી જુવાની આ વજ્રાઘાત આગળ ભાંગી પડી. નિર્દોષ કૈશોર્યભરી વિધવા દીકરીને સાસરેથી પોતાની હૂંફમાં લાવી કોઈ ચર્ચા વિના, કોઈ પૂર્વચિન્તિત યોજના વિના જગજીવને અને સવિતાએ પોતાનો જીવનક્રમ નવેસરથી ગોઠવ્યો. ઘર મોટું ન હતું, પણ અલગ ઓરડાની વ્યવસ્થા ન થઈ શકે એટલું નાનું પણ ન હતું. સવિતા અને મનોરમાનો હવેથી સંયુક્ત ઓરડો થયો. મા-દીકરીના ખાટલા એક ઓરડામાં અને જગજીવનનો બીજો ઓરડામાં એવી વ્યવસ્થા થઈ; સૌભાગ્યચિહ્નો કાયમ રાખી સવિતાએ બીજા બધા શણગાર ત્યજ્યા, અને લગ્નજીવન સિવાયના બીજા બધા કોડ પૂરા પડે એવા વહાલભર્યા વાતાવરણમાં મનોરમાને એનો જીવનનિગ્રહ લડી લેવાની તાકાત આપવા પોતાનાથી બનતું બધું એનાં પ્રેમાળ માતાપિતાએ કર્યું.

રૂપરૂપના અંબાર જેવી પોતાની દીકરીના લૂંટાઈ ગયેલા સૌભાગ્યને જોતાં સવિતાના હૈયામાંથી વખતોવખત ઊંડાં ડૂસકાં નીકળી જતાં. આવો તે કેવો ધરમ! જેણે સંસારસુખ જોયું પણ નથી, એક અજાણ્યા છોકરાના હાથનો સ્પર્શમાત્ર જ જેણે કર્યો હતો, તેને છાંડેલી પતરાળીના જેવું જીવન ગાળવાની આ તે કેવી કઠોર સજા? કયા ગુના માટે? સવિતાના આ બધા પ્રશ્નો અનુત્તર જ રહેતા. પુનર્લગ્નની વાત તો તેના મનમાં ડોકિયું પણ કરવા અસમર્થ હતી, પણ દીકરીને જિંદગી આખી બીજાની દયા પર ગુજારવી ન પડે એ કારણે ભણાવવી જોઈએ એ જગજીવનની સૂચના પણ ગળે ઉતારતાં તેને ભારે મુશ્કેલી પડી હતી. ભણવામાં મનોરમાએ નામ કાઢ્યું. સંગીત, ભરત, ગૂંથણ, ચિત્ર આદિ લલિતકળાઓમાં તેનો નંબર માત્ર તેના વર્ગમાં નહીં, પણ આખી નિશાળમાં પહેલો રહેતો. ફાઈનલની પરીક્ષામાં તે પહેલે નંબરે પાસ થઈ આખા જિલ્લામાં જાણીતી થઈ. એને આગળ ભણવા મૂકવાની જગજીવનની

ઇચ્છા હતી, પણ સવિતાનો જીવ ન ચાલ્યો, અને વાત એટલેથી અટકી.

જગજીવનના મન સમક્ષ આ અને આવી અનેક ઘટનાઓ ચલચિત્રની જેમ એક ક્ષણમાં ઝબકી ગઈ અને ભાંગી પડેલી સવિતાને અપાર અનુકંપાથી પોતાનાં અંગોનો ટેકો આપી ટટાર કરવા તેણે મથામણ આદરી. તે બોલ્યો :

''બનવા કાળ હતું તે બન્યું.''

''પણ મનુએ આવું કેમ કર્યું?''

''ભૂલી ગઈ તું આપણી તે રાત...''

લજ્જાથી સવિતાનાં નેણ ઢળી ગયાં. ઊંચું જોયા વિના તે બોલી :

''પણ તમે તો કહેતા હતા ને કે એ તો ભગવાને...''

''સાચી વાત છે, અને એ જ વાત મારે તને ફરીથી સમજાવવી છે કે આ પણ ભગવાને જ કર્યું છે...''

''પણ ભગવાન અધરમનું કામ કરાવે?'' સવિતાના અવાજમાં મૂંઝવણ હતી.

''કોણે કહ્યું આમાં અધરમ છે? તારા, મંદોદરી જેવાં જો સતી લેખાય તો આપણી મનુ તો એમના કરતાં ક્યાંય વધુ નિર્દોષ, વધુ પવિત્ર...''

''એ ખરું પણ લોક...''

''લોક લોક તું કરતી રહી, ને દીકરીને પૂરી ભણવા ન દીધી. એ લોકની ઓથ તને કઈ જગ્યાએ કામ આવી?''

અને વેદનાના મૌનને વાચા આપતાં એ પતિપત્ની મનોરમાના જીવનની અનેક નાનીમોટી ઘટનાઓનાં સંસ્મરણોમાં ગરક થઈ ગયાં. જગજીવન મનોરમાનાં પુસ્તકોમાંથી ચિત્રોનાં કટિંગનું એક આલબમ લઈ આવ્યો. પહેલું ચિત્ર હતું એક સારસબેલડીનું. બીજામાં નાનાં બચ્ચાંઓને લઈને ચણવા નીકળેલી મરઘી હતી. ચોથામાં તરાપ મારતા બાજ સામે અંગ ફુલાવી પાંખ નીચે પોતાનાં બચ્ચાંને સુરક્ષિત રાખવા મથતી કૂકડી હતી. પાંચમામાં પીપળાના પાનમાં પોઢેલા ને પગનો અંગૂઠો ચૂસતા બાલકૃષ્ણની આકૃતિ હતી. આવાં એક પછી એક અનેક ચિત્રો ઉથલાવતાં જગજીવન બોલ્યો :

''મનુ આ ચિત્રો આપણને કેટલા બધા ઉમળકાથી બતાવતી હતી! પણ આપણે બંને કેવાં બાઘાં! આપણને કેમ વિચાર ન આવ્યો કે એ ચિત્રો મારફત એ પોતાના મનની વાત જણાવતી હતી!'' જગજીવને નિઃશ્વાસ નાખતાં તપખીરની દાબડી કાઢી ને તેમાં એની ચપટી ફાંફાં મારવા લાગી. સવિતાએ તે જોયું અને મનોરમાએ એ બંનેના જીવનને સુખના તરંગો પર આજ સુધી કેવા ઉમળકાથી, કેવા નિઃસ્વાર્થ પ્રેમથી ઝૂલતું રાખ્યું હતું તેનું ચિત્ર તેની નજર આગળ અંકાઈ ગયું.

પતિપત્નીની અંતરવ્યથાને વાચા આપતી ચર્ચા આગળ વધી. વચમાં જગજીવન

તપખીરની ખાલી દાબડીમાં નાક ડુબાડી સૂંઘવા પ્રયત્ન કર્યા કરતો હતો. એ જોતાં એક વાર તો સવિતાથી હસી પડાયું. તે બોલી :

"તમે આ શું કરો છો! ખાલી દાબડી..."

"હા, યાદ નથી રહેતું... ને.... જો ખાલી દાબડી આવું બધું કરાવે તો જોવંનાઈથી ભરેલી કાયા..." અને વાક્ય પૂરું થાય તે પહેલાં તો સવિતા તેના ગાઢ આશ્લેષમાં સમાઈ ગઈ.

યૌવનને વટાવી આધેડ વય પણ પાર કરવા આવેલાં બે મુગ્ધ હૃદયોનું વર્ષોના સંયમની કઠોર પાળને વિચલિત કરતું આ મિલન એમના લગ્નજીવનની પ્રથમ રાત્રિ કરતાં પણ વધુ ઉત્કટ, આવેગભર્યું હતું. દેહના અંતરાય ખસી ગયા - કેવળ લાગણી, પ્રેમ અને સમભાવની એક હૃદયંગમ લહેર વાતાવરણમાં ફેલાઈ રહી. જગજીવનને મનોરમા અને તેના પ્રણયીને બીજે દિવસે માનપૂર્વક તેડી લાવવાં અને તેમણે બીજી ગમે તે વિધિથી લગ્ન કર્યું હોય તોપણ પોતાના ઘરને આંગણે જ વૈદિક વિધિથી તેમનું લગ્ન ઊજવી પોતાને હાથે કન્યાદાન કરવું એવી યોજના સાથે એ વત્સલ યુગલ નવપરિણીત દંપતીની જેમ વર્ષો બાદના એ આશ્લેષને વધુ ગાઢ કરતું પોતાની અસહ્ય વેદનાને એક નવી મુગ્ધ આશામાં પલટાવી રહ્યું.

સવારે અગિયારની ગાડીમાં નીકળી સાંજે પાંચની ગાડીએ જગજીવને તે બંને સાથે લઈ પાછા વળવાનું હતું, એટલે સવારે વહેલા ઊઠવાની ચિંતા નહીં હોવાથી સૂરજ ઊગી ગયા છતાં લગભગ આખી રાતનો ઉજાગરો હોવાથી જગજીવનને સવિતાએ જગાડ્યો નહીં, અને હળવેથી તેને પડખેથી ઊઠી પ્રાતઃવિધિથી પરવારી જગજીવન માટે ચા કરવા તે પાસેના ઓરડામાં ગઈ. ત્યાં એક છબીની નીચે પડેલો કચરો તેણે જોયો, અને મનોરમાની યાદ તાજી થઈ. એ છબી પાછળ વખતોવખત ચકલાં માળો બાંધતાં, અને મનોરમા તથા એમના નોકર સીતારામ વચ્ચે આખો વખત ઝઘડો ચાલ્યા કરતો. સીતારામ માળા માટે ભેગાં થયેલાં ડાંખળાંપાંદડાં, ઘાસપરાળ, રૂ, ચીંથરાં વગેરે ફેંકી દેવા મથતો ને મનોરમા તેને વારતી. અંતે મનોરમાની જીત થઈ, ને સીતારામે બબડતાં બબડતાં માળાને અકબંધ રાખવો પડ્યો. સવિતાએ અત્યંત કૂણા ભાવ સાથે જમીન પર પડેલાં ડાખળાંપાંદડાં વગેરે ઉપાડી ચકલો-ચકલી અને બચ્ચાં કે ઈંડાં વિનાની છબી પાછળ બંધાવા માંડેલ માળામાં સંભાળથી મૂકી દીધાં. ને ભાવિનાં કોઈક મીઠાં સ્વપ્નો જોતી સ્નેહનીતરતા ભૂખ્યા માતૃહૃદયથી માળા તરફ ટીકી રહી. ત્યાં ચાંચમાં ડાંખળી સાથે ચકલી બહારથી આવી છબી પાછળ અલોપ થઈ ગઈ; અને તેની પાછળ એવી બીજી બે ડાંખળીઓ સાથે ચકલો આવ્યો.

સર્વાંગ પુલકિતતા અનુભવતી સવિતા ચા બનાવવા રસોડામાં ગઈ, અને જગજીવને ઊંઘમાં એક મીઠા ઉચ્છ્વાસ સાથે પડખું બદલ્યું.

# 10

# નીલીનું ભૂત

- ગુલાબદાસ બ્રોકર

ઘોર, ભીષણ, અંધારી રાત્રિએ બહાર તો પોતાનું સામ્રાજ્ય ચારેકોર પૂરેપૂરું જમાવી દીધું હતું પણ દીવાની ઓથે ઘરના એક ઓરડામાં બેઠેલાં એ ત્રણ મિત્રોને એનું કશું ભાન નહોતું. તે લોકો તો પોતાની વાતોમાં જ એટલાં મશગૂલ બની ગયાં હતાં કે કદાચ એ રાત્રિ વર્ષા અને મેઘગર્જનાથી વધારે ભીષણગંભીર સ્વરૂપની બની જાત તોયે કદાચ એનું ભાન એમને ન રહેત.

રાત્રિના કલાકો પણ એક પછી એક વીતતા જતા હતા. ઠંડી પણ સારા પ્રમાણમાં હતી. એનું ભાન કદાચ એમને હશે કેમ કે એ ઓરડામાં એક ખૂણામાં ગોઠવાયેલા ખાટલા ઉપર નિર્મળા તથા પ્રબોધ - પતિપત્ની એક જ શાલનો આશ્રય લઈ સામસામાં બેઠાં હતાં. શશી - તેમનો મિત્ર - પલંગની એકદમ નજીક ખુરશી લાવી, ઉપર ટૂંટિયું વાળી, બંને હાથોથી ગોઠણને વીંટી લઈ બેઠો હતો.

ચાલતી વાતમાં ત્રણેને સમાન રસ હતો તે તો તેમની બોલવાની રીતથી, હાવભાવથી, તેમના ચહેરા ઉપર દેખાતી રંગરેખાઓથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. ત્રણે જણાં ઘણી વાર એકીસાથે બોલતાં, એક અર્ધું બોલે ત્યાં કોઈ કોઈ વાર બીજું બોલવા મંડી જતું. એક પળ માટે પણ વાતમાં વિરામ નહોતો આવતો.

"ઓ મા રે! પણ એવું એવું કેમ થાય? ગમે કેમ?" નિર્મળા શાલમાં ઢંકાયેલા પોતાના ગોરા, જરા પાતળા હાથ બહાર કાઢી તેનાથી પોતાના સુરેખ ફિક્કા વદનને ઢાંકી દેતાં બોલી. તેના અવાજમાં વિષાદ જરાતરા હતો, પણ તિરસ્કાર તો સ્પષ્ટ હતો.

ઠંડી જરૂર વિશેષ પ્રમાણમાં હશે, કેમ કે એ પળમાં જ નિર્મળાનું વિષાદ-તિરસ્કારયુક્ત મુખ માત્ર ઉઘાડું રહ્યું. હાથ તો પાછા શાલના સંરક્ષણ નીચે લપાઈ ગયા.

"એ તને ન સમજાય, નિમુ." પ્રબોધ તેની સામે સ્નેહથી - અને અત્યંત માનથી પણ - જોઈને બોલ્યો, "તને એ ક્યાંથી સમજાય?"

"સાચું છે, નિમુબહેન, તમને એમ થાય એ સ્વાભાવિક છે." શશી હાથને ગોઠણ આસપાસ જરા વધારે જોરથી દબાવતાં બોલ્યો : "ક્યાં તમે અને ક્યાં એ? પેલી તો છેક...' વધારે બોલ્યા સિવાય, એની સામે તે સાચી જ વાત કરતો હોય એવા ભાવથી જોઈ રહેલાં પતિપત્ની માટે જ પેલી માટેનું વિશેષણ પૂરું કરવાનું રહેવા દઈ તે ચૂપ થઈ ગયો. તેના ગોરા, હસમુખા, તંદુરસ્ત ચહેરા ઉપર વિષાદ, અણગમો, છૂપો છૂપો ધિક્કાર એવા એવા તો ઘણા ઘણા ભાવો ફેલાઈ ગયા.

"પણ એવું કેમ થાય?" ફરી પાછી નિમુ બોલી, "એને સ્વમાન જેવું પણ કંઈ નહીં હોય? હિંદુ, મુસલમાન, મિત્ર, દુશ્મન ગમે તે–" અર્ધું બોલી, માત્ર શોકસૂચક રેખાઓ મુખ પર લાવી તે ચૂપ થઈ ગઈ.

"આપણે શું કામ, નિમુ?" પ્રબોધ બોલ્યો. પછી શશી તરફ જોઈ, "એ તો મરી ગઈ. પણ મર્યા પહેલાં જ બિચારા મંગળને તો અર્ધો મારતી ગઈ. તને તો બધી ખબર છે."

"બધી જ ખબર છે." શશી બોલ્યો. પછી જરા વધારે ગંભીર બની ઉમેર્યું : "કદાચ તમને હશે તેથીય વિશેષ ખબર મને છે."

એટલું કહેતાં એના મુખ ઉપર જે ભાવ ફેરવાયા તે નિમુ-પ્રબોધ બેમાંથી એકેયે ન જોયા. બન્ને ઉત્સુકતાથી તેની સામે જોઈ રહ્યાં.

શશી બોલ્યો - તેનો અવાજ જરા ધીમો હતો, "પેલી કુસુમ નહીં? જયાની બહેન? તેને એક દિવસ બપોરે નીલીનું કંઈ કામ પડ્યું અને તેને ઘેર ગઈ. મંગળ તો બિચારો કામધંધે એ વખતે ગયો જ હોય. નીલીએ ઓરડાનું બાર પણ પૂરું બંધ નહોતું કર્યું. કુસુમે ધક્કો મારતાં જ તે ઊઘડી ગયું. અંદર નીલી કોઈની સાથે એવી ખરાબ રીતે બેઠી હતી તે કુસુમ જોઈ ગઈ."

"તને કોણે કહ્યું?" "તમને કોણ કહ્યું?" પતિપત્ની બંને એકી સાથે પૂછી રહ્યાં.

એ પ્રશ્ન જ જાણે સાંભળ્યો ન હોય તેમ શશી અમુક પળ સુધી મૂંગો બેઠો રહ્યો. એ પળો દરમિયાન એની નજર આગળ એક મુખ રમી રહ્યું - નાનું, ફિક્કું, સહેજ ઊજળું, અત્યંત નિર્દોષ લાગતું, જાણે તેને કહેતું ન હોય : "તમે પણ? તમને શો હક છે?" હજી તેને આપવાને કંઈ ઉત્તર મનમાં ગોઠવે ત્યાં તો તેનો ધ્યાનભંગ થયો. ફરી પાછો બન્નેનો પ્રશ્ન આવ્યો :

"પણ એ બધી ખબર ક્યાંથી પડી?"

"મને? કુસુમે જયાને કહ્યું, અને તેણે મારી પત્નીને કહ્યું."

"જો નિમુ, આ વળી એક વધારે પ્રસંગ." પ્રબોધ બોલ્યો.

નિમુ પણ કંઈક બોલી પણ એ પળે શશીને બહુ ન સંભળાયું, કેમ કે પેલું મુખ હવે એકલું મુખ નહોતું રહ્યું. તેની સાથે સાથે આખી કાયા ઊભી થતી જતી હતી, કૃશ, અશક્ત છતાં જરા મોહક ને નિર્દોષ દેખાતા મુખને વધુ નિર્દોષ દેખાડતી. જાણે તેને કહેતી હતી :

"તમે પણ? કહો, હજી જરા વધુ કહો ને?"

અને જાણે એમાંથી જ પ્રેરણા મળી હોય તેમ તે પ્રબોધ-નિમુની ચાલતી વાતને અટકાવીને બોલ્યો :

"ને નિમુબહેન, નીલી નિર્દોષ કેટલી લાગતી હતી! જાણે કે એવી સ્ત્રી તો કશું પાપ જ ન કરે. ને છતાં કેટલું દુષ્ટ!"

"ને ઝેરીલી પણ કેટલી? મંગળ નિમુ સાથે બોલેચાલે એમાં તો એનો જાન લઈ જતી'તી." પ્રબોધે કહ્યું.

"હશે. આપણને શું?" નિમુએ શોકપૂર્વક કહ્યું : "અંતે તો બિચારી મરી ગઈને? ને ત્રાસ પણ કેટલો ભોગવ્યો!"

"એવાંઓનું તો એમ જ થાય." શશી જુસ્સાથી બોલ્યો : "ન પોતે સુખથી રહી, ન કોઈને રહેવા દીધાં." ફરી પાછી પેલી આકૃતિને સ્મરણમાંથી બળથી હટાવી દેવી હોય તેમ તે જુસ્સાથી બોલ્યે જ જતો હતો :

"મેં તો એને આ વખતે આમ કહ્યું અને પેલી વખતે..."

તેની વાગ્ધારા લાંબી ચાલી. પ્રસંગો ઉપર પ્રસંગો, નીલીના દોષના અને એ દોષમાંથી તેને ઉગારી લેવાના પોતાના પ્રયત્નોના તેણે કહ્યા. તેને અને નીલીને અમુક વખત તો એટલું બનતું કે એ બધા પ્રસંગોને અત્યંત રસ અને સમભાવપૂર્વક નિમુ-પ્રબોધ સાંભળી રહ્યાં. વચ્ચે વચ્ચે તેમણે પણ પોતાના સ્મરણકોશમાંથી રસિક પ્રસંગો વીણી કાઢી રસિક વાણીમાં રજૂ કર્યા.

એમાં જ સમય વહી ગયો.

એ સમય દરમિયાન શશી જેમ જેમ વાતો કરતો જતો હતો તેમ તેમ વધુ ને વધુ ઉશ્કેરાતો જતો હતો. કેમ કે એક બાજુએ અમુક પ્રકારની પ્રસંગપરંપરા વર્ણવતો જતો હતો, તો બીજી બાજુ તદ્દન જુદી જ જાતની પ્રસંગપરંપરા તેના સ્મરણપટમાંથી ખસતી જ નહોતી.

વાતચીતમાં, શારીરિક હાજરીમાં, તે અહીં આ ઘોર, ભીષણ રાત્રિમાં દીવાના પ્રકાશથી પ્રકાશિત ઓરડામાં નિમુ અને પ્રબોધ સાથે બેઠો હતો. મનથી, કલ્પનાથી, તે અહીંથી સેંકડો માઈલ દૂર મુંબઈ શહેરના એક પરામાં વિચરી રહ્યો હતો.

પળો, કલાકો, દિવસો વિચારોની ત્વરાથી પસાર થતા હતા. મુંબઈની એક શાળામાં તે નોકરી કરતો હતો. નીલીનો પતિ મંગળ પણ એ જ શાળામાં હતો. બંને એક જ પરામાં રહેતા હતા. પ્રબોધ ધંધો કંઈ જુદો જ કરતો હતો છતાં એ તથા નિમુ એ જ પરામાં રહેતાં હતાં.

થોડે થોડે અંતરે તેમનાં ઘરો હતાં. મંગળ તથા નિમુ, નિમુ તથા નીલી, તથા શશી, પ્રબોધ અને મંગળ, એમ એકબીજાનાં, અને એને અંગે એમાંનાં સૌ એકબીજાનાં અંગત મિત્રો હતાં. ગામ આખાને ઈર્ષ્યા આવે એટલા પ્રમાણમાં એ લોકો એકબીજાનાં મિત્ર બની ગયાં હતાં.

મૈત્રીની એવી આદર્શ સ્થિતિ અમુક સમય જ ટકે છે. એક પછી એક પ્રસંગો ચલચિત્રની ઝડપથી શશીના મનમાંથી પસાર થવા લાગ્યા. નીલી નિમુની ઈર્ષ્યા કરવા લાગી. મંગળ નિમુ સાથે શા માટે આટલો બધો હળી જાય? હજારો તરકીબોથી તેણે મંગળને નિમુને ત્યાં જતો બંધ કરી દીધો.

શશી આગળ પણ તેણે નિમુ સંબંધી હજારો વાતો કરી હતી. અત્યારે એમાંની જ એક વાત શશી નિમુ-પ્રબોધને સંભળાવતો હતો :

''ને મને એ કહે : 'શશીભાઈ, એમાં મને શો વાંધો? ભલે ને મંગળ નિમુને કપાળે ચુંબન કરે. એ તો મિત્ર તરીકે જ કરતો હતો એ મને ખાતરી હતી. એમાં શું થઈ ગયું?'

''એટલી નિર્દોષતાથી એ એ બોલતી હતી કે એના હૃદયમાં ભરેલા ઝેરને તો હૃદયમાં જ દટાઈ રહેવું પડે. વાણી દ્વારા બહાર નીકળવાનો અવકાશ જ તેને ન મળે.''

''જુઠ્ઠી, સદંતર જુઠ્ઠી,'' નિમુ ગુસ્સાથી બોલી ઊઠી, ''એવું કદી બન્યું જ નથી.''

પ્રબોધની આંખોમાં તો માત્ર તિરસ્કાર જ ભર્યો હતો. તે કશું ન બોલ્યો.

''જુઠ્ઠીસ્તો! એ તો એને હજાર માણસો ચૂમે એ ગમે એટલે એને એવી જ કલ્પના આવે ને?'' શશી બોલ્યો અને એક પળ મૂંગો થઈ ગયો.

એ પળમાં તો આખો એક પ્રસંગ તેના મગજમાંથી પસાર થઈ ગયો.

નીલીનું ચારિત્ર્ય જરા શિથિલ હતું એ વાત તે આખી મંડળી જાણતી. એકબે કબૂલાત તો નીલીએ પોતે મંગળ પાસે દુઃખી હૃદયે કરી હતી. શશી પણ એ બધી વાતો જાણતો.

તેથીસ્તો એ પ્રસંગ બની ગયો.

મંગળ તથા નીલી સાથે તેના ઓરડામાં શશી બેઠો હતો. એક ખુરશી ઉપર મંગળ બેઠો હતો. બાજુમાં આરામખુરશી ઉપર પોતે બેઠો હતો. તેની બાજુમાં

એક નાની ખુરશી ઉપર નીલી.

મંગળ વાતો કરવાનો શોખીન હતો. જાતજાતની વાતો કરી તે બંનેને હસાવતો હતો. શશી ખૂબ હસતો હતો. હસતાં હસતાં તેણે એક વખત નીલી સામે જોયું. નીલી તેની સામે જ જોઈ રહી હતી તેમ તેને લાગ્યું.

વાતો વધતી જતી હતી. હાસ્ય વધતું જતું હતું. ફરી પાછું શશીએ નીલી સામે જોયું ત્યારે તેનો ફિક્કો ચહેરો હાસ્યથી લાલ બની ગયો હતો. નીલી શશીની નજર પોતા ઉપર પડતાં જરા વધારે હસી. શશીને કદાચ પહેલી જ વાર નીલી મોહક લાગી.

મંગળની ફરવા જવાની લાકડી ત્યાં આગળ જ પડી હતી. નીલીએ તે પોતાના હાથમાં લીધી. અને તેનાથી રમવા લાગી. ત્રણેની વાતોમાં એથી કશો વિક્ષેપ ન પડ્યો.

થોડી વાર પછી નીલી એ લાકડી ધીમે ધીમે શશીના પગના તળિયામાં ફેરવવા લાગી. શશીનું હાસ્ય વધી પડ્યું. મંગળને પણ હસવું આવ્યું.

એ તોફાનની સજા કરવા શશીએ લાકડી નીલીના હાથમાંથી ઝૂંટવી લીધી. એ વખતે નીલી લાકડીને પકડી રહેવાના પ્રયત્નમાં જરા નીચી નમી ગઈ. તેનું મુખ તો તે નીચી નમી ત્યારે પણ શશીના મુખ સામે જ તાકી રહ્યું. એ નિર્દોષ લાગતા, હાસ્યથી ભરેલા મુખમાં જડાયેલી આંખોએ શશીને અનેક વાતો કહી દીધી.

કોણ જાણે કેમ આજે એને નીલીની વિરુદ્ધની જ વાતો કરવાનો ઊભરો આવ્યો હતો. તેના સ્વભાવની અનેક વિષમ વાતો કરી રહ્યા પછી તે નિમુ-પ્રબોધને નીલી બીજાઓ પાસે પણ મંગળને અને નિમુને શી રીતે ઉતારી પાડતી હતી તેની વાત કરવા માંડ્યો :

"પેલી કુસુમને પણ એણે મંગળ વિશે અને તમારે વિશે અનેક વાતો કરી હતી. મને એ બધી વાતો મારી પત્ની દ્વારા જાણવા મળી ત્યારે એટલી ચીડ ચડી..."

મનમાં તો જુદી જ દુનિયા દોડતી હતી. એક વખત મુંબઈ જવા માટે પરાની ટ્રેનમાં નીલી અને પોતે સાથે થઈ ગયાં. એક ડબ્બામાં બેઠાં. ડબામાં ગિરદી ખૂબ હતી. માંડ માંડ તે બંને આજુબાજુમાં બેસી શક્યાં. પોતાનો પગ નીલીના પગ સાથે જસક દબાઈ ગયો. નીલી પગ જરા ખેસવી લેશે તેમ તેણે માન્યું. પણ નીલીએ તો જાણે કશું જાણતી ન હોય તેમ પગ રહેવા દીધો. પોતે પણ પગ ખેસવી જ ન શક્યો.

ગાડીમાંથી ઊતરી બંને બસની રાહ જોતાં ઊભાં રહ્યાં. એ સમય દરમિયાન અજાણ્યે જ હોય તેમ બંનેના હાથ એકબીજાને અડકી રહ્યા. ન નીલીએ પોતાનો

હાથ પાછો ખેંચી લીધો, ન શશીએ પોતાનો. નીલીએ પોતાની નિર્દોષ દેખાતી આંખો શશી તરફ ફેરવી ત્યારે તેનો અવાજ ઘોઘરો બની ગયો. તેણે માત્ર એટલું જ કહ્યું :

"નીલી, કાલે સાંજે તું મારે ઘેર આવજે."

શશી ત્યારે પોતાના ઘરમાં એકલો જ રહેતો હતો.

"મંગળ વખતસર ઘેર આવી જશે તો અમે જરૂર આવીશું." નીલીએ હસતાં હસતાં કહ્યું.

શશીને પોતાનો અવાજ હજીયે વધારે ઘોઘરો લાગ્યો. તે ધ્રૂજતો પણ હતો.

"ના, તું એકલી જ આવજે."

"શા માટે?" બસ આવી પહોંચી હતી તેમાં ચડતાં ચડતાં નીલી બોલી.

"બસ." એટલું બોલી શશી ત્યાંથી ચાલી ગયો.

એ પછી બીજી સાંજે નીલીના અનેક પ્રણયીઓમાં શશીએ એક સંખ્યાનો ઉમેરો કર્યો તે તેને યાદ આવ્યું ને તેણે નિમુ-પ્રબોધ સાથે વાત કરતાં કરતાં ઉમેર્યું :

"નીલી તો વેશ્યા જ હતી. કોણ જાણે કયે ભવે છૂટશે!"

"આપણે હવે એ વાત બંધ કરોને, શશીભાઈ!" નિમુ બગાસું ખાતાં બોલી, "એ બિચારી મરી ગઈ. હવે શું?"

"શશી, તું તો આજે બહુ ઊપડ્યો હોં? અમને ખબર નહીં તું પણ નીલીથી આટલો ધરાઈ ગયો હશે એ." પ્રબોધે કહ્યું.

"એટલો ધરાયો છું કે ન પૂછો વાત. એના પરિચયમાં આવવું એ પણ પાપ હતું." શશીએ કડવાશથી કહ્યું.

ફરી પાછું પેલું મુખ તેની નિર્દોષ દેખાતી મોહકતાથી હસતું એને કહી રહ્યું હોય એમ લાગ્યું :

"એમ કે? તમારા પરિચયથી તો મને પુણ્ય મળ્યું, કેમ?"

એથી તો શશીની કડવાશ એકદમ વધી ગઈ.

વાતમાં ને વાતમાં દોઢ વાગી ગયો હતો. હવે એ વાતોથી બધાં થાકી પણ ગયાં હતાં. શશી ઊઠ્યો :

"ચાલો, હવે છૂટાં પડીએ. આજે તો બહુ મોડું થઈ ગયું."

"ખાસ્સો દોઢ થયો!" નિમુ બગાસું ખાતાં બોલી.

શશીએ પોતાના સુતરાઉ કોટનો કોલર ઊંચો કરી પોતાની મજબૂત છાતીને સુરક્ષિત કરી. હાથ જરા આળસમાં મરડી બોલ્યો :

"હજી તો ખૂબ જ લાંબે જવું છે. અને હું મૂર્ખની જેમ આટલે મોડે સુધી

બેઠો રહ્યો."

"તે તેમાં શું થયું?" પ્રબોધે પણ શાલનું સંરક્ષણ ધકેલી નાખી ઊભાં થતાં કહ્યું : "બે-અઢી માઈલ તને શી વિસાતમાં?"

નિમુ પણ શાલને દૂર કરી સાડી ખંખેરતી ઊભી થઈ. બારી બહાર નજર કરી તે બોલી :

"અંધારું કેટલું છે!" પછી અવાજમાં જરા ભાવ લાવી : "શશીભાઈ, અહીં જ રાત રોકાઈ જાઓને? આવા અંધારામાં ક્યાં જશો?"

"ના રે ના!" શશી હસીને બોલ્યો, "આ કંઈ મુંબઈ થોડું છે તે ટેલિફોન કરીને કહી દઈ શકાય? અત્યાર સુધી નથી ગયો તે બધાં વિચારમાં તો પડી ગયાં હશે જ."

"ને આ દેશી રાજ્ય? આપણે નકામાં અહીં આવ્યાં, પ્રબોધ." નિમુએ કહ્યું. "રસ્તામાં બ્લૅક-આઉટને અંગે દીવો પણ ન મળે.. જાણે બધી લડાઈ અહીં જ ઊતરી આવી ન હોય! એથી તો મુંબઈ ક્યાંય સારું."

"મુંબઈ જેટલા પગારમાં અહીં કેટલી બાદશાહીથી રહેવાય છે?" પ્રબોધે જવાબ વાળ્યો.

નિમુ તેનો ઉત્તર આપવા જતી હતી ત્યાં તો શશીએ તેને વારી :

"હવે એ વાત ઉપર ઊતરીશું તો વળી બીજો કલાક નીકળી જશે. થોડા થોડા સમયના અંતરે એક યા બીજી નોકરી મળવાથી આપણે બધાં અહીં ભેળાં થઈ થયાં એ જ પ્રભુનો પાડ માનો ને."

"એક મંગળભાઈ બિચારા ત્યાં જ રહી ગયા!" નિમુએ કહ્યું.

"ચાલો, ત્યારે હું જાઉં છું હોં", કહી શશી ચાલવા લાગ્યો.

દરવાજા સુધી પ્રબોધ અને નિમુ તેને મૂકવા આવ્યાં. શાંત નીરવ રાત્રિ મૂંગી મૂંગી વહી જતી હતી. તારાઓ પણ જાણે અંધકારમાં ઓગળી ગયા હતા. માત્ર ઠંડી જ પોતાનો ચમકારો કરી રહી હતી. સાડીથી પોતાના આખા અંગને વીંટી નિમુ આકાશ સામે જોઈ બોલી :

"શશીભાઈ, ખરેખર તમે રોકાઈ જાઓ હોં! રાત ભયંકર છે અને ઠંડી પણ પુષ્કળ છે."

"કંઈ નહીં, હું તો આ ચાલ્યો", કહી શશી તેની સામે જોઈ જરા હસીને દરવાજાની બહાર નીકળી ગયો.

"જો રસ્તે નીલીના બહુ વિચાર નહીં કરતો હોં!" પ્રબોધ હસ્યો. પછી, "એ શશીને ઠંડી કે અંધારું કદી નડ્યું છે કે આજે નડશે? મરદ છે. એનું શરીર કેવું છે તે જોતી નથી?" એમ દરવાજો બંધ કરતાં તેણે કહ્યું.

"મને તો આમાં થોડે દૂર જવાનું હોય તોયે એટલી બીક લાગે!" નિમુએ કહ્યું અને તે બન્ને ફરી પાછાં દીવાના રક્ષણ નીચે ચાલી ગયાં.

શશીની એકાંત યાત્રા શરૂ થઈ ગઈ.

બે-અઢી માઈલ દૂર તેણે જવાનું હતું. ત્રણ-ચાર મહિનાથી નિમુ અને પ્રબોધ કાઠિયાવાડના આ નાના શહેરમાં આવ્યાં હતાં, બેએક મહિનાથી પોતે. નિમુ-પ્રબોધ ગામ બહાર દૂર દૂર પ્લૉટમાં રહેતાં હતાં, શશી ગામમાં જ રહેતો હતો. તેમનાં બન્નેનાં ઘરની વચ્ચે બે-અઢી માઈલનું અંતર હતું. વચ્ચે એકાદ માઈલ તો એક પણ ઘર નહોતું આવતું, માત્ર વેરાન જ આવતું. ગામના લોકો તેને રણ કહેતા.

તે ચાલ્યો. તેના પદાઘાતે નીરવ રાત્રિને સ્વરમય કરી મૂકી.

તેની નજર સામે દૂર દૂર સુધી અંધાર પથરાયેલો હતો. આજુબાજુ, પાછળ, જ્યાં જુએ ત્યાં માત્ર અંધકાર. એ અંધકારની જ મૂક વાણી હોય એવી ઠંડી પોતાનું વર્ચસ્વ સ્થાપવા પ્રયત્ન કરી રહી.

શશી આગળ ને આગળ ચાલ્યો જતો હતો. આ રાત્રિના અંધકારથીયે વિશેષ ગાઢ અંધકાર તેના હૃદયમાં પથરાતો જતો હતો. "શા માટે પોતે નીલીની વિરુદ્ધ આટલું બધું બોલ્યો? નીલી દોષિત હતી તો પોતે ક્યાં નિર્દોષ હતો?"

"શા માટે? શા માટે? શા માટે?" તેનું હૃદય તેને પૂછી રહ્યું.

એ પ્રશ્નની ચુંગાલમાંથી છૂટવા તેણે સ્વસ્થ બનવા પ્રયત્ન કરી આજુબાજુ, ઉપર, જોયું.

ક્યાંય કશું ન દેખાયું. માત્ર અંધારું પોતાનું મુખ ફાડી તેને પણ ગળી જવા ઊભું હોય તેમ તેને લાગ્યું.

ફરી પાછો તે વિચારોમાં ઘસડાયો.

છેલ્લા કલાકમાં તો નિમુ અને પ્રબોધ બહુ જ થોડું બોલતાં હતાં, પોતે જ મૂર્ખની માફક બધું બોલ્યે જતો હતો. પોતે નીલીને અન્યાય નહોતો કર્યો?

"હા, કર્યો'તો જ", જાણે નીલી તેને કહેતી હોય તેમ તેને લાગ્યું. તેણે ચમકીને સામે જોયું. જાણે નીલી હસતી હસતી તેને ઠપકો દઈ રહી હતી.

તેણે આંખો ચોળી. કશું ન દેખાયું. માત્ર અંધારું જ.

તે ધ્રૂજી ઊઠ્યો. જાણે ઠંડીથી જ પોતે ધ્રૂજતો હતો તેમ માની તેણે કોટને પોતાની મજબૂત છાતી આસપાસ વધારે જોરથી વીંટી લીધો.

તે આગળ ચાલ્યો. ફરી વિચારો શરૂ થયા. તેનાં પગલાં જમીન પર અવાજ પાડી રહ્યાં.

કોઈ દહાડો નહીં ને આજે તેને લાગ્યું કે આ અવાજ કોઈ તેની પાછળ

પાછળ ચાલ્યું આવે છે તેનો છે. તે ઊભો રહી ગયો. અવાજ પણ ઊભો રહી ગયો. તેણે પાછળ ફરી જોયું.

કશું જ નહોતું. માત્ર અંધારું.

તેને પોતા ઉપર ગુસ્સો આવ્યો. પોતે કદી કશાથી બીતો નહોતો ને આ શું? પોતાથી જ પોતે બીતો હતો? ને નીલી? પોતે શું ખોટું કહ્યું હતું? નીલી ખરાબ તો હતી જ.

"હા હતી જ, પણ તમે?" ફરી પાછું પેલું હસતું મુખ ગાઢ અંધારાં ભેદી તેની સામે હસી રહ્યું.

તેની નજર ચુકાવવા તેણે બાજુએ જોયું. ત્યાં પણ તે જ આંખો, તે જ સ્મિત, તે જ રેખાઓ તેને દેખાઈ.

તે જાણતો હતો કે આ બધો ભ્રમ હતો. માત્ર તેનું ક્ષુબ્ધ મન આવા આવા ઓળાઓ પોતાની આસપાસ રજૂ કરતું હતું. પણ છતાં એ ઓળાઓનો તેને ભય લાગ્યો જ.

ફરી પાછો કોટને જરા ઠીક કરી તેણે આગળ પગલાં માંડ્યાં.

ચાલતાં ચાલતાં આજુબાજુ કોઈ માણસ ચાલી જતું હોય તો કેવું સારું તેમ તેને થયું. તો તો આ કશી ભ્રમણાઓ પણ પોતાને ન નડે!

પણ ચાર ડગલાં ચાલ્યો ત્યાં પાછી એની એ ભ્રમણાઓએ એને ચારે બાજુથી વીંટી લીધો.

"ઠંડી કેટલી છે?" તેણે પોતાના ધ્રૂજતા મનને પૂછ્યું : "ખૂબ, ખૂબ." જવાબ આવ્યો.

ઝાઝો વિચાર કર્યા વિના તે પાછો વળી ગયો. પ્રબોધના ઘરથી તે હજી કંઈ બહુ દૂર ગયો નહોતો. એના ઘર ભણી તે ઉતાવળાં પગલાં માંડી રહ્યો.

ત્યાં પણ અંધારું થઈ ગયું હતું. તે લોકોએ દીવો ઓલવી નાખ્યો હતો. બે-એક પળ બૂમ મારવી કે નહીં તેના વિચારમાં તે ઊભો રહ્યો. નીલીનું જે મોહક હાસ્ય તેણે સંતૃપ્તિની ક્ષણે ચિત્તમાં સાચવી રાખ્યું હતું તે ફરી પાછું દેખાતાં તેણે બૂમ મારી :

"પ્રબોધ, નિમુબહેન!"

નિદ્રાઘેરો અવાજ અંદરથી આવ્યો : "કોણ છે?"

"એ તો હું."

"કોણ શશીભાઈ?" અંદર પદસંચાર થઈ રહ્યો.

અમુક ક્ષણોમાં તો તે પાછો પ્રબોધના ઓરડામાં દાખલ થઈ ગયો.

"કેમ શશી, કેમ પાછો આવ્યો?" પ્રબોધે પૂછ્યું.

માણસોને જોતાં શશીની બીક હઠી ગઈ. તેણે કહ્યું :

"ઠંડી બહુ પડે છે. તેથી મને થયું કે તમારી શાલ સાથે લેતો જાઉં."

તે આવ્યો ત્યારે જ તેનો ચહેરો નિમુએ જોયો હતો તેથી કે શાથી એ તો કોણ જાણે, પણ તેણે કહ્યું :

"હું તો ફરી કહું છું શશીભાઈ, કે તમે રાત અહીં જ રોકાઈ જાઓ. ઠંડી અને અંધારું બન્ને કેટલાં છે!"

"ના, મારે જવું તો જોઈએ જ." શશી હવે પોતે પળ માટે પણ ભય કેમ પામી શક્યો તે સમજી નહોતો શકતો. પોતાના મનથી પણ પોતાને બીકણ ગણવા તે રાજી નહોતો.

નિમુએ છતાં પણ તેને રોકાઈ જવા આગ્રહ કર્યો. પ્રબોધે પણ તેમાં થોડો-ઘણો સૂર પુરાવ્યો, પણ શશી ન રોકાયો. શાલને શરીર આસપાસ બરોબર લપેટી તે ફરી પાછો ચાલતો થયો.

અને એ જ નિ:શબ્દ સ્તબ્ધ રાત્રિ ફરી પાછી તેનું સ્વાગત કરી રહી.

પણ આ વખતે તેણે ભયને મારી હઠાવ્યો હતો. હવે ભય ન જ પામવો તેવું નક્કી કરી તેણે પ્રબોધના ઘરના પ્રકાશમાંથી આ અંધકારમાં પ્રવેશ કર્યો હતો. તે ઝડપબંધ આગળ ને આગળ પગલાં માંડી રહ્યો.

વિચારો તો હજી તેના મનમાં ચાલુ જ હતા. નીલી પણ એ વિચારોમાં ગૂંથાઈ ગયેલી હતી. છતાં હવે તેને ભય નહોતો લાગતો.

"હું ભય પામ્યો!" તે મનમાં હસ્યો.

"આવી તો અનેક અંધારી રાત્રિઓ મેં ઓળંગી કાઢી છે. એમાં બીવાનું શું હતું?"

નીલી વિશે પણ તે હવે સ્વસ્થતાથી વિચાર કરી શક્યો.

"બીજા સાથે એ ગમે એવી હશે પણ મને તો એ ચાહતી હોં! ખરેખર!" એ વિચારે એનું પુરુષાભિમાન સંતોષ પામ્યું.

એમ ને એમ ઘરોવાળો પ્રદેશ પૂરો થયો. હવે તો રણ આવી પહોંચ્યું.

ત્યાં પણ અંધારું તો એટલું જ હતું પણ વિશેષ ગાઢ લાગ્યું. ઘરોનો આશ્રય જતાં ઠંડી તો ખરેખર બલવત્તર બની.

"કોઈક નિર્જન જગ્યાએ મરી જાઉં, તમને યાદ કરતી કરતી, તો કેવી મજા આવે!" આ નિર્જન પ્રદેશ આવતાં નીલીના શબ્દો તેને યાદ આવ્યા.

"અંતે એ બિચારી મરી ગઈ. મને યાદ કર્યો હશે કે નહીં કોણ જાણે!"

"પણ મરી ત્રાસ પામીને, રોગોના રાજા ક્ષયથી. મેં તો એને છેલ્લા દિવસોમાં જોઈ જ નહીં. કેવીક લાગતી હશે એ છેલ્લે છેલ્લે?"

તેના મનમાં છેલ્લા વખતની નીલીની એક ભયંકર મૂર્તિ રચાઈ ગઈ - આંખો ઊંડી ઊતરી ગયેલી, મોઢું છેક બિહામણું બની ગયેલું. એવી એ કલ્પનાથી જ એ ધ્રૂજી ઊઠ્યો, અને ત્યાં જ એક ચીસ પાડી તે ઊભો થઈ ગયો, તેના પગ નીચે કશુંક દબાયું અને તે ગોળાની જેમ ઊછળ્યું. તેના ભસવાથી શશી સમજી શક્યો કે એ તો માત્ર એકાદ કૂતરું જ હતું. પણ એ જ્ઞાને એનું ધબકતું હૈયું ધબકતું અટકી ન શક્યું. કોઈ અચિંતવ્યા ભયે ફરી પાછો તેનો કબજો લઈ લીધો.

ફરી પાછી ભૂતાવળ શરૂ થઈ ગઈ.

"કેવી લાગતી હશે એ નીલી?" બીતાં બીતાં તેને વિચાર આવ્યો.

ક્ષયગ્રસ્ત નીલીની પળ પહેલાં જ તેણે જે કલ્પના કરી હતી તેથીય ભયંકર સ્વરૂપ ધારી જાણે તે તેની સામે ઊભી હોય તેમ તેને લાગ્યું. એના દાંત મોટા બની પોતા સામે ભયંકર હાસ્ય કરતા હતા.

શશી આંખો મીંચી ગયો. આગળ ચાલવા તેણે ડગલું ઉપાડ્યું પણ તે જાણે ત્યાં જ જડાઈ ગયો હોય તેમ લાગ્યું. આંખો ઉઘાડી. ત્યાં કશુંય નહોતું, માત્ર અંધારું જ હતું. પણ તે હવે તેને પહેલાં કરતાં વધારે ભયંકર લાગવા માંડ્યું.

તેણે જલદી ઘેર પહોંચી જવા દોડવા પ્રયત્ન કર્યો. થોડું દોડ્યો પણ ખરો. જાણે પાછળ કોઈ દોડતું આવતું હોય તેમ તેને લાગ્યું. પણ તે પાછળ જોવા હિંમત ન કરી શક્યો.

અનેક ભયોને તેને નાનપણમાં જાગ્રતમાંથી અજાગ્રતમાં હડસેલી દીધા હતા. આજે ઓચિંતા જ તે બધા એ અજાગ્રતમાંથી અતિજાગ્રતમાં આવી ભીંસાભીંસ કરી રહ્યા. ધમસાણ મચાવી રહ્યા.

દુ:ખમાં દુ:ખ ઉમેરાય તેમ તેને આજે જ પ્રબોધે કહેલું એક વાક્ય યાદ આવ્યું :

"એ નીલી મંગળનો એવો જીવ લેતી'તી કે ભૂત થઈને એને વળગી નથી એ જ નવાઈ."

ખરેખર નીલી ભૂત થઈ હોય તો? આ બધા એના જ ચાળા હોય તો? શશી ભૂતમાં માનતો નહોતો. આ બધી એના મનની જ ભ્રમણા હતી એ આ ઘડીએ પણ એ સમજતો હતો, છતાં એ કલ્પનાએ એને પાંગળો બનાવી દીધો.

તે જોરથી આગળ ધસતો જતો હતો. મનમાં ચંડીપાઠ કોણ જાણે કેવી રીતે યાદ કરી આવડે તેવો બોલી જતો હતો. ગામ નજીક આવતું જતું હતું. પણ સ્મૃતિ એનો કેડો છોડતી નહોતી.

તે દિવસે સાંજે જ્યારે એ પોતા પાસે આવી ત્યારે ભલેને દંભ ખાતર પણ

પોતાને વારવાનો નીલીએ કેટલો પ્રયત્ન કર્યો હતો?

"તમને મંગળના સોગંદ, કશું કરો તો", તેણે કહ્યું હતું.

છતાં પોતે તો બધું ઘોળીને પી ગયો હતો.

"અને છતાં આજે પોતે સતો થઈ મને કુલટા કહેતો હતો, કેમ?" નીલી ભયંકર રીતે હસી તેની સામે બોલી રહી હોય એવું તેને લાગ્યું, "મિત્રદ્રોહી, હરામખોર!"

તેનો શ્વાસ જોરથી ચાલતો હતો, છતાં શાલને શરીર આસપાસ જોરથી વીંટતો જતો તે ચાલી જતો હતો. જરા દૂર તેની સામે કશુંક મોટું ઝાડ જેવું ઊભું થયું હોય તેવું તેને લાગ્યું. એવું કશું ત્યાં નહોતું તેની તેને ખાતરી હતી. એ વળી શું હશે? તેણે ઊંચે જોયું. એ ઝાડ ઉપર બેઠી બેઠી નીલી - જુવાન, તંદુરસ્ત, મોહક નીલી - તેને આમંત્રતી હતી, તેના બાહુપાશમાં લપાવા. આંખ મીંચીને તે આગળ ચાલ્યો. થોડે ગયા પછી જ તેને ખ્યાલ આવ્યો કે એ તો માત્ર માણેકચોકનો થાંભલો હતો. ઝાડબાડ કશું નહોતું.

પછી તો ઘર સુધી તે દોડી ગયો.

ઘરનું બારણું ખખડાવતો તે ઊભો હતો ત્યારે તેનાં અંગેઅંગ ધ્રૂજતાં હતાં. આટલી સખત ટાઢ છતાં તે તો પ્રસ્વેદથી ભર્યો હતો.

તેને જોતાં જ પત્નીએ કહ્યું :

"હાય! હાય! તમને તો ઠંડી ચડી ગઈ લાગે છે. આખું શરીર ધ્રૂજે છે."

"કશું નથી, સૂઈ જવા દે", કહી તે પથારીમાં ધબ્ દઈને પડ્યો.

શશી ખરેખર ભય પામ્યો હતો. રાત્રિમાં પણ અર્ધજાગ્રત, અર્ધનિદ્રિત અવસ્થા દરમિયાન નીલીના જ વિચારો અને સ્વપ્નોએ તેને આખો ને આખો ઘેરી લીધો.

સવાર પડી. તે તો અર્ધનિદ્રામાં પડ્યો હતો. તેની પત્ની તેના કપાળે પાણીનાં પોતાં મૂકી રહી હતી, કેમ કે તેને તાવ ચડી આવ્યો હતો. રાતના પણ એકબે વાર તે ઝબકી ગયો હતો.

શશીએ આંખ અર્ધી ઉઘાડી અને તરત જ મીંચી દીધી. તેણે પત્નીના હાથને બળપૂર્વક માથા આગળથી હઠાવી દીધો :

"હજીય મારો કેડો છોડતી નથી? મારો જાન લેવો છે?"

પત્નીએ પોતું ભીનું કરી તેના કપાળે મૂક્યું.

માથા ઉપર મૃદુતાથી હાથ ફેરવતાં તેણે કહ્યું :

"તમને થયું છે શું? કાલ રાતના આમ કરો છો તે?"

શશીએ આંખો બરોબર ઉઘાડી. એ જ ઘર, એ જ પ્રેમાળ પત્ની, સૂર્યનો મીઠો તાપ, બધું તેણે જોયું. તેની આંખોમાં અત્યાર સુધી ભરાઈ રહેલી નીલીની

મૂર્તિ આપોઆપ દૂર હઠી ગઈ. તેણે ફરી આંખો ચોળી જોઈ. ત્યાં નીલી નહોતી. તેનું મોહક ઝેર પીરસતું સ્મિત નહોતું. ત્યાં તો માત્ર તેની પ્રેમાળ પત્ની, તેનું ઘર, સૂર્યનાં કિરણો હતાં.

જરા બેઠો થવા પ્રયત્ન કરતાં તેણે પૂછ્યું :

"તને કશું ન દેખાયું?"

"મને તે શું દેખાય? મને તો તમે જ દેખાઓ છો. તમે શું જુઓ છો?" તેણે પૂછ્યું.

શશીએ એક નિઃશ્વાસ નાખી કહ્યું :

"કશું નહીં."

જે ખૂણામાં આખી રાત તેને નીલી વિધવિધ સ્વરૂપે દેખાઈ હતી તે ખૂણામાં તેણે ભયભીત આંખો નજર કરી તો ત્યાં તો માત્ર કોઈ સુંદરીની છબી હંમેશાં ટિંગાતી હતી તે, તે જ સ્વરૂપે ટિંગાઈ રહી હતી.

ને આંખો મીંચી ફરી પાછો તે પથારીમાં સૂઈ ગયો.

પત્નીનો મૃદુ સ્પર્શ તેના તપ્ત શરીર પર શાંતિ વરસાવી રહ્યો.

# 11

# વાત્રકને કાંઠે

**- પન્નાલાલ પટેલ**

સંધ્યાએ આભલાંને આજ ગેરુઆ રંગથી આખાંયે રંગી નાખ્યાં હતાં. ધરે પડીને વહેતાં વાત્રક નદીનાં આસમાની નીર લાવા સરખાં બની રહ્યાં. જમણા કાંઠા ઉપર આવેલી પેલી ટેકરી ઉપરના એકલા ઘરનાં નળિયાં ઉપર સોનેરી ઢોળ ચડ્યો. પેલી બાજુની તળેટીમાં ઊડતી ગોરજનું પણ ઘડીભર માટે ગુલાલ બની ગયું. અરે, કારતક મહિનાની ટાઢને પણ આજની સંધ્યાએ જાણે ફૂલગુલાબી બનાવી દીધી.

ટેકરી ઉપરના પેલા ઘર આગળ ઢોર-બકરાંના ભાંભરવાનો કલશોર મચી રહ્યો, પણ એયે ઘડીભર માટે. ઢોર કોઢમાં બંધાયાં ને બકરાંનેયે અઠ્ઠાવીસેકની એક યુવાન બાઈએ ચોપાડના કોઢિયામાં પૂરી દીધાં. કમાડિયું વાસીને પીઠ ફેરવે છે ત્યાં જ એની નજર ચણા વાવેલા ખેતરની પેલી પા નદીકાંઠા ઉપર જઈ ચડી.

એક નાનકડી તાપણી પોતાનો પ્રકાશ પાથરવાનાં ફાંફાં મારતી હોય એમ બળવા લાગી હતી. કાળાં ભમ્મર દાઢીમૂછ, થોભિયા કરતાં કંઈક લાંબી એવી જટા અને ગળે ગાંઠ પાડી અડધું ઓઢેલું ગેરુઆ રંગનું ધોતિયું વગેરે સાધુની નિશાનીઓવાળા બે માણસોમાંથી એક ઘડા જેવડું તુંબડું ભરીને લંગડાતો કાંઠો ચડી રહ્યો હતો; બીજો તાપણીની બાજુમાં ચીપિયો ખોસવાનો પ્રયત્ન કરી રહ્યો હતો; તો વળી પેલો તાપણીએ જાડાં લાકડાં અડાવતો હતો.

''શું તાકી રહી છે, નવલ? આ પેલી ગાય બાંગડે (ભાંભરે) છે ને?'' ચોપાડના ખૂણામાં ખાણ ઠારી રહેલી ડોસીએ કહ્યું. પણ પછી તો એય પેલા કાંઠા તરફ સાધુઓને તાકવા લાગી.

''બીજું તો કાંઈ નઈ માસી, પણ આ પીટ્યાને અહીં ક્યાં ધૂણી ધખાવવાનું સૂઝ્યું હશે?'' નવલની વાણીમાં ભલે હળવાશ હતી - સહજ ભાવ હતો, બાકી

કાંઠા તરફ મંડાઈ રહેલી એ આસમાની આંખોમાં ને ભીના વાન પર તો ભારોભાર ગંભીરતા હતી, પ્રતિક્ષણે વધતી જતી હતી.

"હશે, આપણે શું? ઘો મરવાની થાય એટલે વાઘરીવાડે જાય. પોર પેલો એક મદારી તો પકડાઈ ગયો છે અહીંથી. ત્યારે આ પીટ્યા જાણતા નઈ હોય? સરકારનો ડોળો તો આ ત્રણ વરસથી અહીં દિન-રાત આ ઘર ઉપર મંડાયેલો જ છે..."

નવલનું ધ્યાન માસીના બોલવા તરફ હોત તો એને કદાચ હસવું આવત : "આ બિચારા પરદેશી શું જાણે કે આ ઘરનો માણસ મુખીના દીકરાનું ખૂન કરીને ત્રણ વરસ ઉપર ભાગેલો છે?"

પરંતુ નવલનું ધ્યાન અત્યારે પેલા બે જણની આસપાસ જ હતું - આંગણામાંથી પોદળા ભરતી હતી તેયે યંત્રવત્.

માસીનો બબડાટ ચાલુ જ હતો : "એયે મૂઓ છટક્યો એ તો છટક્યો, પણ પકડાઈ જતો હોય તો આવા બાપડા કોક તો ફંદામાં ન પડે. સામા-વાળું (નવલ)યે ક્યાં લગી વાટ જોઈને બેસી રે'શે, એટલુંયે એ નઈ જાણતો હોય?"

માસીની વાત ઘણી વાર અસંગત અથવા તો ઊલટીસૂલટી થયા કરતી. ખાણભરેલું એક ટોપલું ઉપાડતાં એમણે નવલને કહ્યું : "લે, આ ટોપલું ચાંદરી(ભેંસ)ને મેલ, હેંડ." જતાં જતાં ઉમેર્યું : "એવા તો પીટ્યા ઘણાયે ભટક્યા કરે છે ધુતારા."

નવલને કહેવું હતું : "પણ આ લોક તો આપણા ઘરની વાત કરતા હોય એમ જ લાગે છે, માસી! જો તે બીડી પીવા બેઠા છે એય આ પા મોઢાં કરીને!..." પરંતુ માસી આગળ આવી વાત કરવા જેટલી આજ એની હિંમત ન લાગી. એટલું જ નહીં, એનો અર્થ પણ કંઈ જ ન હતો.

નવલ ખાણનું ટોપલું કોઢમાં મૂકી આવી, કંઈ સૂઝ ન પડતાં વળી પાછી ચોપાડની ધાર ઉપર જઈ બેઠી. અલબત્ત, હાથમાં કામના બહાના તરીકે એક છૂટેલા દામણાનો સાંધો થઈ રહ્યો હતો. આંખો તો લગભગ નદી તરફ જ હતી.

એક વાર વળી એમ પણ થયું : "માસા આવ્યા હોત તોયે ખબર કઢાવત... આટઆટલી ધરતી પડી છે, સામે કાંઠે જ માતાજીનું મંદિર છે ને આખું ગામ ક્યાં નથી? ત્યારે એ બધું મેલીને અહીં મારી છાતી સામે ધૂણી ધખાવવાનું કાંઈ કારણ? કે પછી પીટ્યા પેલા રજવાડામાંના (જાસૂસ) જ છે?"

એટલામાં તો ઢોર-બકરાંને સેર ચડાવી ઘર તરફ વાળી બળદોને શેઢે ચરાવવા રહેલા પચાસેક વર્ષના માસાયે ઘોડીઓ સરખા બે બળદ સાથે આવી લાગ્યા. લાગલું જ નવલે એમનું ધ્યાન દોર્યું :

"જુઓ ને માસા, કોકે ધામા નાખ્યા છે!"

પરંતુ માસાએયે કંઈ ધ્યાન ન આપ્યું : "છો ને નાખે, આપણું શું ખાવા માગે છે?" કહી એયે બળદોની પાછળ પાછળ ઘરમાં ચાલતા થયા.

નવલનેયે પોતાને માટે આજ - આ ક્ષણે - નવાઈ લાગવા માંડી. શા માટે પોતે આજ પેલા અવિચારી - ખૂની માણસને ઝંખી રહી છે, ને તેયે ત્રણ વરસે જતી?... ને એ તો ઠીક પણ આઠેક વરસ ઉપર રિસાઈને તજી ગયેલા પેલા પ્રથમ વારના અભાગી પતિનેયે એ ઊંડે ઊંડે યાદ કરી રહી હતી. કોઈ દિવસ નહીં ને આજે જ પેલા બે જણને જોતાં બેઉ પતિ એને સાથે યાદ આવી રહ્યા હતા. અરે, અતલ ઉરે તો, પેલો સાજો એ પ્રથમ વારનો ને લંગડો એ ખૂની એવું પણ એની જાણ બહાર ગોઠવાઈ ચૂક્યું હતું.

એ જામતા અંધારામાં એણે પેલા બે જણને આ તરફ આવતા જોયા. એ ઊભી થઈ ગઈ. બારણા આગળ થંભી ઘરમાં જ ચાલી ગઈ.

કોણ જાણે કેમ પણ નવલને અઠ્ઠાવીસની ઉંમરમાં આજ પહેલી જ વાર ડર જેવું લાગ્યું, જ્યારે ક્ષોભનો તો પાર ન હતો. ઘરમાં જઈને એણે પેલા હઠીલા હૈયાને કહ્યું પણ ખરું : "પેલા તો બેય જણા સાજાસારા ને છોકરા જેવા હતા, જ્યારે આ તો - ભાળતી નથી એમાં એક તો લંગડો છે? ને પેલો - પેલોય પાતળો હતો ત્યારે આ તો કોઠીના ફેરે (જાડો) તો છે!"

માસા-માસી એક તરફ નવલના વાલીપદે હતાં, તો બીજી બાજુ એનાં આશ્રિત પણ હતાં. બાપ મરી જતાં એકલી પડેલી નવલને આવા કોઈની જરૂર ઊભી થઈ, જ્યારે પેલીને ચાર વહુઓમાંથી એકેય સંઘરતી ન હતી એટલે જ આ અનાથ થઈ પડેલાં ડોસા-ડોસી એની ઇચ્છાને સદાયે માન આપતાં. કોઈ વાતની સલાહ આપતાં - દાખલા તરીકે, નાતરું કરી લેવાની, તેયે એને રાજીમાં જોઈને જ; પરંતુ આજ ઘરની ધણિયાણી ખુદ નવલ જ એમનાથી ડરી રહી હતી, તેમાંયે માસીથી તો ખાસ. શેડ કાઢી રહેલાં માસીએ વિના કારણ ઘરમાં આઘાપાછી કરી રહેલી નવલને ભાનમાં આણી : "શું કરે છે તે અંધારામાં, બુન, તું? દીવો તો કર, બાળ!" નવલે દીવો સળગાવી, કોઢ તથા મોવંડ* વચ્ચે આવેલી ઢીંચણભરની ઓટલી ઉપર મૂક્યો. અંદરથી ચોખા લાવીને ઝાટકવા વળી. બારણાની બાજુમાં આવેલા ચૂલા આગળ બેસી લાકડાંના અજવાળે વીણવા લાગી.

ગોરસમાં દૂધ પાડવા જતાં માસીને કહેવાનું મન તો થયું : "લાકડાંના અજવાળે તે કોઈ વળી ચોખા વીણતું હશે, બુન?" પરંતુ આવું કંઈ ન કહેતાં

---

* મોવંડ એટલે ઘરમાં બારણા આસપાસનો બેસવા-સૂવાનો ભાગ.

એમણે ચોખ્ખી જ વાત કરી : ''ઓરી દો ને, બુન, પાટૂડામાં!'' અને બહાર ભસી રહેલા કૂતરા તરફ ચીડને વાળી રહ્યાં : ''આ મૂઆં કૂતરાંનેયે ભસભસનો જ વહેવાર છે!''

લાડકી નવલ એના અસલ મિજાજમાં હોત તો જરૂર કહેત : ''ત્યારે તુંયે ક્યાં ઓછું બોલે છે, માસી? ચોર લફંગા દા'ડે તારાથી બીએ છે ને રાતે આ કૂતરાંથી!''

પરંતુ નવલ અત્યારે ધ્યાનધારી જોગી જેટલી જ બેધ્યાન હતી. નદીના કાંઠા રણકાવતા કૂતરાનું ભસવું સુધ્ધાં એના ખ્યાલ બહાર હતું.

પાટૂડામાં ચોખા ઓરતી નવલને કાને - બલકે, હૈયા ઉપર જ સીધા, આંગણાના પથ્થરો પર પડતા ડંગુરાના અવાજ ઊઠ્યા. એક જણના જોડા ખખડતા પારખ્યા તો વિના જોયેય લંગડા સાધુને એણે જોડા વગરનો કળી કાઢ્યો. પહેલાનો અવાજ આવ્યો : ''જય સીતારામ, કાકા!''

એકાએક નવલનો અંતરાત્મા બોલી ઊઠ્યો : ''એક તો એ જ છે. એનો જ સાદ છે!''

બારણાથી બે ખાટલાવા છેટે આવેલા તાપણામાં દેવતા સળગાવતા માસાએ આવકાર આપ્યો : ''આવો, મહારાજ! બેસો એ ખાટલા પર!''

પહેલા સાધુએ ખાટલાને ઉઠાવી પેલી બાજુએ મૂક્યો. તાપણા તથા બારણા તરફ મોં રહે એ રીતે જવાબમાં બબડ્યો : ''અહીં એક પા જ ઠીક રે'શે!'' લંગડાએ પણ પાંગથ તરફ જમાવ્યું.

સામી બાજુ બકરાંના કોઢિયાની આડે બાંધેલા કૂતરાએ ભસવું છોડીને ઘુરઘુરાટ શરૂ કર્યો. માસીનો બબડાટ પણ ઘરની અંદર ચાલુ થઈ ગયો હતો. ''હરીફરીને એક સીતારામ જ આવડ્યું છે. બસ, પારકાના જીવતર પર જીવવું ને ફર્યા કરવું!...''

પાટૂડા નીચે હદ ઉપરાંતનાં લાકડાં ખોસી રહેલી નવલના કાન તો બહાર જ જડાઈ ગયા હતા. પેલા બેમાંથી એક (જેને નવલ પહેલી વારના પતિ તરીકે માની રહી હતી) માસાને સવાલ પૂછતો હતો : ''કેટલા દીકરા છે?'' ''ચાર દીકરામાંથી એકેય અહીં નથી?'' ''એકે વહુ નથી સંઘરતી? ડોસા-ડોસી બેયને?...'' ''આ ઘરની માલકણ તમારે ભાણી થાય?'' ''બાઈ એકલી જ છે?'' બારણામાં રહી બિલાડીની જેમ ડોળા ઘુરકાવી રહેલાં માસીથી બોલ્યા વગર ન રહેવાયું. ''એ બધું તમારે પૂછવાનું કાંઈ કારણ, બાવજી?'' કહેતાં કેડે હાથ દઈ પેલા સાધુ સામે જઈ ખડાં થઈ ગયાં.

''કારણ તો, માડી, બીજું કાંઈ નઈ. પ...ણ... પ...ણ, સંસારી સાથે બીજી

વાતેય શી કરવી?'' બની શકે એટલી મીઠાશ વાપરતાં સાધુએ કહ્યું.

ગુસ્સાને દબાવી રહેલાં માસીનો ઇરાદો તો હતો આરોહ તરફ જવાનો, પરંતુ પા ઘડીની વાતમાં તો બાવાએ એમને અવરોહ તરફ વાળી દીધાં.... ને પછી તો એ પોતે જ તાપણા આગળ બેસીને વાત કરવા લાગ્યાં :

''બળ્યા અવતાર ને બળ્યો આ સંસારેય, બાવજી! મારા પીટ્યા ભગવાનને ઘેરેય સો મણ તેલે અંધારું છે કે શું તે–'', અને એ કમાડ વચ્ચે અંધારાનો લાભ લઈ તરઘટ ઉપર આવી બેઠેલી નવલ તરફ હાથ કરતાં આગળ બોલ્યાં : ''આ અમારે નવલ! પાંચ ભાઈઓનાં મોત ઉપર એ એકલી જ જીવતી રહી છે. માય નાની મેલીને મરી ગઈ. અધૂરામાં પૂરો બાપેય એવો મળ્યો કે આખી 'પચ્ચીસી'થી વેર બાંધ્યું. પછી તમે જ કો' બાવજી! ગોળ બા'રનો જ વર ખોળવો પડે ને? ને ઘરજમાઈ રે'વા આવેય કુણ? કાં તો આવે છટેલ-દડેલ કે કોક આવે હલકા ઘરનો.'' આંખો ફાડી ક્ષણભર તાકી રહ્યા પછી ઉમેર્યું : ''ને એમ જ થયું. બાઈના કપાળે પે'લો વર મળ્યો છટેલ.''

''કેમ છટેલ, માડી?'' પહેલા સાધુએ પૂછવું જ પડ્યું.

''કેમ તે ન મળે માતાપિતામાં મા કે બાપ. કે' છે મામાને ઘેર રે'તો'તો. એમાંથી મારી દીકરી કે'તી'તી એમ કોક મેળામાં આ મારી નવલ એણે ભાળી ને...'' એકાએક ડોસીનાં ભવાં તંગ થઈ ઊઠ્યાં : ''મારો પીટ્યો છોગાળો! એની આખીય 'બેતાળી' પડતી મેલી અહીં 'પચ્ચીસી'માં આવી ઘરજમાઈ રહ્યો! હવે તમે જ કો' બાવજી! છટેલ વગર બીજો કોઈ રહી પડે આમ? એમાં વળી કામના કૂડા ને વાતોના રૂડા. તમે તો જાણો છો, અમારે ખેડૂતને તો દનનો દોઢ શેર પરસેવો પાડવો પડે! પછી ઠાકોરના જેટલી સાહેબી ફેરવનાર અમારા બનેવીથી દીઠુંય જાય ને પરવડેય ખરું? એમને રૂપિયાનું તો દન ઊગ્યે અફીણ ખાવા જોઈતું! એટલે કે સસરા-જમાઈને ઘડીભર ઊભા રહ્યેય બને નઈ. ને એમ કરતાં એ દન બેયને જામી પડી. સસરાએ હાથ પકડ્યો, ને જમાઈયે તું–તુંકારે આવી ગયો. એમાંથી પીટ્યાને છડીછોટ લાગી તે રાતે પરભાર્યો જ ઝાકળિયેથી હેંડતો થયો. મામાને ઘેરેય ભાળ કરાવી, પણ હોય તો મળે ને? પીટ્યો જાણે ધરતી જ ઊતરી પડ્યો!''

પહેલા સાધુએ એક ભારે શ્વાસ લીધો; જ્યારે લંગડો કંઈક ખુન્નસભરી આંખે એની સામે તાકી રહ્યો. ભાન ભૂલ્યો હોય તેમ બડબડી ઊઠ્યો : ''એણે જ તો આ બધા ખેલ કરાવ્યા!''

''બાવજી... મારો!'' મોકાસર ટાપસી પુરાતાં ખુશ થઈ ઊઠેલી ડોસીએ એની સામે મીઠી એવી એક નજર પણ નાખી લીધી, જ્યારે પહેલા સાધુએ એને કોણી

મારી અણગમો વ્યક્ત કર્યો - ભાનમાં આણ્યો.

ડોસી પોતાની ધૂનમાં હતાં, "તોય બાપ, મારી નવલે તો આજ આવે, કાલ આવશે એમ કરીને ચાર વરસ વાટ જોઈ."

અને સ્વગત બોલતાં હોય તેમ ડોકું ધુણાવતાં આગળ બોલ્યાં : "થાકીને છેવટ એક બીજો વો'ર્યો, પણ એય પીટ્યો રખડેલ ગોળ બા'રનો. પેલા મૂઆનો કાંક સગોય થતો'તો. કે' છે કોક વાત કરતું'તું કે સાત તો એને ભાઈ છે ને ડોસા-ડોસીય હજી જીવે છે. પણ મિજાજનો એવો કે ઘરમાં ભાઈઓથી કાંક લડાઈ થઈ ને નીકળી ગયો ઘર બા'રો. ફરતાં ફરતાં ગરો (ગ્રહ) જ એને અહીં તાણી લાવ્યા હશે ને? નકર ક્યાં અહીં ભાગિયો રે'વા ને ક્યાં પેલા ડોસાનું મન રંગવા (રીઝવા)! બીજે વરસે તો ભાગિયામાંથી ઘરજમાઈ થઈ બેઠો."

"એને તો બાવજી, મીંય એક ફેરા ભાળેલો!" ડોસીના ચહેરા પર થોડોક આનંદ પથરાયો, "કામને તો દીઠું કે જાણે લીધું છે. રાખશની પેઠે ખાઈ જ જાય જાણે. ને જીભ જુઓ તો ટૂંકી પાછી. બે ફેરા બોલાવો ત્યારે એક ફેરા બોલે. પછી તમે જ કો', ડોસાને ગમી જ જાય ને?"

"હાસ્તો." પહેલા સાધુએ હુંકારો ભણ્યો, પણ નિ:શ્વાસ સાથે.

ડોસી એમની ધૂનમાં હતી : "ને બાપ, મારી નવલને તો કોઈ ટૂંટિયા સાથે પૈણાવો ને ભલે! એ ભલી, એનું કામ ભલું ને અફીણી બાપની ચાકરી ભલી. બે જમાઈ વો'ર્યા પણ એક્કેયની સાથે એક જરા સરખું કે' છે નથી ચડભડી." ડોસીનો અવાજ ઢીલો પડવા માંડ્યો : "પણ પીટ્યો ભગવાન જ હાથ ધોઈને એની પાછળ પડ્યો'તો. આટઆટલા શાણપણેયે એને સુખી થવા ન દીધી! નકર વળી..." ને પછી તો શબ્દોને બદલે નર્યું રુદન જ વહી રહ્યું.

માસા પણ આંખો લૂછવા વળ્યા, જ્યારે કમાડ અઢેલીને બેઠેલી નવલની આંખો તો ક્યારનીયે ટપકી રહી હતી. કોઈએ જોયું હોત તો લંગડા સાધુની આંખોયે આંસુભરી માલૂમ પડત.

વાત કઢાવનાર સાધુ પણ બેચેન હતો : "હા, પછી વાત તો પૂરી કરો, મા!"

"પૂરી ને અધૂરી બાપા!" ભારે શ્વાસ લઈ વળી શરૂ કર્યું : "આ સામા ગામના મુખી ને ડોસાને પણ માણસ માર્યાં વેર જતાં'તાં. એટલે જ તો વીસ વરસથી આ વગડો વેઠી રહ્યાં'તાં ને? પણ તોયે - એ પીટ્યા મુખીના દીકરાને ગરોએ ઘેર્યો હશે તે ત્રીજા ચોમાસા પર ભર્યા મેળામાં નવલની કાંક લખણી (છેડતી) કરી." ડોસીએ એક જોરથી શ્વાસ લઈ જરીપુરાણી ધમણમાં હવા ભરી, "ને કે' છે કે એ વાત જાણીને ડોસાએ છાતીએ ગડદા ઘાલ્યા ને પછી એ રાતના મરેલા દીકરા યાદ કરી કરીને ડોસાએ એવા તો વલાપ કર્યા કે - આજેય

એ સાંભળનારાં કે' છે કણકણ કરતો વરસાદ વરસતો'તો ને એ અંધારી રાતે ડોસાનું રોવું (રુદન) એવું લાગતું જાણે સામા કાંઠાનો પેલો વગડો જ ન વલપતો હોય! ને ભાઈઓના ઓરતા લાવતી નવલેય - કે' છે, નવલી નો'તી રોતી એ અમને તો લાગતું'તું જાણે કાંઠા ભરીને વે'તી વાત્રક વલપતી'તી!''

ડોસી વળી પાછાં સ્વગતની જેમ ડોકું હલાવી રહ્યાં - બોલ્યાં : ''એવું હશે ત્યારે જ તો પેલા જમાઈનો - પારકા જણ્યાનો માંહેલો કોપ્યો હશે ને? કે' છે કે મેળેથી બારોબાર ઊપડ્યો ને અંધારી રાતમાં નદીનાં પાણીનેય એણે ન ગણકાર્યાં. ને કે' છે માળે સૂતેલા પેલા વેરવાઈને જગાડીને ઝટકાવી નાખ્યો. ઘેર આવી ડૂસકાં ખાતા સસરા આગળ વધામણી ખાવા મંડ્યો. પણ એટલામાં તો કે' છે નવલે એના મોઢા આડા હાથ દઈને પાછા પગલે વગડાની વાટે જ વાળી દીધો ને કહ્યું જ હશે તો, 'જીવતો રહીશ તો ભદર પામીશ.' એ વેળાથી ગયો છે તે આજની ઘડી ને કાલનો દન!''

નિઃશ્વાસ નાખતાં ઉમેર્યું : ''આજકાલ કરતાં તો ત્રણ-ત્રણ વરસનાં વા'ણાં વાયાં, બાવજી! નથી પેલા ભાગેડુનું કોઈ થતું કે નથી નવલ ઘર માંડવાનું ગણકારતી ને–''

વચ્ચે જ નવલનો અકળાયેલો અવાજ આવ્યો : ''અડધી રાત તો થઈ; ત્યારે ખાશો ક્યારે, માસી?'' અને આછી ભડક સાથે ઊભાં થઈ ગયેલાં માસીને ઘરમાં આવવા દઈ કહ્યું : ''આલો એમને શેર ચોખા આલવા હોય તો ને કાઢી દો અહીંથી.''

પરંતુ સાધુ ઠંડા હતા. ચોખા મળવા છતાંય ઊઠવાની દાનત નહોતા કરતા. નવલે માસાનેય ખાવા માટે ઘરમાં બોલાવી દીધા. તોય પેલા 'એદી' (આળસુ) લોક ન ઊઠ્યા.

ને નવલે બહાર નીકળી સામે આવી કહેવું જ પડ્યું : ''મોતના મુઢામાં બેસી રે'વાનું કાંઈ કારણ?''

''અમારે તને કાંક વાત કે'વી છે. પૂછવું છે થોડુંક...'' ખુશ થઈ ઊઠેલા પહેલા સાધુએ કહ્યું. તાપણાને અજવાળે ધૂપછાંય થઈ રહેલી નવલની આંખ શું આંખ મેળવવા એ મથી રહ્યો હતો.

''જ્યારે લંગડા સાધુની ચંચળ થઈ ઊઠેલી આંખો નવલની દેહલતાને જ માપી રહી હતી. કહેવા જતો હતો, ''પણ તું પેટ ભરીને ખાય છે કે નંઈ? જો તો ખરી કેટલી બધી ઓસમાઈ ગઈ છે!'' એટલામાં તો ''એ પહેલાં તું એટલું કે' ને - તીં અમને ઓળખી લીધા છે કે–''

એ ભોળા, ભલા ને અબુધ અવાજ તરફ વળતી નવલની આંખોમાં સ્નેહનો

એક ઊભરો ઊઠ્યો - ન ઊઠ્યો ને શમી ગયો. કંઈક દયાભરી - દુઃખભરી નજરે તાકતાં એણે એને સવાલ કર્યો : "હા, પણ આ પગ ક્યાં ખોયો?"

"એ તો ખોયો -" એને ઉતાવળ હતી પોતાના સવાલ માટેની અને કહી નાખ્યું : "પેલી ગોઝારી રાતે નાસતાં નાસતાં; પણ તું તારી વાત—"

નવલ ક્રૂર બની - પોતાના જ નહીં, સામાં બે હૈયાં ઉપરેય! ને દાતરડું ચલાવતી હોય એમ 'કરપ' કરતાકને સ્નેહી જનના સવાલને કાપી નાખ્યો : "એ બધું રે'વા દઈને એક ફેરા તમે ઊઠો અહીંથી. મારું કહ્યું માનો તો ધૂણી ઉપર ગયા વગર પરભાર્યા જ અહીંથી—" અને લંગડા સાધુ તરફ તાકતાં ધીમેથી ઉમેર્યું : "અહીં તો આ ઝાડવાંય રાજનાં ચાડિયાં છે માટે—" વાક્ય અધૂરું મૂકી પહેલી શિખામણ એણે પોતે જ લીધી. બારણા તરફ પગ ઉપાડ્યો. જતાં જતાંય હાથને ઇશારે કહી રહી હતી : "ઊઠો, ઊઠો, હેંડવા માંડો..."

પહેલો સાધુ ફાળ સાથે ઊભો થઈ ગયો : "પણ... પણ અમે તો મરવા માટે જ આવ્યા છીએ. એક થોડુંક અમારે તને પૂછવું..."

લંગડો સાધુ જ એની સામે ઘૂરક્યો : "અરે, તુંય ભલો આદમી છે ને! એ શું એમાં કે'વાની છે? તું તારે હું કહું છું એમ જ..."

અને એ તો લપ ટાળવા કે પછી શું હશે એ જાણવા કે ગમે તેમ પણ નવલ એકદમ પાછી ફરી. છેક ખાટલા પાસે આવી ખડી થઈ ગઈ : "લો, પૂછી લો પૂછવું હોય એ."

સાધુ તો સાચે ગભરાઈ પડ્યો. આ કંઈ રૂપિયા-પાઈની વાત ન હતી કે પટ દેતોકને હિસાબ કરવા માંડે અને એટલે જ તો એ લોચા વાળવા લાગ્યો : "પૂછવાનું તો એમ કે... તું જરા થર થાએ (નિરાંતે બેસે) તો..."

લંગડા માટેય આ ગલ્લાંતલ્લાં અસહ્ય થઈ પડ્યાં. બોલી ઊઠ્યો : "એમ લોચા વાળ્યા વગર—" અને સામે જોતી નવલને પોતાની વાત જ પૂછી રહ્યો, "મારું કે'વું એમ કે આ અહીં રે' ને હું—"

નવલ અકળાઈ ઊઠી, "અરે રા...મ! તમે કો' એ, ગમે તે રે'શે તોય પોલીસવાળો એને પકડી લઈ જવાનો. રામાયણ તો એ થઈ છે તમને - સિપાઈની તો ઘણી વાત - પણ ગામનું કોઈ નથી ઓળખતું ને એટલે છીંડે ચડ્યો એ જ ચોર! માટે હું તમને હાથ જોડું." અને સાચે જ નવલે હાથે જોડ્યા. પેલા પહેલા સામેય ઉમેર્યું : "ઊઠીને હેંડવા જ..."

"અરે, પણ હું કહું છું શું? પોલીસમાં જઈને પકડાઈ જવાની તો હું વાત કરું છું. પછી આને કુણ—"

પહેલાએ નવલ સામે લાગલી જ વાત કાપી : "એમ નંઈ. આ લંગડો

થઈ ગયો છે, એટલે એને કોઈ ઓળખવાનુંય નથી ને પૂછવાનુંય નથી. માટે હું જ પોલીસમાં ગુનેગાર થઈને-"

લંગડો એની ધૂનમાં હતો - બલકે, અકળામણના વંટોળમાં હતો. પોતાની જ વાત ચાલી રહી હોઈ, એય વળી નવલને કરગરી રહ્યો : "સાચી વાત છે! બબ્બે ધણીએય આ વનવગડામાં તું એકલી?"

"માટે–"

"રહી જ જા તું", કહેતાં પહેલો ખડો થઈ ગયો : "અત્યારે જ હું થાણામાં–"

લંગડો તો આ સાંભળી ચિડાઈ જ ઊઠ્યો :

"એ તો તું વાત જ ભૂલી જા - ખૂન મેં કર્યું ને પકડાય તું? એ તો સમણેય નથી થવાનું!"

નવલનું મગજ અસ્તવ્યસ્ત તો હતું જ. એમાં આ લોકોએ વળી સાધુવાળી ચલાવી (જીદ આદરી). એ અત્યંત અકળાઈ ઊઠી, અને "કૂટો ત્યારે માથાં" આવું કંઈક બડબડતી, રડતી - જાણે ભાંગી પડી હોય એમ લથડતી ચાલે બારણા તરફ ચાલતી થઈ.

ત્યાં તો બારણામાં ઊભા રહી 'તાસ' (ખેલ) જોતાં માસી બડબડાટ કરતાં બહાર ધસી આવ્યાં : "મારા પીટ્યા હેંડ્યા જતા નથી ને!" પાસે આવી, "તમારો ભા (પોલીસ) આવશે તો બેયને પકડી લઈ જશે. માટે હેંડતા થાઓ." કહી એય પાછાં ફરી ગયાં.

પરંતુ કોણ જાણે શું સૂઝ્યું કે અડધી ચોપાડેથી વળી એમણે ગુલાંટ લગાવી, પહેલા સાધુના કાનમાં જ લગભગ કહ્યું : "કરવું ન કરવું એ મન સાથે છે; એમાં નવલને શું પૂછવું'તું, ભલા'દમી." જતાં જતાં લંગડાનેય કહી નાખ્યું : "જે કરવું હોય એ કરી નાખ્યું એટલે છૂટકો મટે."

અને ભડોભડ કરતાં કમાડ વસાતાં જોઈને એકલા પડેલા આ બે બબૂચકોએય ઊઠવું જ પડ્યું.

ઢાળ ઊતરતાં જ વાત કાઢી ને ધૂણીએ પહોંચતાં પહેલાં જ બેઉ જણ નિર્ણય ઉપર આવી ગયા : "પોલીસ જેને પકડી લઈ જાય એ સાચો."

અલબત્ત, લંગડા સાધુને ગળે આ ઘૂંટડો ઊતરે એમ ન હતો, પણ શું કરે? પેલાએ એને નવલના કસમ દઈને મૂંગો કરી દીધો હતો. વળી પોતાના કરતાંય એ (લંગડો) નવલને વધારે સુખી કરી શકશે એ પણ સમજાવ્યું. લંગડાએ પણ એ વાત કબૂલ કરવી પડી.

પરંતુ બન્યું એવું કે બીજી સાંજે ફોજદાર માટે મરઘીની તલાશમાં નીકળેલા સિપાઈની નજર આ બે મરઘાઓ ઉપર જ પડી.

જવાબમાં એ લોકોને દેશી ભાષામાં વાત કરતા જોયા અને - માસી કહેતાં હતાં એમ જ બન્યું. બન્નેયને એ આગળ કરી ગયો.

ઓટલે બેસી જોઈ રહેલી નવલે મહામુસીબતે રુદનને ખાળી રાખ્યું. એ લોક ઉપર એને રોષ પણ એટલો જ ચડ્યો હતો, માસી આગળ વ્યક્ત પણ કર્યો : ''છેવટ મારી છાતી ઉપર આવીને–'' આગળ એ બોલી જ ન શકી.

પરંતુ માસીને તો એક પ્રકારનો આનંદ થઈ રહ્યો હતો : ''જે થશે એ, પણ એક પાનો ફાટકો (નિકાલ) તો આવશે!'' અને કંઈ સમજતાં ન હોય, પેલાઓને ઓળખ્યા જ ન હોય એમ બોલ્યાં : ''ઠેકાણે પડ્યા! ચપટી ઉઘરાવવી મટી! ને જેલમાં બેઠાં બેઠાંયે, 'જે સીતારામ' તો થશે.'' અને પછી તો એ બેમાંથી કયો કામનો ને ક્યો નકામો એની મનમાં મનમાં ગણતરી ગણી રહ્યાં. પરંતુ નવલને - વાત્રકને એના ડાબા-જમણા કાંઠા માટે પક્ષપાત હોય તો આ બેમાંથી એકના ઉપર હોય! એને તો - ડાબી ફૂટે તોય ને જમણી ફૂટે તોય, આંખ તો પોતાની જ હતી ને!

અને એટલે તો પોલીસથાણામાંય એણે નવ ગુણ ટાળનાર નન્નો જ પકડી રાખ્યો ને! ''અવતારમાંય આવા બાવા મીં નથી ભાળ્યા. પછી ઓળખવાની વાત જ ક્યાં, સાહેબ?''

★

પરંતુ છ માસ પછી લંગડો - ખૂની છૂટીને આવ્યો ને પેલો નિર્દોષ જનમટીપમાં પડ્યો ત્યારે બહાર માસી આગળ થઈ રહેલી વાત સાંભળતાંમાં જ નવલને લાગ્યું કે પેલો અભાગી માણસ એને વધારે વહાલો હતો. એની કુમાશ, એનું સુંવાળાપણું ને રિસાળવો સ્વભાવ વગેરે બધાં જ લક્ષણ એને ગમતાં હતાં.

એ સમજી ગઈ કે પોતે રુદનને ઝાઝી વાર નહીં રોકી શકે અને બેડા સાથે એ ઘર બહાર નીકળી પડી. ઓશિયાળી આંખે ચોપાડમાં બેસી રહેલા લંગડા પતિની ભાંગેલી સિકલ સામે એણે જોયું સુધ્ધાં નહીં. સડસડાટ કરતી ટેકરી ઊતરી પડી.

કાંઠે પહોંચતાં પહેલાં જ આંસુની ધાર છૂટી. પાણી સુધી પહોંચી ત્યાં ભીડેલા હોઠ પણ ઊઘડી ગયા. અને પછી તો લગભગ વિલાપે ચડેલી નવલ પોતાને જ ભાંડી રહી : ''અરેરે ભૂંડી, સંસારમાંય એ તો એકલો હતો!... આટલે વરસે તારે આંગણે આવ્યો'તો. ખવરાવવું-પિવરાવવું તો ઠીક! પણ–સુખદુઃખની બે વાતો તો પૂછવી'તી!''

અભાગી લંગડો! એને શી ખબર કે નદીકાંઠે આમ હશે? નહીં તો નવલ પાછળ એ આવત જ નહીં. એને તો એકાંતમાં નવલ આગળ, પોતાના ડંખી

રહેલા હૈયાના ડંખ કાઢવા હતા. કહેવું હતું, કારટમાં મીં મારાવાળી તો ઘણીય કરી, પણ પેલા બોલકાએ મને નંઈ પોં'ચવા દીધો. રાજવાળાએય કાને કાંઈ નંઈ ધર્યું. અડધો તો આ ભાંગેલો ટાંટિયો નડ્યો મને... સાચું કહું છું! જીવતરને મીં કોઈ દા'ડો વા'લું કર્યું નથી ને કરુંય નંઈ!... પણ–"

કોણ જાણે આમાંનું એ કેટલું કહી શકત એ તો. પણ ધારો કે આમાંનું કંઈ જ કે'વા ન પામત - બોલી જ ન શકત તોય, નવલ માટે એની પેલી ઓશિયાળી આંખો ને આતતાયી શી સિકલ ઓછાં ન હતાં!

પણ હાય! ન નવલ આ બધું જોવા પામી કે ન પેલા ઓશિયાળા પુરુષે ધીરજ ધરી. અને કેમ કરીને ધરી શકે!

ભાઈઓના ઓરતા લાવતી નવલના તે દિવસના વિલાપે તો એનું મગજ એકલું જ ફેરવી નાખ્યું હતું, પરંતુ આ આજના વિલાપે તો એનું હૈયું જ ભાંગી નાખ્યું - ભુક્કા ઉડાડી દીધા!

જાણે બીજો પગ પણ 'કડાક' દઈને ભાંગી ગયો હોય એમ એ કાંઠા ઉપરની પેલી ખાખરી આગળ જ અટકી પડ્યો. તરતના જન્મેલા, ફૂલ સરખા કોઈ કુમળા બાળક પર ભૂલભૂલથી જાણે ઘા કરી બેઠો હોય એમ એનું અંગેઅંગ - અરે, આત્મા સુધ્ધાં થરથરી ઊઠ્યાં - "અરરરરરર – ભૂલ્યો, ભૂલ કરી!"

અને એ ભયંકર ભૂલને હળવી કરવા જ હોય એમ છેલ્લા ઉપાય તરીકે એણે પેલો ભાંગેલો પગ ઉપાડ્યો ને ચાલતી પકડી! એવું લાગતું હતું જાણે નદીકાંઠાનાં ઝાડથી છેલ્લે વિદાય લેતો 'રામ રામ' કરતો ન જઈ રહ્યો હોય!

હજીય નદીમાં બેસી રહેલી આંસુ સારતી નવલને કોણ કહે કે હાથમાંનું હેવાતન તો એ ચાલ્યું! એ નદીનો વળાંક વળ્યો... એ લંગડાતો લંગડાતો ડુંગરી ચડ્યો... એ ઊતરે... એ... એ... એ... એ ઊતરી પડ્યો!

એક જ આશા હતી : "ઢોર ચરાવવા ગયેલા માસા સામા મળે ને એને પાછો બોલાવી લાવે!"

# 12

# લોહીની સગાઈ

- ઈશ્વર પેટલીકર

મંગુને ગાંડાના દવાખાનામાં મૂકવાની સલાહ લોકો અમરતકાકીને આપતા ત્યારે એમની આંખમાં ઝળઝળિયાં આવી જતાં અને દરેકને એ એક જ જવાબ આપતાં : "હું મા થઈને ચાકરી ન કરી શકું તો દવાખાનાવાળાંને શી લાગણી હોય? ખોડા ઢોરને પાંજરાપોળમાં મૂકી આવવા જેવું જ એ તો કહેવાય."

અમરતકાકીની આ ગ્રંથિ જાહેર થઈ ગયા પછી કોઈ એમને એવી વાત કરતું નહીં. જન્મની ગાંડી ને મૂંગી દીકરીને એ જે રીતે ઉછેરતાં, ચાકરી કરતાં અને લાડ લડાવતાં એ પ્રત્યક્ષ જોઈ લોકો એમનાં વખાણ પણ કરતા કે, આવી રીતે ગાંડી દીકરીને તો અમરતકાકી જ ઉછેરી શકે. બીજાને ઘેર હોય તો ભૂખીતરસી ક્યારની મરી ગઈ હોય અને જીવતી હોય તોપણ આવું હૃષ્ટપુષ્ટ શરીર તો ન જ હોય.

મંગુ સિવાય અમરતકાકીને ત્રણ સંતાનો હતાં. બે દીકરા અને એક દીકરી. દીકરા ભણીને શહેરમાં ધંધે વળગ્યા હતા. દીકરી પરણીને સાસરે રહેતી થઈ હતી. અમરતકાકી એ ત્રણ સંતાનોને વીસરી ગયાં હોય તેમ એમનું સમગ્ર માતૃત્વ મંગુ ઉપર અભિષેક કરતું હતું. એટલે રજાઓમાં દીકરાઓ અવારનવાર ઘેર આવતાં એમનું ઘર બાળ પૌત્ર-પૌત્રીઓથી ખિલખિલાટ હસી ઊઠતું. છતાં દાદીમા તરીકે અમરતકાકી હરખપદૂડાં થઈ જતાં નહીં. ભાગ્યે જ બાળકોને એ તેડતાં, રમાડતાં કે લાડ કરતાં.

માના આ વર્તન વિશે દીકરાઓને કંઈ લાગતું નહીં, પણ વહુઓ સમસમી જતી. બંને વહુઓની પતિ આગળ આ એક જ ફરિયાદ હતી - દીકરાનાં બાળકો એમને દીઠાં ગમતાં નથી અને ગાંડા હીરાને છાતીએથી અળગો કરાતો નથી!

માતૃત્વની લાગણીમાં ખેંચાઈ વહુઓ અમરતકાકીને અન્યાય કરી બેસતી

એટલું જ, બાકી દીકરીનાં બાળકો પ્રત્યે પણ એમનું વર્તન એવું જ હતું. એ કારણે, વહુઓ પતિ આગળ બબડીને જ્યારે રહી જતી ત્યારે દીકરી માને મોંએ જ સંભળાવી દેતી : "મંગુને ખોટાં લાડ લડાવીને તેં જ વધારે ગાંડી કરી મૂકી છે. ટેવ પાડીએ તો ઢોરનેય ઝાડોપેશાબ ક્યાં કરાય અને ક્યાં ન કરાય તેનું ભાન આવે છે, તો બાર વર્ષની છોડી ગમે તેટલી ગાંડી હોય પણ એને ટેવ પાડી હોય તો શું એટલું ભાન ન આવે? એ મૂંગી છે પણ કંઈ બહેરી નથી કે આપણું કાને ન ધરે. ભૂલ કરે તો બે લપડાક ચોડી દીધી હોય તો બીજી વખત તરત ભાન રાખે."

દીકરી આગળ કંઈ બોલે તે પહેલાં અમરતકાકીની આંખો વરસવા માંડતી. દીકરીનું હૈયું પણ ભરાઈ આવતું. પરંતુ કઠણ કાળજું કરી એ મનનો ડૂમો કાઢી નાખતી : "તું જાણે છે કે દીકરીને લાડ કરી સુખી કરું છું પણ યાદ રાખજે કે તું જ એની સાચી વેરણ છે. તું કંઈ કાયમ બેસી રહેવાની નથી. ભાભીઓને પનારે પડશે ત્યારે રોજ એનાં મળમૂતર ધોવા જેટલી કોઈ આળપંપાળ નહીં કરે અને એ દુ:ખી દુ:ખી થઈ જશે." સહેજ અટકીને ધીમે સાદે એ કહેતી : "કહેવત છે એ ખોટી નહીં કે પારકી મા જ કાન વીંધે. દવાખાનામાં મૂકવાથી ડાહી નહીં થવાની હોય તો નહીં થાય, પણ ઝાડાપેશાબ અને કપડાંનું ભાન આવશે તોય બસ છે. ભાઈઓના ઘરમાં ભગવાને ધાન ઘણું આપ્યું છે. ભાભીઓ ટંકે ખાવા ન આપે એવી કજાત પણ નથી."

અમરતકાકી લોકોને દવાખાના અંગે પાંજરાપોળની ઉપમા આપતાં ત્યારે લોકો પરાયા તરીકે જે કહી શકતા નહીં તે દીકરી કહી નાખતી : "દવાખાનું પાંજરાપોળ જેવું હશે અને કદાચ મંગુ મરી ગઈ તો એનો અને કુટુંબનો છુટકારો થશે!"

મંગુના મોતને અમરતકાકી પણ છુટકારો માનતાં હતાં, જો એ કુદરતી રીતે આવે તો. પરંતુ બેદરકારી બતાવી એને જાણીજોઈને મોત ભણી ધકેલવાનો વિચાર એમને અસહ્ય લાગતો. સ્વાર્થનું તો સૌ સગું પણ બિનસ્વાર્થનું સગું થાય એ જ સાચું સગું. દીકરા કમાતધમાતા હોય, દીકરી સાસરે હીંડોળાખાટે ઝૂલતી હોય ત્યારે હું મા મટી જાઉં એનો કંઈ અરથ નથી. મંગુની સાચી મા બની રહું ત્યારે જ મારી લોહીની સગાઈ ખરી. એટલે દીકરી કહે કે દીકરાઓ કહે તોપણ મંગુને દવાખાના દ્વારા મોત ભણી ધકેલવા અમરતકાકી તૈયાર ન હતાં.

દીકરાઓ માના આ ભાવને સમજી ગયા હતા એટલે કોઈ વખત એવી વાત કરતા નહીં. વળી ઉચાટ કરવાનો અર્થ પણ ન હતો, કારણ કે ત્રણ ગોરા નિષ્ણાત દાક્તરોએ એકમત થઈ નિદાન જાહેર કર્યું હતું કે મટે એવું નથી.

ફક્ત દીકરાઓના મનમાં એક વસવસો હતો કે કોઈ તાલીમ પામેલી નર્સ કે દાક્તરની દેખરેખ નીચે એને રાખી હોય તો ટેવને લીધે કદાચ એને ઝાડાપેશાબ ને કપડાંનું ભાન આવે. પરંતુ એવી સગવડ ઘર આગળ કરી શકાય તેમ હતું નહીં એટલે એ મૌન રહ્યા હતા.

છતાં અમરતકાકીએ એમની શ્રદ્ધા પ્રમાણેના ઉપચાર ચાલુ રાખ્યા હતા. દવા કરનારાઓ વણનોતર્યા ઘેર આવી પહોંચતા. શિલાજિત વેચનારા કે હિંગ વેચનારા મંગુને ગાંડી જાણતાં પોતે દવા જાણે છે તેવો દાવો કરતા. અમરતકાકી માનતાં કે હજાર ઉપચાર કરીએ ત્યારે એક ટેકી લાગી જાય. એટલે બીજાને મન ગાંડીઘેલી વાત એ ગંભીરતાથી સાંભળતાં અને શ્રદ્ધાથી એનો અમલ કરતાં. જોશીઓ અને ભૂવાઓ પણ અવારનવાર વહારે ધાતા. એક જોશીએ ભાખ્યું હતું કે, આવતા માગશર મહિનામાં એની દશા બદલાય છે એટલે સારું થઈ જશે. ત્યારથી માગશર મહિનો અમરતકાકીનો આરાધ્યદેવ બની ગયો હતો.

માગશર મહિને તાકડે મંગુને ચૌદ વર્ષ પૂરાં થઈ રહેતાં હતાં એટલે કોઈ ડાહ્યું માણસ જે તરંગે ન ચડી જાય તેવા તરંગે અમરતકાકી ચડી જતાં. ચૌદમું ઊતરતાં કમુને પરણાવેલી. મંગુ ડાહી હોત તો આજે એના વિવાહનું પણ નક્કી થઈ ગયું હોત. જો માગશર મહિનામાં એને મટે તો... મૂઈનું રૂપ તો એવું છે કે મુરતિયો એને જોતાં સમો હા પાડી દે!

અને જાણે એને મટ્યું હોય તેમ એ લગ્નની યોજના પણ વિચારવા મંડી જતાં - કમુ વખતે ઘરની સ્થિતિ આજના જેટલી સારી ન હતી. આજે બે ભાઈઓ શહેરમાં મબલક કમાયા છે, પાણીની પેઠે પૈસો વાપરે છે. પછી મંગુના લગ્નમાં હું શું કામ પાછું વાળીને જોઉં!

એક વખત મંગુ ડાહ્યાની માફક ચોકડીમાં પેશાબ કરવા બેઠી તેથી હરખાઈ જતાં અમરતકાકીએ દિવસો સુધી દરેક આગળ પારાયણ કર્યું, "જોશીનું કહેવું સાચું પડશે. મંગુ કોઈ વખત નહીં ને આ પહેલી વખત એની મેળે ચોકડીમાં પેશાબ કરવા બેઠી!"

સાંભળનારને ગળે આ વાત ઊતરવી મુશ્કેલ હતી, કારણ કે એ સાંભળતી વખતે મંગુ પેશાબ કરી ભીની માટી આંગળી વડે ખોતરતી નજરે પડતી! અમરતકાકીની નજર એ ભણી જતાં ડાહી દીકરીને શિખામણ આપતાં હોય તેમ ધીમેથી કહેતાં : "મંગુ, એવું ગંદુ ન કરાય, હોં બેટા!"

મંગુને ધૂન આવે ને ઊભી થઈ જતી તો એમને નવી વાત મળી જતી : "મેં કહ્યું તે સમાણી ડાહ્યાની માફક ઊભી થઈ ગઈ!"

આમ અમરતકાકીનો આશાભર્યો માગશર મહિનો આવ્યો છતાં મંગુ ડાહી

તો ન થઈ પણ શહેરના કન્યા વિદ્યાલયમાં ભણતી ગામની એક દીકરી કુસુમ ગાંડી થઈ ગઈ. મંગુની માફક એને પણ ઝાડાપેશાબનું ભાન ન રહ્યું. અમરતકાકીને એથી દુઃખ તો થયું, પણ સાથે સાથે સંતોષ પણ થયો કે ડાહીડમરી છોડી ગાંડી થતાં આવું ભાન ગુમાવી બેસે તો જન્મથી ગાંડી મંગુને બિચારીને એવું ભાન ન હોય તો એમાં શી નવાઈ?

કુસુમને દવાખાનામાં મૂકવાનું નક્કી થયું એ સમાચાર જાણી અમરતકાકીને ઓછું આવ્યું કે એની મા જીવતી હોત તો એને દવાખાને મૂકવા ન દેત. મા વગર બધું સૂનું કહ્યું છે તે ખોટું નહીં. એ સાથે પોતાની આંખ મીંચાતાં મંગુને પણ ભાઈઓ દવાખાને મૂકી આવતા હોય તેવું દૃશ્ય એમને કંપાવી ગયું.

પહેલા મહિનાને અંતે કુસુમને સારો ફાયદો થયો તેવા સમાચાર આવ્યા. એને બાંધી મૂકવી પડતી તે હવે છૂટી ફરે છે છતાં તોફાન કરતી નથી. ઝાડાપેશાબનું પૂરેપૂરું ભાન આવ્યું છે. ગાંડપણ રહ્યું હોય તો ફક્ત આખો દિવસ એ ગાયા કરે છે એટલું જ. એ પણ બીજા મહિનામાં મટી જશે એવો દાક્તરે અભિપ્રાય આપ્યો હતો.

બીજે મહિને કુસુમને મટી ગયું. છતાં એકાદ મહિનો રહે તો સારું એવી દાક્તરની સલાહથી એને ત્રીજો મહિનો રાખવામાં આવી હતી. એ ઘેર આવી ત્યારે આખું ગામ એને જોવા ઊમટ્યું હતું. સૌથી મોખરે અમરતકાકી હતાં.

કુસુમને પૂરેપૂરી ડાહી થઈ ગયેલી જોઈ અમરતકાકીને દરેક સલાહ આપવા મંડી ગયું : "કાકી! તમે મંગુને એક વખત દવાખાનામાં મૂકી તો જુઓ. જરૂર એને મટશે."

અમરતકાકીએ જિંદગીમાં પહેલી વખત દવાખાનાનો વિરોધ ન કર્યો. મૂંગાં મૂંગાં એ લોકોની સલાહ સાંભળી રહ્યાં. બીજે દિવસે એમણે કુસુમને પોતાને ઘેર બોલાવી. એને પાસે બેસાડી દવાખાનાની હકીકત પૂછવા માંડી. મા દયાભાવ રાખી ચાકરી ન કરી શકે તો દાક્તર-નર્સ કરી ન શકે એવી એમના મનમાં જે ગાંઠ પડી ગઈ હતી તે કુસુમની વાતચીત ઉપરથી ઊકલી ગઈ. નર્સ કે દાક્તરને કોઈ કોઈ ગાંડાં તમાચા મારી જાય તોપણ એ લોકો એના ઉપર ખિજાતાં નથી કે એને મારતાં નથી એ જાણી એમને દવાખાના ઉપર શ્રદ્ધા પણ બેઠી. નવી આશા જન્મી કે, મંગુના કરમમાં દવાખાનામાં જવાથી મટે એવું લખ્યું હશે તોય કોને ખબર? આટલા ઉપચાર કરી જોયા ત્યારે એક વધારે. નહીં મટે તો પાછી ક્યાં નથી લવાતી?

છેવટે મંગુને દવાખાને મૂકવી એવો અમરતકાકીએ નિર્ણય કર્યો. એ માટે મોટા દીકરાને ઘેર આવી જતા એમણે પત્ર પણ લખાવ્યો. છતાં એ નિર્ણય

લીધો ત્યારથી એમની ઊંઘ ઊડી ગઈ હતી. જાણે પોતે હારીને આ કામ કરી રહ્યાં હતાં, એમ એમના મગજ ઉપર એક જાતનો ભાર જણાવા લાગ્યો હતો. દવાખાના ઉપર શ્રદ્ધા જન્મી એ એક નિમિત્ત હતું, બાકી ઊંડે ઊંડે બીજું કારણ ડોકિયાં કરતું એમને દેખાતું હતું.

મંગુ મોટી થતી જતી હતી, પોતાની વૃદ્ધાવસ્થા વધતી જતી હતી, વહુઓ ચાકરી નહીં કરે એની ખબર પડી ગઈ હતી. કારણ કે બેમાંથી એકે વહુએ હજુ સુધી સાથે રહેવા આવવાનું પોતાને આમંત્રણ આપ્યું ન હતું. આજના દીકરાઓ પણ વહુઓથી દબાયેલા એ ઘેર ઘેર જોતાં હતાં. એટલે પેટના દીકરાઓની આશા પણ એમને ઝાઝી દેખાતી ન હતી. એ સ્થિતિમાં મંગુનો પ્રભુ હોય અને એને મટી જાય, કે ન મટે તોપણ જો એને દવાખાનામાં ગોઠી જાય તો મરતી વખતે પોતાને એક જાતની શાંતિ રહે કે એની ચાકરી કરનાર દુનિયામાં પારકું પણ છે ખરું.

આ વિચારવહેણ સાથે અમરતકાકીની આંખોમાંથી એટલું બધું પાણી વહી જતું કે પથારી પલળી જતી. હૈયું પોકારી ઊઠતું - ગમે તે બહાનું ભલે કાઢો પણ મૂળ વાત એટલી કે તમેય દીકરીથી થાક્યાં છો! અમરતકાકી ઊંઘમાંથી ઝબકી જતાં, બોલી ઊઠતાં - શું હું થાકી છું? હૈયું બમણા જોરથી પોકારી ઊઠતું - એક વાર નહીં ને હજાર વાર!

અમરતકાકીને થયું, પોતે દીકરાને પત્ર લખ્યો તે જ મોટી ભૂલ કરી. એવી શી ઉતાવળ હતી કે શિયાળાની ટાઢમાં એને દવાખાને ધકેલવી પડે? રાતમાં હું એને કેટલીય વખત ઓઢાડું છું, દવાખાનામાં એમ ઘડીએ ઘડીએ કોણ ઓઢાડશે? ઉનાળામાં મૂકવાનું રાખ્યું હોત તો ઠીક થાત.

પરંતુ પત્ર મળતાં દીકરો આવી પહોંચ્યો. દવાખાનામાં દાખલ કરવાનો મૅજિસ્ટ્રેટનો હુકમ પણ મેળવી લીધો. એક અઠવાડિયામાં જ મંગુને મૂકવા જવાનું આવી પહોંચ્યું. અમરતકાકીને ખાતરી થઈ ગઈ કે દીકરો ગાંડી બહેનને દવાખાનામાં ધકેલી વેઠ ઉતારવા માગે છે. એવું ના હોત તો પત્ર મળતાં તરત આવી શું કામ પહોંચે? લાગવગ વાપરી તરત ને તરત દાક્તર તથા માજિસ્ટ્રેટના દાખલ કઢાવે શું કામ? એમને થતું હતું કે હમણાં બંધ રાખવું અને ઉનાળામાં મૂકી આવવી, પણ દીકરાને કહેતાં જીભ ઊપડતી ન હતી. એ પરાણે રજા લઈને આવ્યો હોય, દાખલાદૃખલી કરાવી લીધું, હવે ના પાડું તો એને થાય કે માને બીજો ધંધો નથી!

મંગુને મૂકવા જવાનું હતું તે રાતે અમરતકાકીને બિલકુલ ઊંઘ આવી ન હતી. સવારમાં એક વિચાર એ પણ આવ્યો કે પોતે સાથે ન જાય તો સારું.

દવાખાનાવાળા દીકરીને પોતાનાથી છૂટી પાડશે એ સહેવાશે નહીં. પરંતુ દવાખાનામાં કેવી સગવડ છે એ પોતે નજરે જુએ નહીં ત્યાં સુધી ચેન પડે એવું ન હતું. એટલે એ નછૂટકે જવા તૈયાર તો થયાં પણ મંગુને લઈ ઘર બહાર નીકળવાનું થયું ત્યારે એમના ઉપર બ્રહ્માંડનો ભાર આવીને ઠલવાઈ ગયો. આંખમાંથી શ્રાવણ-ભાદરવો શરૂ થયો. નજર મંગુ ઉપર ચોંટી ગઈ હતી તે કેમેય ઊખડતી ન હતી. મંગુ એને પહેરાવેલાં નવાં કપડાંનો રંગ ધારી ધારીને જોઈ રહી હતી. ગેલમાં આવી ગઈ હોય તેમ અમરતકાકી સામે જોતાં એ હસી પણ ખરી. એ સમું અમરતકાકીનું દિલ કપાઈ ગયું. ઢોર પણ એને ખીલેથી છોડી બીજે લઈ જવામાં આવે છે ત્યારે નવા ધણીને ઘેર જવા આનાકાની કરે છે. મંગુને એટલુંય ભાન ન હતું એ પ્રત્યક્ષ અનુભવતાં અમરતકાકી ઊમરા ઉપર ફસડાઈ પડ્યાં. હૈયું કકળી ઊઠ્યું - અબુધ દીકરીનું દુનિયામાં કોઈ નહીં? સગી મા પણ એની ના થઈ.

દીકરાનું હૈયું પણ ભરાઈ આવ્યું હતું. મા સામે આંખ માંડવા જેટલી એનામાં સ્વસ્થતા ન હતી. જેટલો વિલંબ થતો હતો તેટલો ગાડી પકડવાનો સમય ટૂંકો થતો હતો. ફળિયા બહાર ડમણિયે જોડેલા બળદ પગ ઉપાડવા તળેઉપર થઈ રહ્યા હતા. દીકરાએ મા તરફ નજર કર્યા સિવાય લથડિયું ખાઈ પગ ઉપાડતાં કહ્યું : ''મોડું થાય છે. હવે નીકળવું જોઈએ.'' અને ફળિયા બહાર નીકળતાં એણે ધોતિયાના છેડા વતી આંખો લૂછી નાખી.

પડોશી સ્ત્રીએ મંગુનો હાથ ઝાલી આગળ દોરી. બીજી સ્ત્રીઓએ અમરતકાકીને ટેકો આપ્યો. છેવટ કડવો ઘૂંટડો હૈયામાં સમાવી ઢીંચણ ઉપર હાથ ટેકવી એ ઊભાં થયાં. બે જણે ઝાલીને ચડાવ્યાં ત્યારે એમનાથી ડમણિયામાં ચડાયું.

મંગુ ગાંડી છે એમ જાણતાં ગાડીમાં મુસાફરોને મજાનો ખોરાક મળી ગયો.

''આવી ખાધેપીધે સુખી છોડીને દવાખાનામાં મૂકશો એટલે મહિના દહાડામાં લાકડા જેવી થઈ જશે. ત્યાં તો ઢોરની પેઠે ટંકે જેમનું તેમનું નીર્યું એટલે બસ!''

''અમારા ગામમાંથી એક ડોસીને તેના દીકરા પાંચ વરસથી મૂકી આવ્યા છે પણ કશો ફેર પડ્યો નથી. ગામનું કોઈ મળવા જાય તો રડવા લાગે છે. પગે પડીને કહે છે - મને અહીંથી તેડી જાઓ. પણ આજના દીકરા લાવતા જ નથી!''

''એવા દીકરાઓને શું દીસતા રાખવાના?''

''દીકરાઓ તો આમ સારા છે, પણ આજની વહુઓ, જાણો છો ને, પહેરીઓઢીને મહાલવું હોય એટલે વધારાનું માણસ ઘરમાં પોસાતું નથી.''

''આ છોડીની મા નથી?''

અમરતકાકીને આ ઘા અસહ્ય થઈ પડ્યો. આંખમાં આંસુ આવી ગયાં. કંઠ રૂંધાઈ ગયો. શરમથી ડોકું નીચું નમી ગયું. સામે માથું નમતાં મા તરીકેનો એમનો દાવો પણ આપોઆપ વ્યક્ત થયો.

''બાપ રે! તમે મા થઈને એને ધકેલી મૂકો છો, પછી દવાખાનાવાળાનો શો દોષ કાઢવો?''

અમરતકાકી જો એકલાં હોત કે દીકરાને માઠું લાગવાની બીક ન હોત તો વળગી ગાડીમાં મંગુને લઈ એ ઘેર પાછાં ફર્યાં હોત. પરંતુ બીજો ઉપાય ન હતો એટલે ભારે પગલે અને ભારે હૈયે એ દવાખાનામાં દાખલ થયાં.

મુલાકાતનો સમય હતો એટલે વચલા ખંડમાં દર્દીઓ અને એમનાં સગાંસંબંધીઓ છૂટાં છૂટાં બેઠાં હતાં. સ્વજનોએ ઘેરથી આણેલી રસોઈ ઘણાં જમતાં હતાં. કોઈ કોઈ ફળ ખાતાં હતાં. એક ગાંડા પતિ સાથે પત્ની ઘરની અને બાળકોની વાતો કરતી હતી. એક ગાંડી પત્ની પતિ મળવા આવ્યો હતો તેને બાઝી પડી હતી. અરે બાજુમાં ઊભેલી વૉર્ડની પરિચારિકાઓ તરફ નજર કરી એ ફરિયાદ કરતી હતી - આ ભૂતડીઓ મને સારાં કપડાં પહેરવા આપતી નથી, સારું ખાવાપીવા આપતી નથી, માથામાં નાખવા તેલ આપતી નથી.

અમરતકાકી તે વખતે પરિચારિકાઓ તરફ જોઈ રહ્યાં હતાં. પેલી બાઈની જે પરિચારિકા હતી તે હસીને બોલી : ''હવે હું તમને બધું આપીશ. તમારા ધણી સારું સારું ખાવાનું લાવ્યા છે, એક વાર ખાઈ લ્યો.''

પેલી ગાંડી બાઈ છણકો કરતાં બોલી : ''મેં દાતણ નથી કર્યું, મેં મોઢું નથી ધોયું.''

અમરતકાકીએ જોયું તો એનું મોં ધોયેલું હતું. છતાં સહેજ પણ ખિજાયા વગર પરિચારિકાએ પાણીનો લોટો લાવી એનું મોં ધોવડાવ્યું. નૅપ્કિન વતી મોં લૂછી નાખ્યું. અમરતકાકીના હૈયાને ટાઢક વળી કે કામ કરનાર લોકો છે તો માયાળુ.

દાક્તર અને સ્ત્રીવૉર્ડ મેટ્રન આવી પહોંચ્યાં. અમરતકાકીના દીકરાએ મૅજિસ્ટ્રેટનો હુકમ આપ્યો. માને સંતોષ થાય તે માટે એ સાંભળે તેમ સારી સારવાર કરવા જણાવ્યું. મેટ્રને કહ્યું : ''એ બાબતમાં તમારે ચિંતા ન કરવી...''

વચ્ચે અમરતકાકી બોલ્યાં : ''બોન! ચિંતા એટલા માટે કરવાની કે આ સાવ ગાંડી છે. કોઈ પાસે બેસીને એને ખવડાવે નહીં તો એ ખાતી નથી...'' આટલું બોલતાં એમનો કંઠ ભરાઈ આવ્યો અને વાક્ય અધૂરું રહી ગયું.

દૂર ઊભેલી પરિચારિકાઓ નજીક દોડી આવી. એક બોલી ઊઠી : ''તમે બા, કોઈ જાતની ફિકર કરશો નહીં. અમે એને મોંમાં કોળિયો ઘાલીને ખવડાવીશું.''

ગળગળા સાદે અમરતકાકી બોલ્યાં : "એ જ બોન મારે કહેવું છે. એને ઝાડાપેશાબનું ભાન નથી એટલે કપડાં બગાડે તો જોજો. નહીં તો ભીનામાં સૂઈ રહેશે તો વાયુ થઈ જશે."

બીજી પરિચારિકા બોલી : "રાતમાં ચારપાંચ વખત તપાસ કરવામાં આવે છે."

અમરતકાકી : "રાતે બત્તી હોય તો એને ઊંઘ નથી આવતી."

"જેને ઊંઘ ન આવે તેને ઊંઘની દવા આપીએ છીએ."

"એને બીજાં તોફાની મારે નહીં તે જોજો."

"તોફાની હોય તેમને જુદાં રાખવામાં આવે છે. રાતે બધાંને જુદી જુદી ઓરડીઓમાં સુવાડવામાં આવે છે."

મળવા આવેલાં મુલાકાતીઓ વિદાય લેતાં ત્યારે દર્દીને અંદરના ખંડમાં લઈ જવા પૂરતું બારણું થોડું ખૂલતું. એ તક ઝડપી લઈ અમરતકાકીની નજર બે વખત અંદર ડોકાઈ રહી હતી. ત્રણ-ચાર સ્ત્રીઓને ફગફગતા વાળે અસ્તવ્યસ્ત કપડાંમાં એમણે અંદર ફરતી જોઈ. એકે એમના ભણી નજર કરી છાતી કૂટી અને એવો ડોળો ત્રાંસો કર્યો કે એ છળી મર્યાં. એ ઉપરથી એમને અંદરનું રહેઠાણ જોવાનું દિલ થયું, માગણી કરી : "મંગુને જે ઓરડીમાં રાખવાની હોય તે મને જોવા દ્યો."

મેટ્રને કહ્યું : "અંદર કોઈને જોવા જવા દેવાનો કાયદો નથી."

ચકળવકળ આંખે આ નવી દુનિયા જોઈ રહેલી મંગુ અમરતકાકીની સોડમાં લપાઈ. માથે હાથ મૂકી, અમરતકાકી રોજનો વહાલસોયો 'બેટા' શબ્દ ઉચ્ચારવા ગયાં ત્યાં એમનો સાદ ફાડી ગયો... મરણપોક જેવી લાંબી પોક મુકાઈ ગઈ. આખું દવાખાનું એ આક્રંદમાં ડૂબી ગયું. દીકરાની આંખમાંથી ચોધાર આંસુ વહી ચાલ્યાં. આવા રુદનથી ટેવાઈ ગયેલાં દાક્તર, મેટ્રન અને પરિચારિકાઓનાં હૈયાં પણ ભરાઈ આવ્યાં. દીવાલો પણ ધ્રૂજી ઊઠી કે આટલું લાગણીભર્યું કોઈ ગાંડાનું સ્વજન આજ સુધી આવ્યું અમે જાણ્યું નથી!

એક પરિચારિકા હાથમાંનો રૂમાલ ફરકાવી મંગુનું પોતાના તરફ ધ્યાન ખેંચી બોલી : "લે જોઈએ છે તારે?"

એ રૂમાલ પકડવા માની સોડ ત્યજી મંગુ એકદમ ઊભી થઈ. થોડો રૂમાલ પકડવા દીધા પછી એનો હાથ પંપાળી પરિચારિકા મીઠાશભર્યા શબ્દો બોલી : "તું મારી પાસે રહીશને બહેન! હું તને સારું સારું ખાવાનું આપીશ, નવાં નવાં કપડાં પહેરાવીશ." મંગુ એના મોં સામે તાકી રહી હતી એટલે એ ક્ષણનો ઉપયોગ કરી લેતાં 'ચાલ આપું' કહીને એનો હાથ પકડી આગળ કરી. પેલું

બારણું અધખૂલું થઈ મંગુને ગળી ગયું.

'મંગુ...મંગુ...'ની કાળજું કંપી જાય તેવી ચીસ અમરતકાકીએ ફરી નાખી.

દાક્તરે આશ્વાસન આપતાં કહ્યું : "ઘરડાં બા!" અને બાજુમાં ઊભેલા દીકરા તરફ આંગળી કરતાં જણાવ્યું : "આ તમારા દીકરા જેવો મને પણ દીકરો ગણજો. દીકરીને દવાખાનામાં નહીં પણ દીકરાને ઘેર મૂકી જાઓ છો એમ માનજો."

આધેડ ઉંમરની, બાળવયમાં વિધવા થતાં આ ક્ષેત્રમાં પડેલી મેટ્રને આશ્વાસન આપતાં કહ્યું : "આજ સુધી તમે એનાં એક બા હતાં. આજથી હું એની નવી બા થઈ છું."

અમરતકાકી ડૂસકું ભરતાં બોલ્યાં : "એને મૂંગા ઢોર જેટલુંય ભાન નથી. મેં એને આજ સુધી મારાથી અળગી કરી નથી. કુસુમને તમારા દવાખાનામાં મટ્યું એટલે મેં કાળજું કઠણ કરી..." અને એમનો કંઠ રૂંધાઈ ગયો.

મેટ્રન : "એ કુસુમ જેવી આ પણ થોડા વખતમાં ડાહી થઈ જશે."

અમરતકાકીનું ડૂસકું શમ્યું છતાં એમની નજર પેલા બંધ બારણાને વીંધી મંગુ ઉપર મંડાયેલી હતી. મંગુએ જાણે એમને યાદ દેવડાવ્યું હોય તેમ એ બોલ્યાં : "એ લુખ્ખો રોટલો ખાતી નથી. સાંજે વાળુમાં રોટલો દૂધમાં ચોળીને આપજો. દૂધ ના હોય તો દાળમાં."

અમરતકાકીની કરુણ આંખ ભણી નજર માંડવાની મેટ્રનની શક્તિ લુપ્ત થઈ હોય તેમ એણે નીચી દૃષ્ટિ રાખી કહ્યું : "સારું."

અમરતકાકી : "એને દહીં બહુ ભાવે છે. દરરોજ તો ના બને, પણ બીજે-ત્રીજે દહાડે આપજો. એવું વધારાનું જે ખર્ચ થશે તે અમે આપીશું. જે એની ચાકરી કરતું હશે તેને પણ રાજી કરીશું."

અમરતકાકી અને દીકરો મંગુને મૂકી દવાખાનાની બહાર નીકળ્યાં ત્યારે બંનેનાં મોં ઉપર શોકનાં વાદળ છવાયેલાં હતાં. મૂંગાં મૂંગાં બંને બહાર ઊભેલી ઘોડાગાડીમાં બેસી વિદાય થયાં. ગાડીના ડબામાં પગ મૂકતાં અમરતકાકીને સાંભરી આવ્યું - દવાખાનામાં સૂવા ખાટલો આપતા હશે કે નહીં? મંગુ નીચે સૂઈ રહેલી નથી એટલે જો ખાટલો નહીં હોય તો એને નહીં ફાવે. મનમાં થયું કે જો પોતાને અંદર જોવા જવા દીધી હોત તો આ ભાળવણી કરવાનું રહી ન જાત. ઓરડીમાં ખાટલો ન જુવત એટલે તરત સાંભરી આવત.

દવાખાનામાં કામ કરનાર માયાળુ છે, ભલાં છે, એવી ખાતરી અમરતકાકીને થઈ હતી, પરંતુ એમને અંદર જવા દીધાં ન હતાં. એટલે વસવસો રહી ગયો હતો કે આપણને નહીં ગમે તેવું હશે ત્યારે જ અંદર જવા નહીં દેવાનો કાયદો કર્યો હશેને? એને ટેકો આપતું હતું પેલું અધખૂલું બારણું, ભૂતની માફક ભમતી

ગંદી, જથરપથર અને ભૂખે મરી ગઈ હોય તેવી બિહામણી ગાંડી સ્ત્રીઓ. એ સાથે અમરતકાકીને મંગુ પોતાને ન જોવાથી રડતી હોય તેવો સાદ સંભળાયો. એમની આંખોમાંથી આંસુ ચાલ્યાં. બાજુમાં બેઠેલી સ્ત્રીએ પૂછપરછ કરી - ''કેમ બા રડો છો? કોઈનું મૈણું થયું છે?''

રાત્રે પોણા અગિયાર વાગ્યે ઘેર આવ્યાં ત્યારે એમની વાટ જોતી પાડોશણ, જે એમની પિત્રાઈ થતી હતી તે જાગતી હતી. એમને માટે એણે રસોઈ કરી રાખી હતી, પરંતુ બંને જણે વાળુ કરવાની ના પાડી. સ્વજનના મરણનો ઘા તાજો હોય ત્યારે જેમ આગ્રહ કરનારની જીભ ન ઊપડે તેમ પાડોશણ ખેંચતાણ ન કરી શકી.

અમરતકાકીના અંતરમાં એક જ તંબૂરો વાગી રહ્યો હતો - મંગુ અત્યારે શું કરતી હશે? પળે પળે એ જ વિચાર એમનાં હૈયાને વીંધી રહ્યો હતો. કેટલી ઠંડી છે! એને ઓઢાડ્યું હશે? પેશાબ કરી પલાળ્યું હશે તો એની ઘાઘરી અને પાથરણું બદલ્યાં હશે?

જાણે મંગુ એમનો બોલ સાંભળવાની હોય તેમ એ બબડ્યાં : ''બેટા! પેશાબ ન કરતી. ઓઢાડેલું કાઢી ન નાખતી.'' આ શબ્દો સૂતી વખતે એ કાયમ ઉચ્ચારતાં છતાં મંગુ એનો અમલ કરતી નહીં. રાતે એણે પેશાબ કર્યો હોય તો એની ઘાઘરી અને પથારી એ બદલી નાખતાં. મંગુ મોટી થઈ છતાં પોતાના ભેગી એને સુવાડતાં, જેથી એ પેશાબ કરે તો પોતાને તરત ખબર પડે, જાગી જાય અને એણે ભીનામાં સૂઈ રહેવું ન પડે.

અમરતકાકીને પોતાને પણ એના વગર પથારી સૂની સૂની લાગતી હતી. મનમાં થયું - મારા ભેગી સૂવા ટેવાઈ ગયેલી એને ઊંઘ આવી હશે? એ સાથે એની આંખો બાવરી બની પોતાને શોધતી હોય તેમ એમને દેખાયું. એમણે ઈસ ઉપર કપાળ કૂટ્યું - હું મા થઈને એને દવાખાને હડસેલીને આવતી રહી? એમનાથી ડૂસકું ભરાઈ ગયું.

બહારના ખંડમાં સૂતેલા દીકરાને પણ ઊંઘ આવી ન હતી. મા કરતાં એને સોમા ભાગની મંગુ સાથે માયા ન હતી છતાં એની છાતી ઉપર પણ વેદનાનો કાળમીંઢ પથ્થર મુકાઈ ગયો હતો. માનાં ડૂસકાં સાથે એની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યાં. પોતાને આટલી વેદના થાય છે તો માને શું શું થતું હશે? વેદના માના હૈયાનું માંસ કેવી ક્રૂર રીતે ચૂંથી રહી હતી તેનો સાક્ષાત્કાર જીવનમાં પહેલી વખત દીકરાને થયો. એનું હૈયું પોકારી ઊઠ્યું : માનું આ દુ:ખ કોઈ ઉપાયે ટાળવું જોઈએ. દીકરો થઈને આટલું હું ન કરી શકું તો મારું જીવતર ધૂળ છે. એ સાથે એના અંતરે પ્રતિજ્ઞા કરી - હું મંગુને જીવતાં સુધી સારી

રીતે પાળીશ. વહુ એનાં મળ-મૂતર ધોવા તૈયાર નહીં હોય તો હું ધોઈશ! એ સાથે વેદનાનો કાળમીંઢ પથ્થર એની છાતી ઉપરથી ખાસી ગયો.

અમરતકાકીએ બીજું ડૂસકું ભર્યું હોત તો દીકરાએ તે ઘડીએ જ એમને પોતાની પ્રતિજ્ઞા જણાવી શાંત પાડ્યાં હોત. પરંતુ એ જંપી ગયેલાં લાગ્યાં એટલે સવારે હવે વાત એમ માની દીકરાએ ઊંઘવા આંખ મીંચી અને થોડી વારમાં એની આંખ મળી ગઈ.

વહેલા પરોઢે, ઘંટીનો અને વલોણાનો મધુરો અવાજ ગામમાં ગુંજી રહ્યો હતો ત્યારે ગામ આખાને વીંધી નાખે તેવી ચીસાચીસ અમરતકાકીએ કરી મૂકી : "ધાજો રે... ધાજો, મારી મંગુને મારી નાખી રે..."

દીકરો ખાટલામાંથી ઊછળી પડ્યો. પાડોશી દોડી આવ્યાં. ઘંટીઓ અને વલોણાં થંભી ગયાં. જે સાંભળ્યું તે ધાઈ આવ્યાં અને આવ્યાં તેવાં હબકી ગયાં, અમરતકાકી મંગુની નાતમાં વટલાઈ ગયાં હતાં!

# 13

# વાની મારી કોયલ

- ચૂનીલાલ મડિયા

ગયે વર્ષે રવા પટેલને બરાબર મનગમતા બિયારણનો જોગ ન થઈ શક્યો એટલે હિંમત કરીને ચાર વીઘાંમાં શેરડીનાં બબ્બે આંખાળાં માદળિયાં રોપી દીધેલાં. પરિણામે, સાચા પેટાળની સરવાણીઓવાળી તરકોશીમાંથી પાણી ખેંચી ખેંચીને બે જોડ નાડાંનો સોથ વળી ગયો પણ નોરતાં ઊતરતાં તો ચાર ચાર આંગળના દળવાળા શેરડીના સાંઠા ક્યારામાં ન સમાતાં ત્રાંસા ઢળવા લાગ્યા અને દિવાળી ટાણે તો પડું પડું થતા એ લેલૂંબ માંડવાઓને ફરતી વાંસવળીઓની આડ બાંધવી પડી.

વેપારીઓએ રવા પટેલને બહુ બહુ સમજાવ્યા કે મૂઠીમાં ન સમાય એવી જાડી કાતરીવાળી શેરડીને રહેવા દિયો અને કાપીને પડખેના શહેરની શાક માર્કિટમાં વેચી આવો; પણ રવા પટેલે તો છેવટ લગી ચારેચાર વીઘાંને પીલવાનો જ આગ્રહ રાખ્યો.

શહેરની બજારમાં મળનાર દેખીતો નફો જતો કરીને ઘરઆંગણે ચાર વીઘાંના વાઢને ચિચોડે પીલવાનો જગન આદરવા પાછળ રવા પટેલના જઈફ, અંધ દાદા નેણશી ભગતની એક અંતરતમ મુગ્ધ એષણા સંતોષવાની નેમ હતી. નેણશી ભગતને રવા પટેલ સિવાય બીજું, કોઈ સંતાન નહોતું અને રવા પટેલની પણ અવસ્થા પાકટ થવા આવી અને ત્રણ ત્રણ ઘર કરી ચૂક્યા તોપણ પહેલાં ઘરવાળાંને પેટે અધરણીની સંતી અવતરી. એ સંતીને જ સાત ખોટની દીકરી અને દીકરો બધું ગણીને સંતોષ માનવો પડ્યો હતો. નેણશી ભગતની બન્ને આંખોમાં કૂવા પડ્યા અને શરીર આખામાં બુઢાપો પ્રવેશી ગયો તોપણ પોતાના એકના એક દીકરા રવાને ઘેરે સંતીનાં ઘોડિયાં-લગન પછી મંગળ અવસર આવી જ નહોતો શક્યો. જે ગામની ભોંય ચૂમીને પોતાની કાયા ઘડાણી છે, અને પરસ્પર સહકારના

પાયા ઉપર રચાયેલ સમાજરચનાનાં ડગલે ને પગલે વહોરવાં પડતાં અનેક ઋણનું જેના ઉપર ભારણ વધી ગયું હતું તે, સામાજિક ફરજોનો જાગરૂક આદમી, એ ઋણફેડનનો પોતાને ત્યાં અવસર નહીં સાંપડતાં પોતે એ ઋણ-ભારમાં ગૂંગળાતો હતો. બરાબર ટાંકણે જ રવા પટેલે વાઢ વાવી દીધો અને નેણશી ભગતે આવનાર વૈશાખને સંતીના મોટા આણાના પ્રસંગને ચિચોડો ફરવાના પ્રસંગ સાથે જોડી દીધો અને પુત્રવિહોણા રવા પટેલને ઘેર પુત્રલગ્ન જેટલી ધામધૂમ મંડાણી.

ચાર વીઘાંમાં પથરાયેલ શેરડીનાં લીલાંછમ પાંદડાંના પડથારમાં ઉત્તરદખ્ખણના વાયરા આવે ત્યારે એકમેકને આલિંગતા ઊભેલા સાંઠાઓના પોપટિયા રંગના સાગરમાં જાણે કે દરિયાઈ મોજાંની લહેરો ઉત્પન્ન થતી. જોનારા આદમીઓની આંખો ઠરતી અને કહેતા : “ધરતીએ પણ પેટ કાઢ્યું છે ને કાંઈ! ધૂળમાંથી ધાન પકવે છે! ભોમકાને કુંવારી અમથી નહીં કીધી હોય!”

રવા પટેલે મન મોકળું મૂકીને મહેમાનોને નોતર્યા હતા. કુટુંબના સૌ ભાયાતોનાં સગાંસાંઈ, વેવાઈ-વેલાઓને લોંઠકા જોઈને બબ્બે બળદો સાથે લેતા આવવાનું કહેવરાવ્યું હતું. ચાર બળદ ભેગા જોડે ત્યારે તો માંડ ચશ દીએ એવો તોતિંગ ચિચોડો માંડ્યો હતો. અને એમાંથી બે ધારે વરસતા મીઠામધ રસનો ગોળ રાંધવા માટે અડખેપડખેના પંથકમાં નામખ્યાત બની ચૂકેલ જુવાન ગોવા ગળિયારાને ભારે મોટું દનિયું ઠરાવીને બોલાવ્યો હતો.

ગોવામાં માત્ર જુવાનીની રસિકતા અને રંગીલાઈ જ નહોતાં ભર્યાં, પણ સાવ તરુણ વયમાં જ સાધ્ય કરેલ ગોળરાંધણના અનોખા કસબની દીપ્તિ તેના સમગ્ર વ્યક્તિત્વમાં રંગ પૂરી જતી હતી. રસની કડાઈમાં એ ઘડા ભરી ભરીને રેડતો હોય, કે કોઈ વખત ચૂલામાં આંધણ થઈ રહેતાં સૂંડલો ફોફાં ઓરતો હોય, કે ચાકીમાં ઢાળેલો ગોળ અજબ આસાનીથી પાવળી વડે ઉખેડતો હોય, પણ એના એક્કેએક હલનચલનમાં રહેલી એક અચ્છા પાકશાસ્ત્રીની કસબજન્ય છટા મુગ્ધ કરતી હતી.

બંને આંખે આંધળા નેણશી ભગત શેઢા નજીકના ચાસટિયામાં ફાટ્યો-તૂટ્યો ખાટલો ઢાળીને ચોવીસે કલાક રામનામ લેતા પડી રહેતા. તેમને ગામના માણસો કહેતા : “ભગત, વાઢ તો સોળ આની ઊગ્યો, પણ આવો ગળિયારો ન જડ્યો હોત તો ધાનને ધૂળ કરીને ખાવું પડત.”

“ગળિયારો ઠાવકો જડ્યો છે, એમ કે?” ભગત વળતા પૂછતા.

“હા, ઠાવકો તો કેવો, કે ગોળ તમારે રવાદાર મેસૂબનેય ભુલાવે એવો રંધાય છે.”

"સારું સારું ભાઈ, ખાઈને માણસ દુઆ દેશે. ખાઓ, પીઓ ને આનંદ કરો, સીતારામજી! સીતારામજી!"

સંતી બાળપણથી જ. ડોસાની સેવાશુશ્રૂષા કરવા ટેવાયેલી હતી. ભગતને પણ એ બાળકીની ચાકરીનું વેરાગી અવસ્થામાંય એવું તો વ્યસન થઈ ગયેલું કે હવે તો સંતીનું મોટું આણું આવવાનું થયું અને સાસરે જવાની થઈ છતાં ભગતને એના વિના માળાનો બેરખો, પગનાં પગરખાં, હાથની લાકડી કે અફીણના અમલની વાડકી શોધવામાં મુશ્કેલી અનુભવવી પડતી.

સંતીને પણ રવા પટેલે દીકરી ન જાણતાં દીકરાની જેમ જ લાડચાગમાં ઉછેરી હોવાથી કોઈ કોઈ વાર એ વધારે પડતી છૂટ લેતી, તો એમાં કોઈ વાંધો ન ઉઠાવતું. તેનાં બાળપણનાં લાલનપાલન જોઈને ગામલોકો કહેતાં કે સંતીને રવો પટેલ હથેળીમાં થૂંકાવે છે ને પડ્યો બોલ ઝીલે છે; પણ અસ્રીની જાતને આવાં લાડચાળા કરીએ તો કોક દી એને જ વસમાં પડે. સંતીને મળતું સ્વાતંત્ર્ય ઘણા માણસોની આંખમાં આવતું અને એમાંનું કોઈ વાલેશરી બનીને રવા પટેલને એ વિશે અણસારો કરે ત્યારે રવા પટેલ લાપરવાહીથી કહેતા : "સંતી મારી દીકરી નથી, ઈ તો વાની મારી કોયલ છે, કોઈ પૂરવભવની લેણાદેણી રહી ગઈ હશે તે મારે ઘેર ઊડી આવી છે. આ કમુરત ઊતરશે ને આણું વાળવા આવશે એટલે મારી કોયલ ઊડી જાશે...."

રવા પટેલ આકાશ તરફ તાકીને છેલ્લા શબ્દો બોલતા ત્યારે કોઈ કોઈ વાર તેમની આંખમાં ઝળઝળિયાં આવી જતાં. પણ બન્યું હતું એવું કે ગામલોકો રવા પટેલના આ વાત્સલ્યની નાજુકાઈ સમજી ન શક્યા અને કેટલાક વરણાગિયા જુવાનિયાઓ જેઓ પોતાની લાયકાત કે બિનલાયકાત જોયાકારવ્યા વગર લાંબા સમયથી સંતીનું સંવનન કરી રહ્યા હતા, તેમણે રવા પટેલના ભોળે ભાવે બોલાયેલા 'વાની મારી કોયલ' શબ્દોમાંથી 'કોયલ' શબ્દ લીધો અને સંતીના નામ સાથે એ જોડી દીધો.

ગામના એ જુવાનો કવિતા નહોતા કરતા છતાં, તેમને ન્યાય કરવા ખાતર કહેવું જોઈએ કે તેમણે કરેલા સંતીના આ નામકરણમાં ભારોભાર કાવ્ય ભર્યું હતું. વહેલી પરોઢે ખેતરે જવા નીકળી હોય, કે બપોરા ટાણે ભાત લઈને જતી હોય, કે સાંજે માથા ઉપર ભારી મૂકીને પાછી ફરતી હોય, પણ સંતીના પગરવે સીમનું યૌવન જાગી ઊઠતું. અંગેઅંગમાંથી અણબોટ્યું લાવણ્ય નિતારતી એ સુકુમાર દેહલતા આખી સીમના વાતાવરણને તાઝા-બ-તાઝા આહ્લાદ વડે ભરી મૂકતી. એક ચૈતર મહિને જ્યારે ખેતરે જતા રસ્તા ઉપરના આંબાવાડિયાના આંબા લૂંબઝૂંબ સાખો વડે લચી પડતા હતા અને કોયલોએ બાર બાર મહિનાનાં રખોપાં

કર્યા છતાં મોર મોર્યા ટાણે જ દાઢ આવી હોવા બદલ કુ...ઉ...ઉ... કુ...ઉ...ઉ...ના દર્દભરપૂર ફરિયાદટહુકા ગાવા માંડ્યા હતા ત્યારે નમતે પહોરે નેણશી ભગત માટે અમલનું અફીણ લેવા નીકળેલ સંતીથી આપમેળે જ ગવાઈ ગયું :

*ચેતર ચંપો મોરિયો ને મોર્યાં દાડમ દ્રાખ;*
*કોયલડી ટ્હૌકા કરે કાંઈ બેઠી આંબાડાળ.*

અને એ આંબાડાળે અવિરત ટહુકતી જતી કોયલડીને પજવવા સંતીએ જ્યારે કુ...ઉ...ઉ... ટહુકો કર્યો ત્યારે એને ખ્યાલ સરખો પણ નહોતો કે પાછળ લપાતોછુપાતો આવતો ગામનો ઊખડેલ ગણાતો આઝાદ છોકરો વીરિયો આ વાત ગામના ખસૂડિયલ કૂતરા સુધી ફેલાવશે અને ગામની રસિકતાએ કરેલું 'કોયલડી' નામકરણ સાચું ઠરાવશે.

★

ચિચોડો ચાલવા માંડ્યો ત્યારથી ખેતરનું વાતાવરણ દિવસ ને રાત ગહેકતું રહેવા માંડ્યું. ચાર એકઢાળિયાં તો ખેતરમાં હતાં જ, છતાં બીજાં નાના-મોટા પાંચેક માંડવા અને બે છાંયડાં ઊભાં કરવાં પડ્યાં. સારા સારા જાતવંતા બળદની દશેક જોડ ભેગી થઈ ગઈ હોવાથી ચિચોડો અવિરત ચાલ્યો જતો અને પરોઢિયેથી તે ગોરજ ટાણા સુધી પરવાહ લેવા આવનારાઓનો પ્રવાહ પણ ચિચોડાની જેમ જ ચાલુ રહેતો. નેણશી ભગત મૂળથી જ 'રોટલે ''.હોળા' તરીકે પંકાતા, તેમાં રવા પટેલના પહોળા હાથ અને મળતિયા સ્વભાવે ફરતા પંથકમાં તેમને 'દુલા રાજા'નું બિરુદ મેળવી આપ્યું હતું. આંખનીય ઓળખાણ વગરનો માણસ રવા પટેલની વાડીએ કોશ ચાલવા ટાણે અમથો ખંખોળિયાં ખાવા આવે તો કોળી ઝીંઝરા કે ડૂંડાંનો પોંક કે ખોબો ઓળા કે શેરડીનો સાંઠો ખાધા વિના ભાગ્યે જ પાછો ફરતો. પરિણામે, ચિચોડો ફરવા જેવો મહામૂલો અવસર આવ્યો ત્યારે તો રવા પટેલની વાડી અને ખેતર આલાભાઈના દરબારમાં જ જાણે કે પલટાઈ ગયાં.

માંડવો તો પરવાહ લેવા આવનારાઓથી ખીચોખીચ રહેવા લાગ્યો. રવા પટેલે મહેમાનો માટે તળાઈબંધા ઢોલિયા અને સંખ્યાબંધ ખાટલાઓ પથરાવી મૂકેલા. એટલું જ નહીં, પણ સારી એવી સંખ્યામાં સૂડીઓ પણ ભેગી કરી રાખેલી, જેથી મહેમાનોને ભાગે તો શેરડીનાં લઠ માદળિયાં ફોલીફોલીને દાંત જ ચલાવવાનું રહે. ફોલી ન શકે એવાં માણસો માટે પિલાયેલા સાંઠાનો તાજો રસ પીવા સારુ છાલિયાં અને તાંસળીઓ હાજર હતાં, માથે ભભરાવવા સૂંઠનો ભૂકો તૈયાર હતો. માંડવામાં જ્યારે ચપચપ શેરડીનાં પતીકાં ચવાતાં હોય અને ગટાક... ગટાક રસ-છાલિયાં ગટગટાવાતાં હોય ત્યારે જીવતા જીવોનો મેળો જોઈને રવા પટેલની આંખો ઠરતી. આંખે અંધ હોવા છતાં નેણશી ભગત આંખોના કૂવા વડે જાણે

કે આખું દૃશ્ય પી અને અનુભવી શકતા અને સૌના વતી પોતે જ તૃપ્તિજન્ય ઉદ્‌ગારો કાઢતા : "પીઓ મારા બાપ! પીઓ! ધરવ કરીને પીઓ! ધરતીના પેટની આ બધી માયા છે. ધરતીનાં છોરુ એનો ધરવ નહીં કરે તો બીજું કોણ કરશે? ધરતીને ધવાય એટલું ધાવી લ્યો; કોને ખબર છે કાલની?"

આમ કહી ભગત જમણા હાથની એ આંગળીઓ સૂંઘી જોતા અને સમસ્ત વાતાવરણની સ્વસ્થા પારખી, એવી ખાતરી કરીને ફરી હાથમાંનો બેરખો ફેરવવા માંડતા.

કેટલાક ભાવિકો ભગતને સાચક માણસ ગણતા. તેઓ સંસારમાં હોવા છતાં સાધુ જેવા રહેતા હોવાથી ઘણાં માણસોને તેમની સાચકતામાં શ્રદ્ધા બેઠેલી. આંખો ગઈ હોવા છતાં આંગળી સૂંઘીને માણસ પારખી કાઢવાની ભગતની આવડતે ઘણા નાસ્તિકોને પણ મુગ્ધ કરેલા.

ઓણ સાલ ઉનાળામાં જેવાં આકરાં દનિયાં તપ્યાં હતાં એવી જ અનરાધાર વરસાદની હેલીઓ પડી અને શિયાળામાં પણ માણસને થીજવીને ઠૂંઠવું કરી મૂકે એવાં સખત હિમ પડ્યાં, પણ રવા પટેલનાં ખેતરવાડી ધમધોકાર પ્રવૃત્તિની ગરમીથી એવાં તો હૂંફાળાં રહેતાં કે મકરસંક્રાંતિના કાંધા ઠારવા સારુ પડેલા હિમને પણ કોઈએ ગણકાર્યું નહીં.

સંતીનું આણું વાળવા માટે એના સાસરિયાઓ ખાસ્સાં વીસ માણસોની ઢગ લઈને આવ્યા હતા એટલે ખાસ કામ સિવાય સંતીનો ખેતરે આવરો-જાવરો ઓછો થઈ ગયો હતો - સિવાય કે ભગતની વાડકીમાં અફીણ થઈ રહ્યું હોય અને એ આપવા આવવું પડે, અથવા તો સાંજે વાળુ મોડાં થયાં હોય અને સાથી વહેલો ચાલ્યો ગયો હોય. થોડા દિવસ પછી થનાર પિતૃગૃહના ત્યાગનો શોક અને શ્વસુરગૃહના મિલનના હર્ષની મિશ્રિત લાગણીઓના પ્રવાહમાં સંતી સેલારા લઈ રહી હતી.

આજે રવા પટેલે કથા બેસાડવાની હોવાથી રાતે ચિચોડો બંધ રાખવાનું નક્કી કર્યું હતું.

છેક સાંજે ભગતને ખબર પડી કે આજે અમલ મંગાવવાનું રહી ગયું છે, એટલે તેમણે એક દહાડિયા સાથે કહેવરાવ્યું. સંધ્યાટાણે સંતી ડોસાને અફીણ આપવા આવી ત્યારે ચિચોડો બંધ થવાની તૈયારીમાં હતો પણ એક ક્યારાના અર્ધા ભાગના સાંઠા વઢાઈ ગયા હતા અને અર્ધા બાકી રહ્યા હતા, એટલે આમેય મોડું અને આમેય મોડું ગણીને એ ક્યારો પૂરો કરવાનું જ નક્કી થયું અને દહાડિયાઓએ કામમાં ઝપટ કરવા માંડી. એક તરફથી ક્યારામાંથી ફડાફડ સાંઠા વઢાયે જતા હતા, બીજે ઠેકાણે વઢાઈ રહેલા ઢગલામાંથી આગળાંપૂછડાં કપાતાં

જતાં. આ, ત્રીજી જગ્યાએ તૈયાર થયેલા કાતળાઓને મોગરી વડે ટીપી ટીપીને પોચા પાતળા ચિચોડામાં સહેલાઈથી પેસી શકે એવા બનાવવામાં આવતા હતા. સંતી પણ ઝટ દેતીકને ઘાઘરો સંકોરી, સાંઠા ટીપવા બેસી ગઈ.

સાથે કામ કરતી એક મજૂરણ સહિયરે સંતીને પૂછ્યું :

"કાં સંતીબહેન, આજે તો કાંઈ કોરો કડકડતો ઘાઘરો પહેર્યો છે!"

હરખઘેલી સંતીએ ખુલાસારૂપે કંઈ બોલવાને બદલે આદત પ્રમાણે ગાવાનું જ ઉચિત ગણ્યું :

*ફૂલ ફગરનો ઘાઘરો સિવડાવ્યો શુકરવાર,*
*પહેર્યો ને વળી પહેરીશું કાંઈ સાસરને દરબાર*
*કે આણાં આવ્યાં રે મોરાં રે.*

અજબ માર્દવભર્યા લહેકા સાથે ગવાયેલી આ લીટીઓએ પડખેના માંડવામાં ચૂલ ઉપરથી કડાઈ ઉતારીને ચાકીમાં ઠાલવતા ગોવા ગળિયારાના કાનને ચમકાવ્યા. ઉભડક થઈને એણે સંતી તરફ જોયું. તાજગીભર્યા લાલચટાક મોં ઉપર, સામી પીંપળમાંથી ચળાઈને આવતાં છેલ્લાં સૂર્યકિરણો ચકચક થતાં હતાં. ગોવા જેવા રસિયા જુવાન માટે તે દૃશ્ય અસહ્ય હતું. તેણે પણ એવી જ હલકથી ગાવા માંડ્યું :

*મારા વાડામાં ગલ છોડવો કોયલડી રંગભીની!*
*ઈ તો ફાલ્યો લચકાલોળ કોયલડી રંગભીની!*

સામી પાર સૂરજે ડૂબકી મારી ત્યારે ફુલ્લઝપટ દહાડિયાં ચાલ્યાં ગયાં હતાં. ગોવો હાથમાં પાવડી લઈને ગોળને ચોકીમાં પાથરતો હતો.

સંતીના દિમાગમાં 'કોયલડી રંગભીની' લીટીઓ રમતી હતી. વાતાવરણમાં આથમતી સંધ્યાની માદક ઉત્તેજના હતી. એ માદકતાથી પ્રેરાઈને જ સંતી તરકોશી પડથાર ઉપર થઈ ઊભી અને હોઠે આવેલું ગીત ગાવા માંડ્યું :

*કૂવાને કાંઠે ઊગ્યો કેવડો, ગળિયારા!*
*કેવડો મહરકે મીઠો, ગળિયારા!*
*કેવડો લળી લળી જાય રે, ગળિયારા!*

ગોવાના હાથમાં પાવડી થંભી ગઈ. દૂર દૂરનું ઘર, જુવાન પરણેતર બધું યાદ આવી ગયું અને બદલામાં આ પારકું ગામ, પારકાં ખેતર-વાડી, પારકા આદમી એ બધું ઘડીભર ભુલાઈ ગયું. લાગણીઓને એણે બેલગામ છૂટી મૂકી :

*રંગભીનાં રે! અમે પરદેશી પોપટા,*
*રંગભીનાં રે! તમે ઢળકતાં ઢેલડી,*
*રંગભીનાં રે! અમે કળાયેલ મોરલા*

*રંગભીનાં રે! તમે છો સરવર-નીર.*
*રંગભીનાં રે! અમે પરદેશી પંખીડાં,*
*રંગભીનાં રે! પંખીડાંની ન્હોય પ્રીત,*
*રંગભીનાં રે! પંખીડાં ઊડી ઊડી જાય,*
*રંગભીનાં રે! ઊડે એના ન્હોય ઓરતા.*

દૂર શેઢા નજીક ખાટલામાં પડેલા ભગતે સંતી માટે ઉપરાઉપર બે-ત્રણ બૂમો મારી. જવાબ ન મળવાથી તેઓ અસ્વસ્થ થયા અને આદત પ્રમાણે આંગળીઓ સૂંઘવા માંડી.

સંતી ડોસાનો અવાજ સાંભળી શકે એટલી નજીક નહોતી અને નજીક હોત તોપણ ગીતો ગાયા આડે કશું સાંભળવાની એને ક્યાં નવરાશ હતી?

*ચાસટિયે ચડીને રે મેં ટોયાં પંખીડાં,*
*ગંઠેલ ગોફણિયે રે મેં ટોયાં પંખીડાં.*

ગાતાં ગાતાં જ સંતી ગોવાના માંડવા નજીક પહોંચી ગઈ હતી.

ગોવો તો થોડી વાર પહેલાં છેલ્લાં સૂરજ-કિરણોએ ગુલાલ છાંટી મૂકેલ ઘાટીલા ફૂલગુલાબી મોંની તંદ્રામાં ઊભો હતો.

પછવાડે બૂંગણનો છેડો ઊંચો કરીને સંતીએ ટહુકો કર્યો :

"એકલા એકલા જ ગોળ રાંધો છો ને? એકલપેટા!"

ગોવાએ પાછળ જોયું. એને ક્ષોભ થયો. શું બોલવું એ જ ન સમજાયું. અટાણે બધા જ મજૂર, દહાડિયા, સાથી વગેરે વાળુ કરવા ચાલ્યા ગયા હતા. ઘડી વાર પહેલાં માણસોથી ખદબદતું ખેતર અટાણે ખાલીખમ્મ લાગતું હતું. માત્ર શેઢા તરફથી ભગતની ઉધરસનો અવાજ આવતો હતો. ગોવાએ વિનય ખાતર પણ મર્મભર્યો ઉત્તર આપ્યો :

"એકલ માણસ તો એકલપેટો જ હોય ને? એ બીજું પેટ ક્યાંથી કાઢે?"

સાંભળીને સંતી એવી તો શરમાઈ ગઈ કે આ અજાણ્યા આદમી પાસેથી દોડીને દૂર ખાટલો ઢાળીને પડેલા દાદા પાસે પહોંચી જવાનું મન થઈ આવ્યું. તેની ગભરુ છાતીમાં ફડકફડક ફડકા થવા લાગ્યા. પવનપાંખે ઊડતું હરણ-બચ્ચું ઓચિંતું જ સામે શિકારને જોતાં ફફડી ઊઠે એમ ગોવાની હાજરીમાં સંતી ફફડી ઊઠી. આ જગ્યાએથી ઝટઝટ ચાલ્યા જવા માટે એ ઘાઘરો સંકોરીને ચૂલ ઉપર ઊકળતી કઢાઈ અને નજીક ઊભેલા ગોવાની વચ્ચેથી ક્ષોભ અને સંકોચસહ પસાર થવા ગઈ ત્યારે વાંભ એકનો લાંબો તવીથો લઈને ઊભેલા ગોવાનો હાથ સંતીની ખુલ્લી કેડ સાથે ભટકાયો અને સંતી ધ્રૂજી ઊઠી. એ ફફડાટ અને ધ્રુજારી ઓછી કરવા, સામી ચાકીમાં ઠરતા ગોળ તરફ જોઈને, જાણે કે બોલવા ખાતર જ

બોલી : "ગોળ તો રૂપાળો સોનાની વીંટી જેવો રાંધ્યો છે ને!"

ખેતરમાં સંધ્યા આથમ્યા પછી સામી દિશાએથી દોડી આવેલ ચંદ્રનો આછો ઉજાસ સંતીનાં ખુલ્લાં હાથ-મોં ઉપર રમતો હતો.

ગોવાએ તેના કેફમાં જ કહ્યું : "ખાનારાં ક્યાં ઓછાં રૂપાળાં છે, તી ગોળ રૂપાળો ન રંધાય?"

વીજળીનો આંચકો - ધક્કો લાગ્યો હોય એમ સંતી ચાર તસુ પાછળ હઠી ગઈ. એક ભયજન્ય, તીવ્ર ધ્રૂજ એના પેટ સોંસરવી પસાર થઈ ગઈ. ગોવાના શબ્દો સાંભળીને સ્વાભાવિક રીતે જ, સંતીએ પોતાના હાથના કાંડાથી કોણી લગી છૂંદેલાં છૂંદણાં ઉપર એક કૌતુકભરી નજર ફેરવી.

"છૂંદણાંમાં શેનાં શેનાં ચિત્તર ચિતરાવ્યાં છે?" ગોવાએ એ હાથ ઉપર નજર ઠેરવીને પૂછ્યું.

આવો સ્વાભાવિક પ્રશ્ન સાંભળતાં સંતીના પેટનો ફફડાટ, ગભરામણ બધું શમી ગયું અને તેણે ભોળે ભાવે જ જવાબ આપ્યો : "ઈ તો હું નાની હતી તંયે ચાર જણાંએ થઈને મને પરાણે પકડી રાખીને કૂંજડીનું ચિત્તર ત્રોફાવ્યું'તું. ત્રોફવાવાળી વાઘરણ એના ભાલા જેવા અણિયાળા સોયા મજીઠમાં બોળીબોળીને એવા તો સળ સળ ખૂંચાડતી'તી!" એટલું કહેતાં તો સંતીના મોંમાંથી આછી સિસકારી નીકળી ગઈ.

ગોવાએ થોડું સામીપ્ય અનુભવતાં કહ્યું : "સોયની અણીય ન ખમી શકે એવી પોચી પારેવડી ક્યાંથી થઈ?"

સંતીએ ખુલ્લા દિલે કહ્યું : "હા બાપુ, હું તો ઘરથી જ એવી પોચી પારેવડી જેવી રહી છું. ત્રોફવાવાળી સબોસબ સોય ભોંક્યે જાતી'તી, પણ હું તો જોર કરીને મારી આંખ્યું બીડી ગઈ. પછી મારા હાથપગ છોડ્યા તંયે આંખ્યું ઉઘાડીને જોયું તો આખા હાથ ઉપર લોહીના ટશિયા ફૂટી આવ્યા'તા. હાથ ઘંહીને લોહી લૂઈ નાખ્યું તો અંદર મજાની નાનકડી કૂંજડી બેઠી'તી!"

સંતી ગોવાની નજીક ગઈ, હાથ લંબાવીને છૂંદણાનું ચિત્ર બતાવ્યું.

ગોવાએ કુતૂહલથી એ હાથ નજીક ખેંચીને ચાંદાના અજવાળિયે છૂંદણાનું ચિત્ર જોયું.

મકરસંક્રાંતની ટાઢનો થીજવી નાખતો ઠાર વરસવો શરૂ થઈ ગયો હતો. હજી હમણાં જ ચાંદો ઊગ્યો હોવા છતાં, શિયાળુ રાતની લંબાઈને લીધે મધરાત જેવો સોપો પડી ગયો હોય એવું વાતાવરણ હતું.

ગોવો પોતાના હાથના પોંચા ઉપર ત્રોફેલ ત્રાંજવાં સંતીને બતાવતો હતો.

ભગતનો અમલ લેવાનો સમય વીતી ગયો હોવાથી એમની નસો તૂટતી

હતી, માથું ફરતું હતું. સંતીને ઉપરાઉપરી સાદ દેવા છતાં કોઈ સાંભળતું ન હતું. શેઢાના રખોલિયાઓ તો મોડે મોડે રાત ભાંગ્યા પછી જ આવતા; પણ ખેતરમાં કાયમી વાસો રહેનારા વસવાતીઓય હજી વાળુપાણીથી પરવારીને આવ્યા ન હતા. ભગતને સંતી વિશે ભય લાગ્યો અને તેમણે બંને આંગળીઓ નાકે મૂકી, આખા વાતાવરણનો તાગ લેવા માંડ્યો.

રવા પટેલને ત્યાં છેક સાંજે લાપસી ભરડાવા માંડેલી એટલે એ રંધાતાં વાળુને બહુ વાર લાગી; તેમાં વળી, આણાની ઢગનાં જાડાં જણ જમાડવાનાં હોવાથી, મહેમાનોને ચળુ કર્યા કેડે ઘરના માણસો અને એમના જમી ઊઠ્યા પછી વેવાઈના ગાડાખેડુઓ, સાથી, વસવાતી વગેરેને પીરસતાં તો બહુ મોડું થઈ ગયું.

ગોરે કહ્યું હતું કે આણું વળાવવા માટે પરોઢિયે જ એક ચોઘડિયું સારું છે, એટલે રવા પટેલ વેવાઈનાં ગાડાંગડેરાં અને ઢાંઢાઓને સાબદાં કરતા હતા. પરોઢે થનાર પુત્રીવિયોગની ગ્લાનિ તેમના મોં ઉપર ફરી વળી હતી. ઢગવાળાઓ જમીકારવીને ફળિયામાં તેમને માટે બબ્બે ધડકી નાખીને ઢાળેલ ખાટલાઓમાં જરા આડે પડખે થયા હતા.

ઘરમાં અટાણે સંતીનાં આણાનાં કપડાં સંકેલાતાં હતાં. એક ખાસ, મોંઘાપાડું ઓઢણું હજી નહોતું સંકેલ્યું, કારણ કે સંતીની બહેનપણીઓએ સૂચવ્યું હતું કે પરોઢિયે ગાડે બેસાડતી વખતે એ પહેરાવવું છે. ઓચિંતી જ એક સહિયરે સંતીની પૃચ્છા કરી અને ત્યારે જ ખેતરના વસવાતીએ કહ્યું કે, સંતીબહેન તો ભગતને અમલ આપવા ખેતરે ગયાં છે.

સાંભળીને ઘરના માણસોને પહેલાં તો જરા અચંબો ઊપજ્યો. પણ રવા પટેલે એનો જરૂરી ઘટસ્ફોટ કર્યો : ''સંતીને ઘરમાં સહુ માણસ કરતાં આતાનો હેડો વધારે છે. આજ બિચારી પેટ ભરીને ડોસાને મળી હશે. કાલ આવા ટાણે તો કોને ખબર છે, મારી કોયલ ઊડીને ક્યાંની ક્યાં પહોંચી હશે... ઈ તો વાની મારી કોયલ છે.''

આ સાંભળીને સંતીની જુવાન સહિયરો સામસામા જોઈને છૂપું હસી પડી. એક જણીએ તો રવા પટેલ સુધ્ધાં સાંભળે એવી રીતે કહી પણ નાંખ્યું : ''કાલે આવા ટાણે તો બે'નબા એ... ને મજાનાં... તમે તો કોઈ યાદેય નહીં આવતાં હો ત્યાં...''

રવા પટેલે વાતનો વિષય બદલીને ખેતરે વાસો રહેવાવાળાને ખેતરે મોકલ્યો અને ઝટઝટ સંતીને ઘેરે મોકલવાનું કહ્યું.

વસવાતી રોજના નિયમ મુજબ ગોવા માટે વાળુ લઈને ખેતરે જવા નીકળ્યો

છે.

નીતરતી ચાંદનીમાં અટાણે આખું ખેતર પ્રશાંત લાગતું હતું. સંતી માટે બૂમો મારવા છતાં કે જવાબ ન મળવાથી ભગત પણ મૂંગા થઈ બંને આંગળીઓ વારાફરતી નાકે મૂક્યે જતા હતા. સમી સાંજે કલબલાટ કરતાં પંખીઓ અટાણે ચૂપચાપ માળામાં પેસી ગયાં હતાં. સાંજે મરચીને પાણી પાઈ રહ્યા પછી તરકોશીના થાળા ઉપર નીંગળાવા મૂકેલો કોશ પણ હવે નીતરી રહ્યો હતો. અને વાવમાં પડતાં ટપાક ટપાક ટીપાંનો અવાજેય બંધ થયો હતો. રતાંધળાં છીપાં પણ તરકોશીના બે માથોડા ઊંડા બંધાણનાં બાકોરાંઓમાં એકમેક સાથે ગોઠવાઈને બેસી ગયાં હતાં. માત્ર વાવનાં જ નહીં પણ જાણે કે આખાં ખેતરવાડીનાં જળ જંપી ગયાં હતાં.

ઉગમણે ખોડીબારે, કોઈએ ખોંખારો ખાધો અને પછી પગરવ સંભળાયો ત્યારે સંતી સફાળી ઊભી થઈને ભગત પાસે જવા દોડી. હવે જ તેને ઓસાણ આવ્યું કે પોતે જે વસ્તુ આપવા સારુ અહીં આવી હતી એ અફીણનો ગાંગડો તો પોતાના કમખા વચ્ચે જ રહી ગયો છે! ઝટપટ તેણે એ પડીકું બહાર કાઢીને ભગતની અમલની વાડકીમાં મૂક્યું અને એ આપવા સારુ નજીક ગઈ.

અંધ ભગતને આજે સંતીમાં કંઈક આકસ્મિક ફેરફાર થયો લાગ્યો. નવપલ્લવિત બટમોગરાની કળી શી તેની અણબોટી દેહલતામાંથી કોરી ધરતી ઉપર વર્ષાછાંટ થયા પછીનો આછોઆછો મીઠો પમરાટ મહેકવાને બદલે ભગતને પહેલી જ વાર પરસેવાની ખાટી વાસ આવી.

તેમણે ફરી આંગળીઓ નાકે મૂકી. વસ્તુસ્થિતિનો તાગ લેવા કરી જોયું.

અપરાધીનો અપરાધ ખુલ્લો પડતાં એને જે જાતની ભોઠામણ, પશ્ચાત્તાપ અને ગભરાટ થાય એવી જ ભોઠામણ, પશ્ચાત્તાપ અને ગભરાટ અત્યારે સંતી અનુભવતી રહી. યંત્રવત જ એ ડગલું પાછળ હઠી ગઈ.

ભગતે અફીણ લેવા હાથ લંબાવ્યો પણ ત્યાં સંતી નહોતી. તેમણે ફરી આંગળીઓ નાકનાં ફોળણાં ઉપર મૂકી.

સંતીનો ગભરાટ અનેકગણો વધી પડ્યો. તેનું પેટ ચૂંથાવા લાગ્યું. ડોસાની હાજરીમાં એ નાસીપાસ થઈ ગઈ.

ભગતે જરા આગળ વધીને અફીણ માટે હાથ લંબાવ્યો. પણ સંતી વધારે પાછળ હઠી. ભગતને આજે કંઈ સમજ નહોતી પડતી. તેમણે આંગળીઓ સૂંઘવા માંડી.

સંતીને માટે એ અસહ્ય હતું. તેણે ખાટલાના પાયા નજીક પડેલી ભાંભલીમાંથી થોડું પાણી કાઢ્યું અને અફીણનો ગાંગડો એમાં પલાળી દીધો.

થોડી વારે ભગતે પૂછ્યું : "સંતી, બેટા! અમલ લાવી છો ને?"

સંતીની આંખોમાં એક ન સમજાય એવી ચમક આવી અને ચાલી ગઈ. એને જીવનનો રસ્તો સૂઝી ગયો. તેણે હિંમતપૂર્વક જવાબ આપ્યો : "આતા, અફીણ લઈ આવવાનું તો હું સાવ ભૂલી જ ગઈ છું."

આટલું કહીને દૂર ઊભાં ઊભાં જ, ઓગળેલા અફીણની વાડકી હોઠે મૂકીને ગટગટાવી ગઈ, અને એક અક્ષરેય બોલ્યા વિના ખાલી વાડકીનો ઘા કરી, ઝટપટ ઘર તરફ ચાલી ગઈ.

વળતે દિવસે ગામલોકોને એક નહીં, બે નહીં, પણ ત્રણ-ત્રણ આશ્ચર્યો અનુભવવાં પડ્યાં.

પરોઢને શુભ ચોઘડિયે રવા પટેલની સંતી આણાનું ઓઢણું ઓઢીને ઝૂલાળા બળદ જોડેલ માફાળા ગાડામાં બેસીને પાદરમાંથી નીકળશે એમ સૌએ ધાર્યું હતું; તેને બદલે ચાર આદમીઓને ખંધોલે ઊંચકાઈને, આણાના ઓઢણામાં વીંટળાયેલો સંતીનો મૃતદેહ નનામીરૂપે નીકળ્યો અને પાદરમાંથી ઓતરાદે શેઢે પ્રસ્થાન કરવાને બદલે આથમણી દિશામાં સ્મશાન ભણી વળ્યો.

રોંઢા ટાણે સીમમાંથી પાછી ફરતી ભથવારીઓએ આવીને વાતો કરી કે અંધ નેણશી ભગતના તો કોક અવળે ચોઘડિયે રથ ફરી ગયા છે. રાત આખી ઊંઘ્યા જ નથી ને બોખલું ફાડીને ખિ ખિ ખિ કરે છે. ઇન્દ્રલોકની ને અપ્સરાની ને દેવદેવીઓની વાતો કર્યા કરે છે. પડખેના ખેતરના વસવાતીઓ ભગતને મોંએ સંતીનો ખરખરો કરવા ગયા ત્યારે ભગતે પોતાના ફરી બેઠેલા રથના તોરમાં જ વાત કરી કે, "આ મૃત્યુલોકમાં ઇન્દ્રરાજાની અપ્સરા જોગણીઓને ભેગી લઈને ક્રીડા કરવા ઊતરી. કંકુની પૂતળી જેવી અપ્સરાનું તેજતેજના અંબાર જેવું રૂપ જોઈને આ મનખા દેહવાળો કોઈ માનવી અંધો બનીને ભૂલથી એના છેડાને અડી ગયો. ને એના અડતાંવેંત જ ઈ કંકુની પૂતળી રાખની ઢગલી થઈને છૂટી પડી! ખિઃ ખિઃ ખિઃ સાવ ધોળી રાખ. ભભૂત જ જોઈ લ્યો! મસાણમાં ચેહ બળી રહ્યા પછી મડાનાં ફૂલવાળી રાખ જ જોઈ લ્યો! હે! હે! હે! સાવ, રોગી રાખ જ!"

જાણકાર માણસોએ ભગતની આ લવરી સાંભળીને ચુકાદો આપ્યો કે સંધ્યાના રથ ફરવા નીકળ્યા હશે એ વેળા ડોસાનો ઓશીકાફેર થઈ ગયો લાગે છે.

આ બીજા કૌતુકમાંથી ગામલોકો હજી પૂરો છુટકારો મેળવે એ પહેલાં તો ત્રીજા સમાચાર તૈયાર જ હતા કે ગોવા ગળિયારાનો ક્યાંય પત્તો નથી!

# 14

# કુરુક્ષેત્ર

**- સુરેશ હ. જોષી**

રાત્રે બે વાગ્યે મેં ઘરમાં પગ મૂક્યો. ઘરની અંદરના અંધારામાં આંખમાં ભરાઈ ગયેલી શેરીના વીજળીના દીવાના પ્રકાશની કણી ખૂંચવા લાગી. ઘરમાં એક ખૂણે ઝીણા કરીને મૂકેલા ફાનસની જ્યોતને મેં જરા મોટી કરી. એના તૂટી ગયેલા કાચમાંથી પવન અંદર દાખલ થતાં એની જ્યોત થરકવા લાગી.

એના થરકવાની સાથે બધી વસ્તુઓના પડછાયા પણ હાલવા લાગ્યા; ને મને લાગ્યું કે આખું ઘર તોફાનમાં ફસાયેલા વહાણની જેમ ડોલમડોલ થઈ રહ્યું છે. હું માથા પરની વળગણીને ઝાલી સહેજ ઊભો રહી ગયો. શહેરની શેરીઓમાં ભટકીને શ્વાસ સાથે અંદર લીધેલો અંધકાર ધીમે ધીમે ભારે બનીને શરીરમાં ક્યાંક તળિયે બેસવા લાગ્યો. એના ભારથી મારા પગ સહેજ સહેજ લથડ્યા. એકાદ સિગારેટ ફૂંકવાનું મન થયું, પણ એકેય બચી નહોતી. પથારી પાસેના ભરી રાખેલા પાણીના લોટામાંથી પાણી પીધું. પથારીની કોર પર બેસીને મેં આજુબાજુ નજર કરી. આગલા ઓરડાનાં બારણાંની નજીક ડોસા માથેમોંએ ધોતિયું ઓઢીને સૂતા હતા - સીધા સપાટ; જાણે હવે ઠાઠડી પર સુવડાવવાનું જ બાકી રહ્યું ન હોય! એમની જિંદગીનાં વાંકાંચૂકાં પાંસઠ વરસોને મહામુશ્કેલીએ ચેહના લાકડાંની જેમ ખડકીને એની ઉપર એઓ જાણે આરામથી પોઢ્યા હતા. રાંધણીના ભેજની દુર્ગંધ વચ્ચે બા અને ભાભી સૂતાં હતાં. આજે મોટાભાઈને 'નાઇટ' હતી, એટલે વચલા ઓરડામાં ગૃહસ્થાશ્રમ અમારે ભોગવવાનો હતો. ઊંઘના દુઃશાસને ભાભીનાં વસ્ત્ર અસ્તવ્યસ્ત કરી નાખ્યાં હતાં. બાના દાંત વગરના મોંની પોલી દાબડી એની બજરની દાબડીની જેમ અર્ધી ખુલ્લી રહી ગઈ હતી. ને પથારીમાં મારી બાજુમાં મારી પત્ની સૂતી હતી - 'પત્ની' શબ્દનોય ભાર ન વેઠી શકે એટલી નાની. એને ઓશીકે 'સોમવારના વ્રતની વારતા'ની ચોપડી

હતી. એનાં મોં અને આંખ અધખુલ્લાં હતાં, ને એ સાવ ચત્તી સૂતી હતી. એ મરી જશે ત્યારે એનો ચહેરો એવો જ લાગશે, ને મારે એનાં મોં-આંખ બંધ કરવાં પડશે એવો વિચાર, કોણ જાણે શાથી, મારા મનમાં આવ્યો.

બહારથી જે ઠંડી લાવ્યો હતો તે ધીમે ધીમે આજુબાજુની ગરમીમાં શોષાઈ ગઈ, ને હું ફાનસ ઝીણું કરીને પથારીમાં પડ્યો. પાસે સૂતેલી નારીના અબુધ ચહેરા પરની બાઘાઈ જોઈને મને હસવું આવ્યું. અણજાણપણે એ કેટલા મોટા સાહસનું બીડું ઝડપી ચૂકી હતી! પળે પળે હજાર રીતે હજારો ખંડોમાં છિન્નભિન્ન થઈને રઝળનારા મને એ ફરી એના નાના શા ગર્ભાશયમાં એકત્ર કરીને અવતારવા ઇચ્છતી હતી! કેવી અસાવધ એ સૂતી હતી! સોમવારના વ્રતનો આધાર પામીને એ નિશ્ચિંત હતી.

પાટલા ઘોની જીભની જેમ દીવાની ઝાંખી જ્યોત ફરક્યા કરતી હતી. થોડી વાર પછી હિંમત કરીને ઉંદરોએ એમની પ્રવૃત્તિ શરૂ કરી. મેં આંખો બીડી. દિવસ દરમિયાન જોયેલાં અનેક દૃશ્યોના ટુકડા આમથી તેમ, ધરી વગરના ગ્રહની જેમ, અથડાવા લાગ્યા. દિવસ દરમિયાન સાંભળેલા અનેક અવાજો પણ આછા-આછા સંભળાવા લાગ્યા. આ બધું મને વળગેલું જ રહે છે, ઊંઘમાંય એ બધું આજુબાજુ ચક્કર માર્યા કરે છે. પણ આજુબાજુ ચાલતી વાતો સાંભળતો હોઉં છું કે એમાં ભાગ લેતો હોઉં છું ત્યારેય મારું એમાં ધ્યાન નથી હોતું. મારું મન એનાથી દૂર નીકળી ચૂક્યું હોય છે. આથી કોઈ વાર જાણીકરીને કૃત્રિમ જુસ્સો લાવીને દલીલોની ઝડી શરૂ કરું છું. સહેજ સહેજમાં મરણિયઃ બનીને ઝૂઝવાની મને ટેવ પડી ગઈ છે. એક પ્યાલો પાણી પીવું હોય તોય!

ને તેથી જ તો મનુભાઈ માસ્તરની ચન્દ્રકાન્તાને આજે તમાચો મારી દીધો. હું ગોરીનાં ગીત લખું છું. એટલા ખાતર એ મારા પર વારી જાય છે. ફાગણ ને શ્રાવણ, રાધા ને શ્યામ - થોડા શબ્દો આમતેમ ગોઠવું છું. એની આડશે મારી થોડી ભૂખને પણ સંતાડીને ગોઠવી દઉં છું. ચન્દ્રકાન્તા એ ગીત ગાય છે ત્યારે સાંભળવું ગમે છે. પછી, મારી ટેવ મુજબ લાગણીને જરા વધારે પડતી ખેંચું છું, તેર વરસની ચન્દ્રકાન્તાની ચિબુક ઝાલીને કહી નાખું છું : ચન્દ્રા, તું આવું મીઠું ગાય તો તારી આગળ ગીતોનો ઢગલો વાળું - પારિજાત જેમ ફૂલોનો ઢગલો વાળે તેમ. ચન્દ્રકાન્તા આ આકસ્મિક પ્રણયોક્તિ સાંભળીને મૂઢ બનીને મારી સામે મોં વકાસીને જોઈ રહે છે. એની સખીઓ નીચે ફેરફુદરડી ફરે છે, નાચે છે, કૂદે છે, ને ચન્દ્રકાન્તા મૂઢ જેવી અહીં બેસી રહી છે. એ એકાએક મારા ખોળામાં માથું મૂકીને એની આંખોને મારી સામે માંડે છે, કોણ જાણે કેમ, હું ત્રાસી ઊઠું છું. એની આ અકાળ પ્રેમચેષ્ટાથી મને જુગુપ્સાની લાગણી

થાય છે. હું વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ઊભો થઈ જાઉં છું, ચન્દ્રકાન્તા પડી જાય છે, ને પગને બાઝે છે. હું નીચો નમું છું - એનો હાથ પકડીને એને ઊભી કરવા, પણ એની આંખમાંની વિહ્વળતા, એના હાથની પકડમાં રહેલી લોલુપતા મને ઉશ્કેરે છે, ને હું એક તમાચો ખેંચી કાઢીને ચાલ્યો આવું છું.

આ ફાનસની આછી જ્યોત આંખનાં બંધ પોપચાં પર નાચ્યાં કરે છે, ચન્દ્રકાન્તાના પેલા બે વિહ્વળ હાથની જેમ વળગ્યા કરે છે. મારાથી નથી રહેવાતું. હું એને બુઝાવી દઉં છું. બસ હવે જો મોઢામાં સિગારેટ હોય તો મજા - એનો પલકારો અંધારામાં જોયા કરવો ગમે. પણ પથારીમાં લંબાવતાં પત્નીનો હાથ મારા પડખા નીચે દબાઈ જાય છે ને મને યાદ આવે છે : કેતકી મહેતા. 'હેવમોર'માં ચાના પ્યાલામાં ચા રેડતી હતી ત્યારે એનો ખુલ્લો પડેલો અર્ધો હાથ કેવો કંપતો હતો! એના પરની આછી રુવાંટી, કોણીથી ઉપરના ભાગની મસૃણ માંસલતા - સહેજ જ શ્રમને કારણે કેવી રતાશ દોડી જતી હતી એના ચહેરા પર! હું ચાની ધારાને જોતો હતો, ફ્લોરેસન્ટ લાઇટના તેજમાં તરબોળ એ હાથને જોતો હતો, ચાની ઊની વરાળ સાથે ભળતી એની રેશમી સાડીમાંથી આવતી સુવાસને માણતો હતો, ને કંઈક બોલ્યે જતો હતો. ફરી એ હાથ એની સાડીમાં લપાઈ ગયો, ને હું અન્યમનસ્ક થઈ ગયો. કોઈ પણ સ્ત્રીને હું આખી જોઈ શકતો જ નથી. એ સ્ત્રીનું વ્યક્તિત્વ અંગના કોઈ એક ભાગમાં આવીને વસે છે એમ હું માનું છું, ને મને એની એવી પરખ છે કે સ્ત્રીને જોતાંની સાથે જ મને એ અંગની પણ ખબર પડી જાય છે. કોઈ પગ હલાવે છે, કોઈ વિના કારણે ફરીફરીને ડોક વાંકી કરીને પાછળ જુએ છે, કોઈ રહીરહીને વાળમાં આંગળી પરોવે છે, કોઈના હોઠ ફરકે છે. બસ, પછી એ સિવાય એ સ્ત્રીમાં હું કશું જોતો નથી. પણ મારી પત્ની ઊંઘમાં એના પતિના સ્પર્શને માણી શકતી નથી : એ નાના, મા વગરના બાળકની જેમ કંઈક અસ્પષ્ટ બબડે છે, ને ફરી પડખું બદલીને ઘસઘસાટ ઊંઘવા માંડે છે. વરને વશમાં રાખવાની, એની અનુભવી બહેનપણીઓએ આપેલી બધી સલાહ આ ઊંઘને કારણે નકામી જાય છે, ને એ કિશોરવયની સૃષ્ટિનાં સ્વપ્નોમાં વિહાર કરતી પડી રહે છે. અંધારામાં એના શરીરની રેખાઓનો આછો આભાસ જ દેખાય છે : ને આમેય તે અંધારામાં જ મારી કલ્પના વધુ સતેજ બને છે. રીટાનો છટાથી વાળેલો 'પોની ટેઇલ' અંબોડો, રેખાનો વાર્તાલાપ - વાત કરતાં કરતાં અટકી જઈને આંખ પટપટાવીને ફરી વાતનો દોર સાંધવાની એની રીત, એનો અવાજ - હું એની વાત સાંભળું છું તે એના અવાજને ખાતર, એની વાતમાંથી હું કશો અર્થ કાઢતો નથી. પણ એનો અવાજ - મધુર કહેવાય એવો નથી, છતાં ખૂબ ગમે છે. એ અવાજ એક વાતાવરણ રચે છે. એ અવાજ

સાંભળતાં એમ લાગે છે કે જાણે એણે આપણી આજુબાજુ એક અર્ધ-પારદર્શી પડદો પાડી દીધો છે. એ અવાજનો સ્વાદ પણ છે - પીચના જેવો, મીઠાશ ખરી, પણ એમાં માફકસરની કડવાશ પણ ભળેલી, એટલે વધારે ભાવે. હં, એ રેખાનો અવાજ, મીનળની સહેજ સહેજમાં વંકાતી ભ્રમર, શીલુની પવનમાં ડોલતી વૃક્ષની શાખાની જેમ શરીરને વિના કારણે છટાથી હલાવ્યા કરવાની ટેવ - અંધારામાં આ બધા ટુકડા હું એકઠા કરતો ગયો. એ બધામાંથી અંધકારના ગર્ભમાં હું એક નવી નારીમૂર્તિ રચવા લાગ્યો. મારી પાસેના નારીદેહની રેખાકૃતિમાં એ બધા ટુકડા ગોઠવીને સાંધવાનું મન થાય છે. બંધ કરેલી આંખોને છંછેડાયેલી ઊંઘ બાળે છે, શિરાઓમાંના લોહીના ધબકારા ધીમા પાડે છે; ને મારી પાસેના શરીરમાંના હૃદયના થડકારા સંભળાય છે. હમણાં જ પથ્થર જડેલી પોળના સૂનકારને મારાં પગલાંએ એવા જ થડકારથી ઢંઢોળી મૂક્યો હતો! અવાજ પણ કોઈક વાર ખરો પીછો પકડે છે! છંછેડાયેલી ભમરીની જેમ એ ચારે બાજુ ગણગણ્યા કરે છે.

ઊંઘના ભારથી લદાયેલા મારી પત્નીના દેહને મેં અનુકૂળ રીતે ફેરવ્યો. એનો એક પગ ઊંઘમાં અર્ધો વાળેલી દશામાં ઊંચો જ રહી ગયો. એ થોડી વાર એ સ્થિતિમાં રહીને મારી તરફ પડવા લાગ્યો. આખરે એક આંચકા સાથે એ મારી ઉપર આવી પડ્યો. મેં મનમાં એકઠા કરી રાખેલા પેલા ટુકડા ફરી તપાસી જોયા - શીલુનો પવનમાં ઝૂલતી વૃક્ષની શાખાની જેમ વિના કારણે ઝૂલતો દેહ - પણ એ પગ દ્વારા એ દેહના પરનો ઊંઘનો ભાર મારા પર ઠલવાવા લાગ્યો. છતાં પરવશ બનીને હું એ વધારે ને વધારે ભારે બનતા જતા પગ નીચે પડી રહ્યો. ત્યાં ડોસા ખોંખારો ખાઈને બેઠા થયા. આગલું બારણું ખોલીને બહાર ગયા, બહારની હવા અંદર આવી, બારણામાંના શેરીના દીવાનો પ્રકાશ પણ લપાતો લપાતો અંદર આવ્યો, ને મેં મારી ઉપરના પગને ખસેડવાની હિંમત કરી નાખી.

ફરી બારણું વસાયું. બહાર નાસી છૂટવા ઇચ્છતી ઘરની બંધિયાર હવા માથું પટકીને અંદર પછડાઈ. ફરી અંદરની ગરમી વધવા લાગી. એ ગરમ હવાની સાથે પાસેના માથામાંની ધુપેલની વાસ ભળતાં મારો શ્વાસ રૂંધાવા લાગ્યો. આમ એકલે હાથે અનેક રિપુઓની સામે ઝૂઝતા પુરાણકાળના મહારથીની જેમ હું પથારીમાં પડ્યો પડ્યો ઝૂઝવા લાગ્યો, ને એ ઝૂઝવાના ઝોકમાં જ મેં પાસે પડેલા પત્નીના દેહને ઢંઢોળ્યો. એ ફરી કશુંક બબડી : હેં હેં, કોણ? મેં ધીમે અવાજે કહ્યું : એ તો હું. ને એ સફાળી બેઠી થઈ ગઈ. મેં પૂછ્યું : શું કરે છે? એણે કહ્યું : તમારે માટે દૂધ ઢાંકી રાખ્યું છે તે લઈ આવું. મેં કહ્યું : રહેવા

દે, મારે નથી પીવું. એ કાંઈક બોલવા જતી હતી ત્યાં મેં ઓચિંતાનો એના હાથને આંચકો આપીને એને પાસે ખેંચી લીધી. અંધારામાં મારા મુખ પરનો ત્રાસનો ભાવ તો એને દેખાયો નહીં, એટલે એ ભોળીને મન તો આ પ્રણયક્રીડા જ લાગી. એ મારી પાસે સરી ને અસહાય શિશુની જેમ લપાવા લાગી. એના પાસે આવવાની સાથે ઉત્તાપની માત્રા વધતી ચાલી, મારો શ્વાસ રૂંધાતો ચાલ્યો. બહારની શેરીમાં દોડી જવાનું મન થયું, પણ હવે પેલા બે હાથ મારી આજુબાજુ વીંટળાઈ વળ્યા હતા - ગામને પાદરે ઝાડની ડાળીએ હીંચકા લેતા, કૂવેથી પાણી ખેંચતા, વાડામાં છાણાં થાપતા એ બે હાથ. ત્યાં પડોશના દામુ ડોસાને ઉધરસનો હુમલો આવ્યો, એણે કફનો ગળફો કાઢ્યો, કોગળા કર્યા, 'હે પ્રભુ' ચાર વાર બોલ્યા, ને વળી શાંતિ સ્થપાઈ.

એ અંધકારને એ નિઃસ્તબ્ધતા - એને તળિયે ધબકતા બે જીવ. અમે બંને કંઈક સર્જવા મથતાં હતાં. તૂટેલાફૂટેલા સંસારના ટુકડામાંથી હું કાંઈક સાંધીસુધી રચવા મથતો હતો. પણ સૃષ્ટિ અંધકારના ગર્ભમાં રચાય છે. માતાના ગર્ભાશયના અંધકારમાં શિશુ પોષાય છે. મારી પાસે એટલો અંધકાર નહોતો. એથી તો હું રખડી રખડીને અંધકારને તાગતો હતો; ને મારી પાસેની આ નારી - મારા છિન્નભિન્ન અંશોમાંથી અર્ક સારવી લઈને ગર્ભમાં એનો ઘાટ કંડારવા મથતી હતી. માતાના ગર્ભાશયમાં અંધકારની ખોટ નથી, જન્મોજન્મથી એ ચાલ્યો આવે છે. હું ધૂંધવાયો. એવા ધારદાર ટુકડાઓ એને આપું કે જે ગર્ભના અંધકારમાંય ન સંધાય, એના શરીરની શિરા શિરાને છિન્નભિન્ન કરે - એવા ઝનૂનથી મેં મારા શરીરને એની તરફ હડસેલ્યું - આ ઘરનું મૌન, આ ઘરનો સંતાપ, આ ઘરમાં ટુકડાની જેમ વેરાયેલા જીવ - એ બધાંની યાદ સાથે મેં મારા શરીરને એને સોંપ્યું. બા પાણી પીવા ઊભાં થયાં. મારી પત્નીના બે હાથ મારે બરડે જળોની જેમ ચોંટી પડ્યા. અમારી બેની વચ્ચે દબાઈકચડાઈને ગરમી વધારે અસહ્ય બની. એ ગરમી શરીરમાં બધે રેલાવા લાગી - લાવાની જેમ. આંખો વધુ બળવા લાગી. ચોમાસામાં નીકળી આવતા હજાર પગવાળા જીવડાની જેમ મારું શરીર હજાર-હજાર પગે ચાલવા માંડ્યું. એકાએક જાણે કોઈએ ઊંઘના ધસ્યા આવતા પૂર સામે બાંધેલો બંધ તોડી નાખ્યો, હું ફસડાઈને ઢળી પડ્યો.

એ તન્દ્રાવસ્થામાં મારા મન સામે એક ચિત્ર ખડું થઈ ગયું. વિશાળ રણક્ષેત્ર પર પડેલાં શરીરોના ઢગલા વચ્ચે હું પડ્યો છું. હું આખો નથી. એક હાથ અહીં છે, બીજો ક્યાંક દૂર, માથું ક્યાંક દૂર ગબડી ગયું છે. ત્યાં મશાલ સળગાવીને મારી પત્ની મને શોધતી શોધતી મારી પાસે આવી ચડે છે. એ મારાં અંગો ભેગાં કરે છે. એની સેંથીએ સિંદૂર છે, એના હાથે કંકુ. એ પોતાને હાથે ચિતા

પ્રકટાવે છે ને મને ખોળામાં લઈને એમાં પ્રવેશે છે. દઝાડતી ઝાળ અમને લપેટી લે છે, હું દાઝ્યા જ કરું છું. આખરે ન સહેવાવાથી આંખો ખોલી નાખું છું. બહાર તડકો છે, એના થોડા તીક્ષ્ણ ટુકડા મારી આંખ પર વીખરાયા છે. હું બેઠો થાઉં છું. આંખ હજુ બળે છે. ઊભો થઈને રસોડામાં જાઉં છું. મારે માટે ઢાંકી રાખેલી આ ગરમ કરીને બા મને આપે છે. એમાં ધુમાડાનો સ્વાદ છે. અમૃતની જેમ એને પીતો હું બેઠો રહું છું ને વાડામાં ચૂલામાંની રાખના ઢગલા પર વીખરાયેલા તડકાના રઝળતા ટુકડાને જોઉં છું. એકાએક કવિતાની પંક્તિ સ્ફુરે છે : કુરુક્ષેત્ર પર ઓગણીસમા દિવસનું પ્રભાત ઊગ્યું છે. સૌભાગ્યવતીના ખંડિત કંકણના જેવો પ્રકાશ વેરાયો છે. સહમરણની વધૂના હાથમાંથી ખરતા કંકુની જેમ એ પૂર્વક્ષિતિજની હથેળીમાંથી ખર્ચે જાય છે... બહાર અભ્યાસ કરવા બેઠેલા નાના ભાઈના આંક બોલવાના અવાજ સાથે મારી કાવ્યની પંક્તિઓ ગૂંચવાઈ જાય છે, હું લંગડા બાળકને દોરતો હોઉં તેમ આજુબાજુના વધતા જતા અવાજ વચ્ચે થઈને મારી નાનકડી ચાલવા ન શીખેલી કવિતાને બહાર લઈ જાઉં છું. બહારના પ્રખર તડકામાં એની આંખ ખૂલતી નથી. બીડેલી આંખવાળી એ કવિતાને ચિત્તમાં ક્યાંક સંગોપીને ફરી રાત્રિના સૂમસામ અંધકારની રાહ જોઉં છું. એ અંધકારમાં મારી કવિતા આંખો ખોલશે એના ઉત્સાહથી દિવસના બીજા છેડા સુધી પહોંચી જવાની હું હામ ભીડું છું.

# 15

# તમે આવશો?

- ચન્દ્રકાન્ત બક્ષી

પોણા પાંચની ટ્રામમાં મેં તમને કોઈ કોઈ વખત જોયા છે - ખાસ કરીને શિયાળામાં. શિયાળામાં પેલી ટ્રામો લગભગ ખાલી જ હોય છે. તમે મિશન રો પાસેથી ચડતા, ઘણી વાર દોડીને પણ, અને એસ્પ્લેનેઇડ પાસે ઊતરી પડતા. તમે મને નહીં જોયો હોય. કદાચ જોયો હશે પણ ઓળખી નહીં શક્યા હો; કારણ કે સવારે તમે ચશ્માં પહેરતા નથી અને હું સેકન્ડ કલાસમાં હોઉં છું. મારા ત્રણ નવા પૈસા બચી જાય છે, અને બગાસાં ખાતા દૂધવાળાઓને લીધે બંધ બારીઓવાળો ડબ્બો ગરમ રહે છે. તમને હસવું આવે છે ખરું? મને હમેશાં બાજુમાં કોઈ બગાસું ખાતું હોય ત્યારે ગરમી આવી જાય છે. એનું કારણ ખબર નથી...

મને તમે જોયો નથી? ખેર, કંઈ વાંધો નહીં. એ વર્ષથી દર શિયાળે હું આ જ ટ્રામમાં આવું છું અને ધુમ્મસમાં દોડું છું. પેટ ઘટાડવા નહીં. મારે મોટું પેટ નથી. ફક્ત ભૂખ લાગે છે ત્યારે જ ખબર પડે છે કે એક પેટ ભગવાને આપ્યું છે. પણ મને દોડવાનો શોખ છે. હું વર્ષો સુધી દોડ્યો છું - જેમ તમને મૅમોરિયલ પાસેની પાળ પાસે બેસવાનો શોખ છે એમ જ. તમે બેસો છો. ધુમ્મસમાં ટેકરીઓ ઊભી હોય છે. હવાની ભીનાશને લીધે રૂંવાં ઊભાં થઈ જાય છે, ને જે થોડાઘણા પડછાયાઓ દેખાય છે એ બધાનો રંગ એક જ જેવો હોય છે. રંગો પલટાય છે, તડકો આવ્યા પછી ઘાસ અને પાંદડાં ચમકવા માંડે છે, અને થરથરતાં કૂતરાં પાર્ક કરેલી ગાડીઓની નીચેથી બહાર નીકળે છે. માણસો કાન અને માથા પર બાંધેલાં મફલરો ખોલીને ગળાની આસપાસ લપેટે છે અને મારી કમજોર આંખોમાંથી ઝરતું પાણી સુકાવા માંડે છે. તમને તો એ બધાંની ખબર છે...

ચાલો, ઊભા થઈશું? રેડ રોડ ચાલી નાખીએ. જેમ ડેલહાઉસી સ્કવૅરની દફતરી દુનિયા બપોરના ગરમ હોય છે, એમ રેડ રોડ સવારના. મેમસાહેબો ગાડીઓ

શીખવા અહીં આવે છે : યૌગિક સાધનાઓ કરનારાઓ, કિચનર અને આઉટ્રામનાં પેલાં ગનમેટલનાં ઘોડેસવાર બાવલાંઓની નીચેનાં પગથિયાંઓ પર શીર્ષાસન કરે છે; શેઠ લોકો ધ્રૂજતાં ધ્રૂજતાં છાપાં ખોલી શૅરબજારના ભાવ વાંચે છે; એક જાડો ટ્રક-ડ્રાઈવર લોડ કરેલી ટ્રક રોકીને મેદાન તરફની રેલિંગ પાસે જતો હોય એવું મોઢું કરીને ટ્રકની બીજી તરફ પેશાબ કરવા બેસી જાય છે...

હું વિવિધતા માટે અહીં આવતો નથી. પહેલાં શૉટ્‌ર્સ પહેરીને હૉકી રમવા આવતી એક ઍન્ગ્લો-ઇન્ડિયન છોકરી મને રોજ અહીં મળતી. પણ મને હજી એનો ચહેરો યાદ નથી. તમારો ચહેરો મને યાદ છે, કારણ કે એ છોકરીના ચહેરા કરતાં વધુ રસિક છે. માણસોના ચહેરાઓમાં જ આટલી બધી વિવિધતા શા માટે છે? મને બધા વાઘ હંમશાં એક જેવા જ લાગ્યા છે - ચિત્રોના, સરકસના, ઝૂના. નારંગીઓ પણ બધી એક જેવી જ લાગે છે. બાળકોના ચહેરા પણ. મને લાગે છે કે ચહેરાઓના ફેરફાર વિચારો પર નિર્ભર હશે. માણસો મોટા થતા જાય છે તેમ તેમ ચહેરા બદલાતા જાય છે, ખરું? વાઘ, નારંગી, ગુલાબનાં ખીલેલાં ફૂલો, એ બધાં વિચાર કરી શકતાં નથી એટલે એમનામાં ફેરફાર થતો નથી. તમે શું ધારો છો?

ના, હું માનસશાસ્ત્રનો પ્રોફેસર નથી; કલાકાર પણ નથી. કલાકાર એટલે? જે સૌંદર્ય જોઈ શકે એ? જુઓ, મને સૌંદર્યમાં હમેશાં ક્રૂરતા દેખાઈ છે. કોઈ છોકરીનું નાક જરાક ઓછું લાંબું એટલે એ બૂચી બની જાય, બદસૂરત ગણાય. એને જુઓ એટલે તમને પ્રેરણા ન સૂઝે. આ બધું ક્રૂર નથી? પણ મને ક્રૂરતા સામે ખાસ વાંધો નથી...

મને ઘણી વસ્તુઓ સામે વાંધો નથી. અચ્છા, તમને કંટાળો નથી આવતો મારાથી? કંટાળો એટલે નમ્ર વિરોધ. નમ્ર કે પછી નપુંસક? નપુંસક વિરોધ કે પછી સભ્ય વિરોધ? એ બધું એક જ છે અને જુદું જુદું પણ છે. હવે બીજી વાત : કંટાળો એ સ્વાસ્થ્યની નિશાની છે કે અસ્વાસ્થ્યની? બુદ્ધિની કે અ-બુદ્ધિની? એ વસ્તુથી તમને ફાયદો છે કે નુકસાન? એ શા માટે આવે છે? શા માટે નથી આવતો? એની જરૂર? આપણી 'નર્વસ સિસ્ટમ' સાથે એને શો સંબંધ? પાળેલાં જાનવરોને તે આવે છે? જંગલી જાનવરોને? બાળકોને?

તમે કંટાળ્યા નથી? સરસ. હું પોતે કંટાળાને હજી સમજ્યો નથી અને મને પોતાને એના વિશેની કોઈ વૈજ્ઞાનિક સ્પષ્ટતા મળી નથી. પણ એ વસ્તુ છે મજાની - ધ્યાન ખેંચે એવી, રસિક, દિલચસ્પ. પણ બીજાને આવે ત્યારે જ, હોં.

બે દિવસ વરસાદ જેવું છે. મને લાગે છે કે ક્યાંક પડ્યો છે જરૂર; અથવા પડશે. આ મોસમમાં તો વરસાદ પડતો નથી. બેમોસમી વરસાદની મજા ઓર છે. બીજાઓને તો કંટાળો આવે છે, મને...

જુઓ, મારે એક દોસ્ત હતો. હૉસ્ટેલમાં અમે સાથે રહેતા. રોજ સવારે ઊઠીને હું એને રાત્રે આવેલાં સ્વપ્નો કહેતો. મને રોજ રાત્રે સ્વપ્નો આવે જ છે : ખરાબ કે સારાં. ખરાબ વધારે. તમને સ્વપ્નો નથી આવતાં? ખરેખર? માનસશાસ્ત્ર માને છે કે પાગલ માણસને જ ઊંઘમાં સ્વપ્નો આવતાં નથી. તમે ગભરાઈ ગયા? ખેર, પણ પાગલોને સ્વપ્નો નથી આવતાં એ ખરું છે. કદાચ એ લોકો જાગતાં જાગતાં જ સ્વપ્નો જોતા હોય છે. હા... હા...

ખરાબ સ્વપ્નો માનસિક સ્વાસ્થ્ય માટે બહુ જરૂરી છે. ખરાબ એટલે તમને ડર લાગે, મરી જવાનો, ડૂબી કે બળી જવાનો ભય લાગે, કોઈ સ્વજનનો તરફડાટ જોયા કરો. ગંદકીમાં ફસાઈ ગયા હો એવાં અથવા તમને જાગ્યા પછી શરમ આવે એવાં સેક્સનાં. શરમાશો નહીં, એ 'પ્રોસેસ' છે. લગભગ દરેકને એવાં સ્વપ્નો આવી જાય છે. 'રિફલેક્સ', 'કૉમ્પ્લેક્સ'... એ બધી દુનિયા એવી જ છે.

હા, આપણે શાની વાત કરતા હતા? ખરાબ સ્વપ્નોની. બરાબર. મારા દોસ્તને પણ સ્વપ્નો આવતાં ન હતાં અને હું એની મજાક કરતો કે તું પાગલ થઈ જવાનો છે. અને તમે માનશો નહીં, પણ એ ખરેખર પાગલ થઈ ગયો.

પછી એક વાર હું એને પાગલખાનામાં મળવા ગયો. એ મારામારી કરતો નહીં. મેં ખાસ રજા મેળવીને એની મુલાકાત કરી અને મળીને દુઃખી થઈ ગયો. બહાર સુપરિન્ટેન્ડેન્ટે મને કહ્યું કે તમારો દોસ્ત 'નૉર્મલ' બની રહ્યો છે, પણ હજી વચ્ચે વચ્ચે સમતોલપણું ખોઈ નાખે છે. મેં પૂછ્યું, શી રીતે? એણે જવાબ આપ્યો કે એક દિવસ સાંજે કપડાં કાઢીને નાગો થઈને એ બારીમાંથી જોઈ રહ્યો હતો. એને પૂછ્યું કે કપડાં શા માટે કાઢી નાખ્યાં છે ત્યારે એણે જવાબ આપ્યો કે હું ભગવાનની બનાવેલી દુનિયા જોઈ રહ્યો છું. પક્ષીઓ, ઝાડો, ગાયો, ઘાસ, આકાશ, પથરા, બધાં નાગાં છે અને મેં કપડાં પહેરેલાં છે. મારે એ બધાંની જેમ 'નૉર્મલ' બનવું છે. સુપરિન્ટેન્ડેન્ટની સાથે મારે પણ હસવું પડ્યું. દુનિયામાં હસવું પડે છે. હસવાનું પણ સહન કરી લેવું પડે છે. શું થાય?

તમે થાકી ગયા લાગો છો. અચ્છા, આવો આ પાળ પર બેસી જઈએ. ટ્રામસ્ટૉપ દૂર છે; અને પાળ તો ભીની હશે. પણ પેલા જાડા માણસો હમણાં જ ઊઠ્યા છે, એ જગ્યા ગરમ હશે. બેસો. તમને મારી વાતોમાં મજા આવવા માંડી છે એ નવું કહેવાય. એ વસ્તુ ખતરનાક છે.

સ્વાભાવિક રીતે તો હું કોઈ સાથે વાતો કરી શકતો નથી. સાંભળનાર માણસ થોડી વાત સાંભળીને જ ચાલતી પકડે છે. એની અસર એવી થઈ ગઈ છે કે હું સ્પષ્ટ, કડીબંધ વાતો કરી શકતો નથી. વાતો કરતાં આવડવી એ મોટી કળા છે, અને સાંભળતાં આવડવું એ તો મને ઈશ્વરી બક્ષિસ લાગી છે. મને લાગે છે આપણે

પાછા કંટાળાના મુદ્દા પર આવી રહ્યા છીએ, નહીં? અચ્છા, જવા દો.

હું થોડું ભણ્યો છું. થોડું એટલે ઘણું. બધું શરૂ કરી કરીને છોડી દીધું. સાત વર્ષ ભણ્યો અને એક પણ ડિગ્રી મળી નથી. જ્ઞાન તો અપૂર્ણ જ છે ને? અને જ્ઞાનનું કામ શું? માણસની અપૂર્ણતા બતાવવાનું. મને મારી અપૂર્ણતાનો ખ્યાલ આવી ગયો, એટલે મેં ભણવાનું છોડી દીધું. પછી રખડવાનું શરૂ કર્યું. બ્રહ્મચર્યાશ્રમ અને ગૃહસ્થાશ્રમની વચ્ચે એક આશ્રમની જરૂર હતી એમ મને હંમેશાં લાગ્યા કર્યું છે. એમાં રખડવાનું આવી જાય; સ્ત્રીઓ તરફનું જામતું આકર્ષણ આવી જાય. ખેર, હું બહુ રખડ્યો. બહુ એટલે થોડું. તમે મારી સામે આ રીતે કેમ તાકી રહ્યા છો? મારામાં કંઈ વિચિત્રતા લાગે છે તમને? બહુ એટલે થોડું જ ને? આવડી મોટી દુનિયામાં, અને આઈન્સ્ટાઈને 'સમય'નું પરિમાણ ઉમેર્યા પછી હું જેને 'બહુ' ગણું છું એ કેટલું અલ્પ છે? લાઈટ ઈયરોની ગણતરીમાં મારાં થોડાં વર્ષોની શી ગણતરી?

હું થોડું રખડ્યો અને થાકી ગયો, બુદ્ધિ વાપરીને. થાકને અને બુદ્ધિને શો સંબંધ? ફ્લાવરવાઝના પાણીને અને એમાં રાખેલાં ફૂલોની ખુશબોને છે એવો સંબંધ, આ મારી દૃષ્ટિ છે. દુનિયામાં બધું વ્યક્તિગત છે, અને બધું 'રિલેટિવ' (સાપેક્ષ) છે. આઈન્સ્ટાઈને મજાનું કામ તો એ કર્યું કે એણે રિલેટિવ શબ્દને બરાબર સમજાવ્યો. પણ વિજ્ઞાનના માધ્યમમાં. હું રિલેટિવ શબ્દ માનસશાસ્ત્રના માધ્યમમાં વાપરું છું.

આ 'રિલેટિવ' તમને સમજાવું? બહુ વાર નહીં લાગે. તમે એક દૃષ્ટાંત લો : કાળી છોકરી. લિયોનાર્દો દ વિન્ચી કે બૉટિચેલીથી માંડીને રિવેરા કે મીરો સુધી બધા ચિત્રકારોમાં કાળી છોકરીઓ શોધવા માંડો. ક્યાંક કાળી હશે, ક્યાંક બ્લ્યુ, ક્યાંક લાલ... ક્યાંક છોકરી હશે, ક્યાંક નહીં હોય. ક્યાંક ખાલી લીટા, ટુકડા, ડાઘા, ટપકાં... રંગવાળાં, રંગ વિનાનાં, તમને કાળી છોકરી શોધવા છતાંય નહીં મળે. કલાકારે જોઈને જે અસર મેળવી એ તમારે જોવાની. જેવી કલાકારની દૃષ્ટિ. એને અસર થઈ હોય, ઓછી થઈ હોય, ન થઈ હોય - સૌ સૌની વ્યક્તિગત અને 'રિલેટિવ' નજર. મૉડેલ એક જ છે, દૃષ્ટિ ફક્ત 'રિલેટિવ'. દૃષ્ટિઓ 'રિલેટિવ' બની જાય છે, કારણ કે ધ્યેય એક જ છે.

મેં તમને કહ્યું નહીં કે મને કડીબંધ વાતો કરતાં નથી આવડતી? આ બહુ અને થોડું અને ઓછું - એ બધું રિલેટિવ છે. અંતર, પૈસા, સૌંદર્ય બધું જ રિલેટિવ, માણસને ઉલ્લુ બનાવવા માટે. રોજર બૅનિસ્ટર જેવા માટે એક માઈલ ચાર મિનિટની અંદર, અને કોઈ બીમાર બુઢ્ઢા માટે અરધો કલાક. એક રૂપિયો એટલે? મારા જેવા બેકાર માટે ત્રણસો નયા પૈસા, તમારે માટે પચાસ અને ફોર્જ ગાડી ફેરવનાર માટે દસ નયા પૈસા! તમે જ કહો, આ સો નયા પૈસાની કલ્પના ઉલ્લુ

બનાવવા માટે જ કરી છે ને? રિક્ષાવાળાને તો હજાર નયા પૈસાથી પણ એક રૂપિયો બનતો નથી. એક વર્ષ એટલે ત્રણસો પાંસઠ દિવસ નહીં; એક કલાક એટલે સાઠ મિનિટો નહીં. સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને કરોડો તારાઓ પર વર્ષ અને કલાકની જુદી જુદી વ્યાખ્યાઓ છે. અરે, સૌંદર્ય જેવી સાદીસીધી વાતને જ લો ને! યુરોપમાં કાળા વાળ અને અહીં સોનેરી. અમેરિકામાં લાંબા પગ, ચીનમાં સાથળ, જાપાનમાં ગરદન, લૅટિન પ્રજાઓમાં છાતી, આપણે ત્યાં આંખો... સ્રીના સૌંદર્ય વિશે પણ કેવા જુદા જુદા ખ્યાલો છે! સૌંદર્ય, મર્યાદા, નૈતિક ધોરણો બધું રિલેટિવ દૃષ્ટિએ જ જોઈ શકાય. હું તો એટલે સુધી કહું છું કે માણસ ડાહ્યો છે કે ગાંડો એ પણ ચોક્કસ કેમ કહી શકાય? એને પણ રિલેટિવ...

તમે હસી શકો છો એ સારું છે. પણ હસવા જેવી નિર્દોષ વસ્તુમાં પણ ગેરફાયદો હોઈ શકે. ફૅશનની દુનિયાના તજ્જ્ઞો કહે છે કે બહુ હસવાથી આંખોની કિનારીઓ પાસે અને ગાલ પાસે કરચલીઓ પડે છે અને એથી ચહેરાની સ્વચ્છતા ઓછી થઈ જાય છે; ચહેરો સુંવાળો રહેતો નથી, બુઢાપો આવી જાય છે. તમે શું માનો છો?

હવે હું મારી મૂળ વાત પર આવું. હું સીધો ચાલતો નથી, ખરું? એનું એક કારણ છે. હું એકસાથે ત્રણ-ચાર જાતના વિચારો કરી શકું છું. હું શતાવધાની નથી. સો તો શું એક ટાઈમે એક કામ પણ કરી શકતો નથી. જુઓને, મારી વાત પણ મને કહેતાં આવડતી નથી! પણ જાતજાતના વિચારો એકસાથે કરતાં મને તકલીફ પડતી નથી. તમે પ્રયત્ન કરજો, થાકી જશો. તમને થયા કરશે કે આ થઈ જ કેમ શકે? તો જુઓ, એને માટે તમને એક રસ્તો બતાવું. પહેલાં તમે સીધા બેસો, ચૂપચાપ; ને પછી મગજમાંથી બધું ખંખેરી નાખો એટલે કે બધા વિચારો કાઢી નાખો. એને યોગ ગણો, 'ઝેન બુદ્ધિઝમ' ગણો, ગમે તે ગણો; પણ મૂળ ધ્યેય છે ધ્યેય નહીં રાખવાનું, કોઈ પણ વસ્તુનો વિચાર જ નહીં કરવાનો; મગજમાં શૂન્યતા લાવી દેવાની. પણ જાગતા રહેવાનું, બધું જોવાનું, સૂંઘવાનું, અનુભવવાનું, સહન કરવાનું, પણ વિચાર નહીં કરવાનો. એ વસ્તુ કેટલી મોટી છે? - વિચાર જ નહીં કરવાનો! એ તો શરીરના લોહીના પ્રવાહને સ્થગિત કરી દેવા જેવું મુશ્કેલ છે; પણ કરવા જેવું ખરું.. તમે પ્રયત્ન કરજો.

અચ્છા, હું ભણ્યો; પછી રખડ્યો; અને પરણ્યો નહીં. પરણ્યો નહીં એટલે? મારી સગાઈ તો બધાએ મળીને કરી આપેલી, એક ખૂબ ગોરી છોકરી સાથે. રેસના ઘોડા ખરીદવા નીકળ્યા હોઈએ કે કોઈ કંપની 'કૉર્નર' કરવી હોય ત્યારે રાખીએ એવી તકેદારી છોકરી પસંદ કરવામાં ન વાપરવી જોઈએ. કંપનીને આત્મા નથી હોતો, અને ઘોડાને અક્કલ નથી હોતી. છોકરીને આત્મા અને અક્કલ બન્ને હોય

છે. પણ મારી સાથે જે છોકરીની સગાઈ કરી એને આત્મા હતો, અક્કલ ન હતી.

મને એક જ વાર લાગ્યું કે એને અક્કલનો જરાક ચમકારો આવી ગયેલો. એ સગાઈ ત્રણ વર્ષ ચાલ્યા પછી એણે મને કહ્યું કે મારે તમારી સાથે લગ્ન કરવું નથી. પછી હું પરણ્યો નહીં અને મારી સ્થિતિ ખાધું, પીધું અને રાજ કર્યું જેવી થઈ ગઈ.

તમે સિગારેટ પીઓ છો? હું પીઉં છું. હું એક જલાવી લઉં, વાંધો ન હોય તો. શાનો હોય તમને? કરોડો માણસો પીએ છે. એક માણસ વધારે પી નાખવાથી દુનિયાને કે તમને કંઈ જ અસર પહોંચવાની નથી. હાઇડ્રોજન બૉમ્બનો ધુમાડો સહન થઈ જાય છે, પણ સિગારેટનો ધુમાડો હજી સહન થતો નથી. હા... હા...

આજે વરસાદ જેવું છે. પણ પડશે નહીં એમ તમે કહો છો? હું કહું છું કે પડશે. મેદાનમાં પેલાં બાળકો રમે છે એ તમે જુઓ છો? એ બધાં ખૂબ કિલ્લોલ કરી રહ્યાં છે, એ બધાં હસી રહ્યાં છે એટલે જ વરસાદ પડશે. બાળકોને વરસાદ બહુ ગમે છે.

તમે વરસાદમાં પણ ફરવા આવો છો? મે મહિનામાં? તમે પણ ખરા છો. તમે શા માટે ફરવા આવો છો? તબિયત સુધારવા. જેમ ખરાબ આદતોથી તબિયત બગડે છે એમ સારી આદતોથી સુધરે છે. પણ આદતો પાડવી શરીર માટે સારી નથી. ફરવા માટે વહેલા ઊઠવાની આદત પાડવી પડે છે. હું કોઈ પણ ઘરેડમાં પડી જવામાં માનતો નથી.

પણ હું ફરવા બે વર્ષથી નિયમિત આવું છું. અને કોઈ સાથે વાત કરતો નથી. ફરીને ચાલ્યો જાઉં છું. આનંદ, દુઃખ, કંટાળો કંઈ જ થતું નથી. કંટાળો એ આનંદ અને દુઃખની વચ્ચેની માનસિક સ્થિતિ છે, મગજની 'નૉર્મલ ટેમ્પરેચર.'

આજે ઘણું મોડું થઈ ગયું તમને. ચા પીવાની બાકી હશે. ઘેરે જ જશો ખરું? છાપું વાંચી લીધું? મને તો ગઈ કાલ સાંજના અને આજ સવારના છાપામાં ખાસ ફરક લાગતો નથી. ચાલો હવે, આપણે વાતો બંધ કરીએ. તમારો અને મારો પાછા ફરવાનો રસ્તો જુદો છે. હું તો રોજ આવું છું. આજે ખરી મજા આવી, મારા મિજાજના માણસને મળીને. પણ એક વાત કહી દઉં છૂટા પડતાં પડતાં. મેં તમને એક વાત ખોટી કરી દીધી. જૂઠું બોલ્યો. તમને મારા દોસ્તના પાગલ થઈ જવા વિશે મેં જે કહ્યું ને, એ ખોટું હતું. એ મારી જ વાત હતી અને એટલે જ મારી સાથે સગાઈ થયેલી પેલી ગોરી છોકરીએ ના પાડી દીધેલી... હા... હા... હા...

બસ, એકદમ ઊભા થઈ ગયા? પણ સાંભળો તો ખરા, કાલે હું તમારી અહીં જ રાહ જોઈશ...

તમે આવશો?

# 16

## 'ન કૌંસમાં, ન કૌંસ બહાર'

- સરોજ પાઠક

"…..આવવાનો છે…!"

બધાં ખડખડાટ હસતાં હતાં. હસતાં હસતાં ઘણી વાતો થતી હતી. ઘણાં વર્ષોથી ઘણી ઘણી વાતો હસતાં હસતાં થતી રહી હતી. એમ હસતાં હસતાં, ઘરમાં ગીતિ આવી, સુગીતિ આવી, નીતિ આવી, ને છેલ્લે સુનીતિ પણ આવી. ખડખડાટ, ધીમું, મૂક હાસ્ય વાતાવરણમાં, સગાંસ્નેહીઓમાં, મિત્રોમાં, દિવ્યના મુખ પર અને શુચિના મુખ પર - મન પર ફેલાયેલું હતું.

આમ ઘણી વાર દિવ્ય આવીને કહેતો :

"આફ્રિકાથી નગીનચંદ આવવાનો છે, તું ન ઓળખે. પણ…" "પારુલ આવવાની છે - મારા મિત્રની પ્રેયસી છે." "સુંદર આવવાનો છે." "જીતુ આવવાનો…" "સંતોકબહેન આવવાનાં, જસુમતીબહેન, કોઈ મિત્ર, કોઈ પાડોશી, કોઈ બાલમિત્ર, કોઈ ગામનું, કોઈ ઓળખીતું, કોઈ ઓળખીતાનું ઓળખીતું, કોઈ આવવાનું છે…"

'આવવાનું છે'નો પડઘો ઘરમાં અનેક વાર ઝિલાયો છે. શુચિએ તે ઝીલ્યો છે. માત્ર જમવા? રહેવા? કેટલા દિવસ? કેટલા કલાક? ક્યારે? શા માટે? આ બધા પ્રશ્નો કદી કોઈ ચિંતા દર્શાવતા નહીં, પણ એ આનંદભર્યા સુખી કુટુંબની બધા દિવસો આનંદની મહેફિલોનો એકાદ કાર્યક્રમ જ બની જતા. શુચિનું હાસ્ય કદી વિલસતું નહીં, એનું મરકતું મુખ કદી ઝાંખું પડતું નહીં, તેના અંગની સ્ફૂર્તિ કદી મોળી બનતી નહીં; તેની હેતપ્રીત, તેની હળવાશ, તેના સ્વાગતની અદા કદી અણછાજતાં - અપરિચિત બની જતાં નહીં. કંઈક એવુંય લાગતું - સમાચાર કાને પડતાં જ…

"આવવાનું છે!"

"કોણ?"

....અને, નામ, માણસ, ઓળખાણ, પરિચય બધું સ્પષ્ટ થતું, ને શુચિ હાશ કરીને કામે વળગી જતી. "બરાબર એમ જ છે ને? ઓહ! હું તો સમજી... અરે, કંઈ નહીં, કંઈ નહીં તો... એ લોકો આવવાનાં છે એમ ને? શો વાંધો છે? આપણા ઘરને, કુળને યોગ્ય, ખાનદાનને યોગ્ય, સંસ્કારને યોગ્ય ભાવભીનું સ્વાગત કરવું જ જોઈએ. ભલે ને ગમે તે હોય!"

શુચિ એક એક મહેમાનને, આગંતુકને ખાસ વિશિષ્ટ રીતે આવકારતી, જમાડતી અને નવી નવી રીતે સ્વાગત કરીને થાકી થાકી જતી. પછી હાશ કરતી ને કંટાળોય દર્શાવતી : "હું શું કરું? ટેવ જ એવી પડી ગઈ છે તે! આપણે એવું કંઈ નહીં. ઘર ખુલ્લાં છે. જે આવે તે. !"

"ગીતિ બેટા, આજે બૅડમિન્ટન રમવા વધુ ના રોકાઈશ, હોં ને! ને સુગીતિ, જો પેલી મોટી માર્કેટનો આંટો લેવો જ પડશે. તમે સાંભળો છો? ટેલિફોન કરી દેજો હા, ભારે ભુલકણા છો પાછા! ગજરા... એ ગજરીઈઈ! ક્યાં ગઈ? આજે સાંજે મોડું થવાનું જ વળી! અહીં જમી લેજે, બીજું શું? મહેમાનનું તો અમારે ત્યાં છાશવારે... ભઈ, અહીં તો એ જ એક હળવું, ઘર બેઠે નિરાંતે માણી શકીએ એવું એ મનોરંજન છે. શું છે નીતિ? બૂમો કેમ પાડે છે? બે ચોટલા બહેન ગૂંથી આપશે હોં! અને નવાં નવાં કપડાં પહેરવાનાં. મેલાં નહીં કરતી હોં! મારી સોનપરી જેવી, મારી બાવલી જેવી દીકરી... હં, અજયકાકા જોશે તો શું કહેશે? કેડબરી જોઈએ ને? સુનીતિ, માથામાં તેલ નહીં નાખવાની તારી ફૅશન મને જરાય પસંદ નથી. પારુલબહેન શું કે'તાં'તાં? આંખો ખરાબ થઈ જાય, શું કહ્યું? આજે તેલ નાખજે! સાવ લુખ્ખાં જટૂરિયાં લઈ ના ફર્યા કરતી, બહારના લોકો પાસે. સાંભળો છો તમે? સિગારેટનાં પૅકેટ પહેલેથી લેતા આવજો હા, મને એ બિલકુલ પસંદ નથી. મહેમાન હોય કે ગમે તે હોય. છોકરીઓ પાસે એવાં કામ હું નહીં કરાવવા દઉં! આ એક વાર ને સો વાર સમજી જજો. હસી નથી કાઢવાનું. યાદ નહીં રાખો તો... હું ખિસ્સાં ફંફોળીને જોઈશ. ગીતિ, યાદ કરાવજે. હા બેટા, તુંય મારી દીકરી યાદ કરાવજે, આપણે પપ્પાને સીધાદોર કરી દઈશું હોં!"

એમ હાસ્યનો - આનંદનો ઊભરો કદી વધતો, કદી સમતોલ રહેતો. ઘરમાં કલશોર મચેલો જ હોય. આવડું મોટું કુટુંબ... રસોડું હંમેશ ધમધમી જ રહ્યું હોય. બેઠકખંડ મહેમાન ન આવવાના હોય તોય સોગઠાંબાજી, કૅરમ, પત્તાં, ગપાટા, ચર્ચાઓ કે ગીતસંગીત અને ઘરની કે બહારની વ્યક્તિઓથી સભર બનીને થોડી વારે હાસ્યનો એક જોરદાર ફુવારો ઉડાડીને વાતાવરણને ડુબાડી દેતું - ભીંજવી

દેતું. એ મોટા પ્રવાહમાં અનેક વિષયોની થતી વાતો અંદર સમાવી લેવામાં આવતી, આનંદપૂર્વક વધાવી લેવામાં આવતી, કંઈ પણ ન બન્યું હોય એમ સહજ બનાવી દેવામાં આવતી.

"હેં શું? પરણી ગયો? ચા...લો પત્યું. બિચારો બહુ હેરાન થતો હતો." "દિલ્હી બદલી થઈ ગઈ? અહીંનું ઘર કાઢી નાખ્યું? બઢતી મળી? એમ?" "ચંદુ ત્રીજી વાર ઍન્જિનિયરિંગમાં ફેલ થયો? એના બાપે માન્યું નહીં તે શું થાય! એ લાઇન બિચારાના વશની નહીં તે. હા, વડોદરા છે હમણાં." "લવમૅરેજ, બાપા, લવમૅરેજ! બહુ સુંદર છે તે તો એક અકસ્માત છે, બાકી રાજાને ગમી તે રાણી." "શું! પેઇંગ ગેસ્ટ તરીકે ગોઠવાયો! એની સ્ત્રી તો કે' છે કે બહુ માંદી રહે છે? ના રે, આ તો ઠીક છે. કુટુંબને પૈસાની જરૂર તો ખરીસ્તો?"

"મૅચ જોવા ગયો? બાપને પૈસે લે'ર છે. ઇન્ટરેસ્ટિંગ તો ખરીસ્તો, પણ ખિસ્સામાં...!" "મને મનુમામાએ વાત કરી હતી, આપણા તો એ મુરબ્બી. મેં વધુ પૂછ્યું નહીં, આપણે શું!" "ઓહ, હાઉ લવલી! ગ્રેગરી પેકનું એક પણ પિક્ચર હું જોયા વગર ન જ છોડું. ડિટેક્ટિવ પિક્ચર? ઓહ આઈ એમ ક્રેઝી!" "અમારાં બે'નનાં લગન છે. અમારો કલાસ બબ્બે રૂપિયા ઉઘરાવીને ભેટ આપવાનો છે." "આ વખતે કાશ્મીર લઈ જવાનાં છે. પપ્પા, હું જઈશ હોં! હવે હું મોટી થઈ ગઈ છું. માથું પણ જાતે હોળું છું ને? હા, ભલેને બૉબ્ડ કરી નાખજો, પણ કાશ્મીર તો હું જવાની, ને જવાની જ." "મમ્મી, 'ફેમિના'માં પુલોવરની નવી ડિઝાઇન જોઈ? ભઈ, મને તો વાંચીને સમજ ન પડે."

"...આવવાનો છે. એઈ, સાંભળે છે કે?"

એક દિવ્યે આવા જ શોરબકોર વચ્ચે કહ્યું. શુચિ તે વખતે પોતે 'પેલી' ડિઝાઇનમાં કયા કયા રંગો ભેળસેળ કરી દીધા અને કેવું જુદી જ જાતનું સ્વેટર બનાવી દીધું, અકસ્માત્ એવું બની ગયું તે હસી હસીને કોઈ બહુ મોટી મજાક થઈ ગઈ હોય એમ સમજાવતી હતી. જાણે કોઈને આબાદ બનાવ્યો હોય, ને એમ બનાવ્યો હોવાથી બધાંને જ ખૂબ મજા પડી ગઈ હોય એમ બેઠકખંડમાંય તે વખતે દિવ્યની "...આવવાનો છે" વાતને ડુબાડી દે તેટલા જોરથી હાસ્યનું મોજું ફરી વળ્યું હતું.

"...અરે, પાગલ, સાંભળ, પછી કહેશે, વેળાસર મને કહ્યું નહીં!"

શુચિની આંખમાં, બેવડ વળીને હસી હસીને પાણી આવી ગયાં હતાં, એ લૂછતાં તે બોલી :

"હા રે હા, રાજમાન રાજેશ્રી.... સાંભળ્યું ભૈશા'બ! કોઈ 'પ્રેત' આવવાનો છે તમારો. બસ ને?"

શુચિ મહેમાનને રમૂજમાં 'પ્રેત' કહેતી, અને તેને જમાડવાની વાતના ઠઠારાને 'પ્રેતભોજન'. એટલે આવા મહેમાનો માટે બનતું ખાસ ભોજન કહેતી. ફરી વાતના પ્રવાહમાં ઝૂકી જવા તૈયાર થયેલી શુચિને હાથ વડે ખેંચતો હોય તેમ પોતાના તરફ વાળીને દિવ્યે કહ્યું :

પણ આ 'પ્રેત' ભોજન નથી કરવાનો હં કે? માત્ર ટ્રેનમાં અહીંથી પસાર થશે એટલે આપ બાનુને મારે સ્ટેશને લઈ જવાનાં છે, સમજ્યાં દેવી? ભઈ, ઓળખીતો તારો છે. જો, હું તો કહું છું, આપણે એને આગ્રહ કરી અહીં ઉતારી ઘેર તેડી લાવીએ. એ રહ્યો મોટો માણસ, મરવાનીય એને ફુરસદ નહીં, પણ તું કહે ને એ ન આવે..."

ખડખડાટ હસતી શુચિને ગમ્મતમાં કોઈએ પીઠ ધબ્બો માર્યો હતો. ગમ્મત જ છે - રોજ જેવી, એવું ધારી - વિચારી તે હસતી જ રહી હતી. પણ બીજી ક્ષણે ત્યાં ચણચણાટ કરતી ચામડી વેદના ઓકી રહી. મૂઢ માર પડ્યા પછી ભાન આવતું હોય તેમ વાગેલી જગ્યા હાથ આવતી નહોતી. શુચિ દિવ્ય તરફ ઝૂકી. વાત પર ધ્યાન દેવાની ક્ષણો હતી. કાન ઝપઝપ થઈ ચોખ્ખા થઈ, 'હાં બોલો, શું કહ્યું?' કહેવા તત્પર થયા હતા હવે. હવે તેની સમજશક્તિ ઠેકાણે આવી હતી.

"...આવવાનો છે... ટ્રેનમાં અહીંથી પસાર થવાનો છે.... આપણે સ્ટેશને મળવા જવાનું... મોટો માણસ... તારા નામે... મરવાનીય ફુરસદ નથી..."

"કોણ?"

"કોણ?"

"કોણ?"

"...આવવાનો છે."

હાસ્યઆનંદની દીવાલોમાં તડ પડી. ઈંટ, ચૂનો, ધૂળનો કચરો સુંદર સજાવેલા બેઠકખંડમાં ખરી ખરીને વેરાવા માંડ્યો.

શુચિનું મગજ ફૂંફાડી ઊઠ્યું :

"એં હ! આવવાનો છે, કહી દીધું એટલે પત્યું જાણે! કેટલી વાર કહ્યું છે કે... મને આ બધું પસંદ નથી, અડધી જિંદગી થઈ. કહું છું તમને, આ પ્રેતોને જમાડી જમાડી હું થાકી ગઈ છું" (આવવા તો દે એને એક વાર! સમજતો હશે...) શુચિ જાણે 'સ્વાગત' માટે તૈયાર થઈ રહી. (આવ તો ખરો અહીં! જો, જો, જો, હરામખોર! તું એ જોવા આવે છે ને કે હું કેવી બરબાદ છું? કેવી દુ:ખી છું? કેવી સુકાઈ ગઈ છું? એક વાર નહીં, સો વાર જોઈ લે! આ મારી કાયા - ચાર બાળકોના: જન્મ પછીય, પથ્થર જેવું તારું મીઠું હૈયુંય

તોડી નાખે એવી તાકાત ધરાવે છે હા! હા, હું મારા દિવ્યને ચાહું છું. એના ઘરને, એનાં સગાંસ્નેહીઓને, એનાં બાળકોને, આ બધાં બાળકો જો! બેવકૂફ, કાન ખોલીને બધાંનાં નામ સાંભળ! રખે ભૂલેય વિચારતો કે તારા નામ પરથી કોઈનું નામ... ચલ હટ, આ તો ચાર જ બાળકો છે, પણ હારબંધ બાર બાળકોય મારે હોત ને, તોય તારા નામનો એકેય અક્ષર - અરે, કાનો-માત્ર પણ ન આવે એવાં નામ હું પાડત, સમજ્યો?) "ને તમે શું આમ હાંફળાફાંફળા થાઓ છો, દિવ્ય? બેસો અહીં મારી પાસે. નિરાંતે સાંભળો" શુચિએ અત્યંત વહાલથી દિવ્ય સામું જોયું. એને ખૂબ વહાલ આવી ગયું હતું. (આવતી કાલે સવારે વાત છે ને!)

તે રાતે ખાસ દિવ્ય પાસે જઈ તેની છાતી પર બે, ચાર, પાંચ થપાટ મારી તેણે કહ્યું, "તમે નકામા ખેંચાયા કરો છો. તબિયતની સંભાળ રાખતા હો તો! જુઓને આજકાલ... બસ, હવે એક પણ વાત હું સાંભળવાની નથી. લોકો ખાતર આમ...! કેટલી દોડાદોડ પડે છે? ને હું કહું તેમ જ કરવાનું વળી! કંઈ ઘરડાં નથી થઈ ગયાં આપણે. હા વળી! ચાર છોકરાં થયાં તો શું થઈ ગયું?... શું થઈ ગયું?... શું થઈ ગયું?"

કંઈ જ નહોતું થઈ ગયું, એમ દિવ્યે તે રાતે અનુભવ્યું. ઘણું જ સુખ માણ્યા પછી દિવ્યે સવારે કહ્યું, "શુચિ, તું કમાલ છે! તું કમાલ છે! તું કમાલ છે! શુચિ... કંઈ જ નથી થયું, શુચિ!"

કસીને છેડો કમર પર ખોસી લડવા તૈયાર થતી હોય તેમ, 'આવી તો જા - જોઈ લઉં છું' જેવા ભાવમાં શુચિએ તે રાતની સવાર પાડી દીધી.

મરવાનીય ફુરસદ નથી કેમ? નાલાયક. તને એમ કે અહીં તારે ખાતર આંખમાં ઉજાગરા આંજી બેઠાં હોઈશું : "ગીતિ-સુગીતિ, આ શું? આ શો ઠઠારો? બ્લુ ફ્રૉક કેમ પહેર્યું છે! ઉતાર! ઉતાર, કહું છું! કંઈ જરૂર નથી, નવાં કપડાં પહેરવાની." (એ આવવાનો છે એથી મારા ઘરમાં કોઈ ફેર પડવો ન જોઈએ, દેખાવો ન જોઈએ.) "ગજરીઈઈઈ, એ ગજરી, મારો હાથ ચપ્પુથી કપાઈ ગયો છે. તારે જ લીંબુ નિચોવવું પડશે. બટાટાવડાંય, હા, એ જ બનાવવાં છે." (આંબલીના પેટનાં ખાટાં છે, કહી છો મોં મચકોડતો. એને એમ કે ભાવતાં ભોજન બનાવીને હું હાથમાં પંખો લઈને એની પ્રતીક્ષા કરતી હોઈશ... પસાર થવાનો છે. મોટો માણસ છે! મજાલ શું છે કે મારું સ્થળ એમ ને એમ એ પસાર કરે? કાન પકડીને આ ઘરમાં લાવું ને બતાવું...)

શુચિ એના આવવાના વિચારે ઘરની વ્યવસ્થા જુદી જ કરી નાખતી, મોટા શ્વાસ ભરતા દાંત કચકચાવતી હતી. "ફૂલદાનીમાં ફૂલોની શું જરૂર છે? તેમાંય મોગરાનું ફૂલ તો નહીં જ. નીતિના માથામાં નાખી દેવાશે... ના કંઈ જરૂર

નથી.'' તે ખુરશીને ઝટપટી નાખતાં ચોક્કસ ઠેકાણે બેઠેલી વ્યક્તિને સંભળાવવાનાં વાક્યો ગોઠવવા લાગી. (જી? આવો! આ મારા પતિદેવ, મારા સ્વામી - મારા, આ ઘરના, આ બાળકોના, વાતાવરણના, સર્વસ્વના અધિષ્ઠાતા. સમજાય છે, પાજી? ને તું કંઈ નથી, કંઈ મૂરખ! આ ઘરનાં ઉંબરનીય બહારનો માણસ છે તું! માત્ર 'પ્રેત', અનેક પ્રેતોમાંનો માત્ર એક પ્રેત. હાજી, છોકરાં છે. કંઈ હું વાંઝિયણ નથી - તું પૂછનાર કોણ? એક-બે નહીં, ચાર છોકરાં... અને બીજાં ચાર થશે. બોલ! હું કંઈ ઘરડી નથી થઈ ગઈ. હું ફેશનમાં માનતી નથી. પ્લાનિંગફ્લાનિંગમાં પણ નહીં... હાજી, ફરવા ગયાં છે બધાં. આવશે સમય થશે ત્યારે. કંઈ તને સલામી આપવાની નથી કે હારબંધ તૈયાર કરી તારી આગળથી પસાર કરાવું...)

''એ નીતિ-સુનીતિ, શું છે આ બધું? ગીતિ, તમે બધાં ચૂપચાપ કેમ બેઠાં છો? આજે જ તને 'ફિલ્મફેર' વાંચવાનું મન થયું, મૂગાં મૂગાં? ને તને લેસન આવી પડ્યું? રેડિયો નથી સાંભળવો? વૉલ્યૂમ મોટું કરો, મને રસોડામાં સંભળાય તેટલું! કંઈ હોટેલ-રેસ્ટોરાં જેવું નથી લાગવાનું. આનંદ કરો, હસો, ગમ્મત કરો! આમ મોઢાં ચડાવીને ફર્યા ન કરો! હા. હું રસોડામાં છું... (એને સીધો કરું છું હમણાં; મરચાંની ધુમાડી કરી હોય એવું, આંખમાં પાણી આવે એવું શાક કરું. ગુવારફળી ઢોરોને ખવડાવાય કામ લાગે છે. કેમ? હા, તું ઢોર જ છે. હવે તારો વારો કરું.) ''તમે ક્યાં જાઓ છો? એ સિગારેટ નથી પીતો - પીતા. પીતોય હોય કદાચ... કંઈ મોંઘીદાટ લાવવાની જરૂર નથી. (એ મોટો માણસ હોય તો એના ઘરનો! આપણે શું?) 'પનામા' લાવજો, શું કહ્યું? અને હા, હું સ્ટેશન પર કંઈ આવતી નથી. (એનાં રાઈ-લૂણ ઉતારવાનાં હોય તેમ!) બસ મારો સંદેશો જ કહેજો, ('રાહ જોઉં છું' એમ નહીં, 'આજ્ઞા કરું છું' એમ કહેજો!) આગ્રહ કરજો મારા નામે. ઊતર્યા વગર નહીં રહે.''

(આવવા તો દે એક વાર. એની ખોપરી ન ભાંગી નાખું તો... જી? રોકાવાના છો? અમુક કલાક? ઓહોહોહો! જાણે કંઈ કલાકોનાં દાન કરવા નીકળ્યા છો ને! મોટા માણસ છો એની તુમાખી છે? પણ બેવકૂફ, સાંભળ! હું... હું... મને તારું દાન ન જોઈએ, ન જ જોઈએ; આજ જતો હો તો અબઘડી જા. હમણાં ને હમણાં ઊઠ! ના, પાણી પણ નથી પાવું. કોઈ અભરખો નથી. ચલ, ઊઠ... ઊઠ... ઊઠ...! નીકળ અહીંથી! તને કોણ ચોખા મૂકવા આવ્યું હતું કે તું અહીં આવ્યો! તું તમાશો જોવા આવ્યો, ખરું? તારે મન એમ કે 'કેવી બનાવી! કેવી બનાવી!' ખરું? અમુક કલાકનું દાન તે વખતે તો ન દઈ શક્યો. બાયલો! બેવચની!)

(હવે ગાડી સ્ટેશન પર આવી હશે.) "નીતિ, અહીં આવ બેટા, મારી પાસે બેસ. મોટેથી કવિતા ગા તો!" (કુલીય નથી મળતો - સાવ બેવકૂફો છે બધાં. ઓળખાશે કે નહીં એમને? પેલો મોટાભા થઈ ગયો છે તે.) "ઓહ! આવો રમેશભાઈ, આ જરા ચાખો તો, સૂરણનું રાઈતું! બાફેલા સૂરણનો છૂંદો કરીને... ને એમાં મારા નામની રાઈ, શું તમેય તે! મારો દિમાગ..." (ટેક્સી કરતાં વાર કેટલી? પેલા વેદિયાને રકઝક કરવાની ટેવ પાછી ખરી ને! હાન્ના-માંથી ઊંચો જ નહીં આવે...) "ગજરા, એઈ ગજરી, પંખો જરા સ્પીડમાં ચલાવ. આ ગરમ હવાથી ઓરડો તપી ગયો છે, ને જો ઇરાની હોટેલમાંથી ચાર આનાનો બરફ લાવજે." "નીતિ, ગીતિ, સુનીતિઈઈ... ક્યાં છો બધાં? પાસે આવો! અહીં રસોડામાં બેસો બધાં. મને મદદ કરો, હું કહું તેમ કરો! અહીં રહો, અહીં... અહીં... મારી પાસે, મારી આસપાસ....! તમારા પપ્પા..."

દિવ્ય આવ્યો.

દિવ્ય ઘણી વાર આમ બોલતો. સ્ટેશનેથી પાછો આવીને તેણે અવાજ દીધો. તે આમ જ શુચિને અવાજ દેતો. અવાજ દેવાની ક્ષણ, અને સાંભળવાની ક્ષણ ભેળસેળ થઈ ગઈ હતી. દિવ્ય રસોડા સુધી પહોંચે એ પહેલાં જ તેણે ગીતિને ટપારી, "એય, પડી જશે. શું કરે છે?"

"ઘડિયાળને ચાવી આપું છું, જુઓને... ઘડી... ઘડી... હજી તો કાલે..." ગીતિએ જવાબ આપ્યો.

દિવ્ય શુચિને કહેતો હતો :

"પછી પેલાનો કાર્યક્રમ જ કૅન્સલ થયો. એના માણસે ચિઠ્ઠી આપી. બિચારાએ ખાસ માણસ મોકલી ચિઠ્ઠી મોકલાવી, અને અફસોસ વ્યક્ત કર્યો છે કે પોતે નથી આવી શકતો. નીતિ, મારા આ ઘડિયાળને જરા ટેબલ પર મૂક તો!"

"કેટલા વાગ્યા? ટાઇમ મેળવું?"

"અરે, પૂરી ચાવી તો આપ!"

દિવ્યે વાત ચાલુ રાખી, "કેટલો મોટો માણસ! પણ જરાય અભિમાન નહીં! નહીં તો એને શું? છતાં માફી માગી! તનેય યાદ લખી છે...."

(શું?

શું?

શું?

ન આવ્યો? ન આવ્યો? ન આવ્યો? ફરી મને બનાવી?)

શુચિનું મન વળ ખાઈ ગયું. ભરપૂર ચાવી દીધેલ ઘડિયાળની કમાન સરરર છન્ન... કરીને ઝાટકા સાથે છટકી ગઈ, અને કાંટા ફરતા જ ગયા, ફરતા જ

ગયા...

"પપ્પા, જુઓ તો આ..."

"મોતીકાકાને કહી દેજે ગીતિ, એ આવીને ઘડિયાળ લઈ જશે. બહુ જ જૂનું થઈ ગયું છે, પછી કમાન છટકે જ ને? વેચી નાખે તોય વાંધો નહીં..."

ગીતિ ટિપૉય પર ટિપૉય ગોઠવીને ઉપર ચડી હતી. તે નીચે ઊતરવા લાગી. ત્રિકોણાકાર ચાવી તેના હાથમાંથી છટકી પડી. ટિપૉય પર ઠપ પછડાઈને ઊછળી અને શુચિના માથામાં ટકરાઈ.

શુચિ માથું દબાવતી, "ઓ મા રે...." કહેતી જમીન પર બેસી ગઈ. "બહુ વાગ્યું... બહુ વાગ્યું?" તેનો રૂંધાયલો રડમસ અવાજ ધીમે ધીમે મોટો થયો. દિવ્ય જોઈ રહ્યો. નાની અમથી ચાવી વાગી તેમાં આમ ઊભરાઈ ઊભરાઈને આ રડતી તે શું હશે! ચાર છોકરાંની મા છે કે કોણ? વળી ગઈ રાત તેને યાદ આવતાં તેના હોઠ મરકી ગયા, "શુચિ, તું કમાલ તો છે જ!" તેના મને ગણગણી લીધું. ગીતિ વિચારતી હતી, "શું માને બહુ વાગ્યું? લોહી તો નથી નીકળ્યું... કેમ આમ?"

શુચિ માથું દબાવતી ઊભી થતાં વિચારી રહી : (છે જ એવો હરામખોર! પણ... સારું થયું... નહીં તો, પછી પ્રેતો જમાડવાનો, ને '...એ આવવાનો છે'ના સમાચારોથી કાન સરવા કરવાનો એક મોટો કાર્યક્રમ જીવનમાંથી કદાચ સદાને માટે બાદ થઈ જાત. જીવનનો - અંતરનો કેવડો મોટો ભાગ ખાલીખમ થઈ જાત!)

# 17

# ચિતા

- રઘુવીર ચૌધરી

દેવતા પર રાખ વળી છે. રાખનું ઉપરનું પડ ઠંડું થઈ જાય એવી જલદ ઠંડીથી મધ્યરાત્રિ ઠૂંઠવાઈ ગઈ છે. ઢીંચણ પર માથું ટેકવીને જીવણ બેસી રહ્યો છે. ચીબડીના અવાજ વડે ખેતરનો આથમણો ખૂણો જીવણનાં પોપચાં ફંફોસવા લાગ્યો. એણે કૌતુકશૂન્ય દૃષ્ટિથી આથમણી બાજુ જોયું અને ઠરી રહેલી આગને છેક હોલવાતી અટકાવવા વિચાર્યું. એણે એક લાંબી ફૂંક મારી. રાખ ઊડી. ફરીથી ફૂંક મારી. આગ દેખાઈ. ફરીથી ફૂંક મારી અને તણખા ઊડ્યા. તણખા ઊડે છે ત્યારે જીવણ વિચારમાં પડી જાય છે...

આજે એક યુવાન સ્ત્રી મૃત્યુ પામેલી. સ્મશાન હમણાં સુધી સળગતું હતું. અડધા કલાક પહેલાં જીવણ ફરીથી જોઈ આવ્યો છે. બધાં લાકડાં સળગી ચૂક્યાં હતાં. કશુંય ઠીક કરવાની જરૂર રહી ન હતી. સળંગ લાકડામાંથી અંગારા છૂટા પડી રહ્યા હતા. અંગારાઓ વચ્ચેનો અવકાશ સળગતો હતો. સ્મશાન હૂંફાળું હતું. પણ હવે ધીમે ધીમે રાખ વળશે. સવારે તો ફક્ત નીચેની ધરતી ગરમ હશે. કેટલાક મજબૂત બાંધાવાળા અંગારા કોલસાનું રૂપાંતર પામીને બચી શકશે. તેમની વચ્ચે થોડા અસ્થિ-અવશેષ ઢંકાયા હશે, ક્યાંક બહાર પણ દેખાય. બેત્રણ દિવસ સુધી જીવણની નજર અનાયાસે પેલી ફેલાઈ ગયેલી રાખ અને પછી એમાંથી બનાવવામાં આવેલી ઢગલી તરફ જશે. પછીથી એ ઢગલી ચારે તરફ ફેલાઈ જશે, અને આગળના માણસોથી અલગ તારવી શકાય એવી કોઈ પણ નિશાની છેલ્લે મરનારની રહેશે નહીં. અનેકોના અવિભક્ત અવશેષો સાથે એ પણ ભળી જશે. જીવણ આ બધું જોતો રહેશે અને વિચાર કરશે.

જીવણનું ખેતર મોટું છે. સ્મશાનથી તો ઘણું મોટું. સ્મશાન તો હશે માંડ વીસ વીઘાં. તેમાંય ઓતરાદી દિશાએ તો બાવળની ગીચ ઝાડી છે. ઉગમણી

બાજુ ખાડા છે અને દક્ષિણ તરફ જીવણનું ખેતર. સ્મશાનનો આ દક્ષિણ છેડો જીવણના ખેતરને વચ્ચેથી છેદે છે, એક મોટા લંબચોરસને ત્રિકોણ છેદે તેમ. આ જગાએ ખેતરમાં પ્રવેશવાનું છીંડું છે. બે ગામને જોડતો ધોરી માર્ગ સ્મશાન વચ્ચે થઈને પસાર થાય છે. તેથી ખેતરમાં આવતી વેળા જીવણ અડધું સ્મશાન વટાવતો હોય છે. કોઈ કોઈ વાર છીંડામાં પગ મૂકતાં પહેલાં એ ઊભો રહી જાય છે. પીઠ ફેરવ્યા વિના જ એ પાછળ નજર કરે છે. એની નજર સ્મશાનને ઓળંગીને સામે છેડે ઊતરવા મથે છે. એક મોડી રાતે સ્વપ્નમાં એણે જોયું હતું કે એ છેડે પીપળા અને જાંબુડાઓથી ગૂંથાઈ ગયેલી ઝાડી છે. એ ઝાડ હાલતાં નથી. હવા જરઠ થડ પાસે થઈને પસાર થતી હોય છે, અને વચ્ચેના ઊંડા ખાડિયામાં ગોળ ગોળ ફર્યા કરે છે. એ ખાડિયાના આથમણા કાંઠે હતો તે પીપળાના અડધેથી કાપી નાખેલા થડનાં મૂળિયાં ખાડિયાની વચ્ચે ખુલ્લાં ફેલાયેલાં છે. તેમના ઉપર એક છત વગરની ઝૂંપડી છે. એમાં એકલા અટૂલા બાળકને જીવણે જોયેલું. સોનેરી બાબરી એની આંખો પર ઢંકાયેલી હતી અને ગાલ પર એકધારાં વહી ગયેલાં આંસુના સુકાઈ ગયેલા રેલા જણાતા હતા. એ બાળક જમણા હાથની ટચલી આંગળી પકડીને બેઠું હતું. એ ઊંચું જોતું જ ન હતું. જીવણ શું કરે? બૂમ પાડીને એને બોલાવવા મન થયું પણ જીવ ચાલ્યો નહીં... આ સ્વપ્ન હતું છતાં તેમાં જોયેલા સ્થળને એની નજર શોધતી. આખરે એ મને મનાવી લેતો અને ખેતરમાં પગ મૂકતો.

હા, એનું ખેતર સ્મશાનથી મોટું છે. ખેતીની આવક સારી છે પણ એ બાબતને ખ્યાલ એનાં કપડાંલત્તાં અને રેઢિયાળ રહેણીકરણી જોઈને ન આવે. કેટલીક જમીન અવાવરું પડી રહે છે તે જોઈને પણ ન આવે. છતાં એ હકીકત છે કે એની ખેતીની પેદાશ ઘણી સારી છે.

જીવણની દીકરીનું નામ રઈ. પાંચ વરસની અને બહુ રૂપાળી છે, હેતીની યાદ આપે તેટલી રૂપાળી છે. લગ્ન થયે સાત વરસ થયાં. પાંચ વરસથી જીવણ જાતે રોટલા કરે છે. હજુ તો રઈ ક્યારે મોટી થશે અને ભાર ઉપાડી લેશે? અને મોટી થયેલી રઈ બાપને ઘેર કેટલું રહેશે? આ બધા વિચાર જીવણને નથી આવતા, લોકો વાતો કરે છે.

ગામલોકો કહે છે કે જીવણનું ભમી ગયું છે; કારણ કે તે વેરણછેરણ જીવે છે. જીવે તો શું, પણ એવો રહે છે. બહારથી દેખાતું જોઈને એક પછી એક ઘણા લોકો એ વાત સ્વીકારવા લાગ્યા છે. ક્યાં આજનો કંગાળ જીવણ અને ક્યાં ચાર-પાંચ વરસ પહેલાંનો ત્રાંબાની ચકચકિત મૂર્તિ જેવો જીવણ! થોડા માણસ વળી આ ભેદ પામી ગયા છે અને એનું ભમી ગયું છે એવું કહેનારાનો વિરોધ

કરતા નથી. જીવણ પોતે પણ આ વાતનો વિરોધ કરતો નથી, કેમ કે એ જાણે છે કે પોતાનું શું થયું છે. એ જાણે છે.

ગયા ઉનાળામાં ઘણા વખત પછી ગામલોકોને જીવણનો ભારે, ખખડતો, બુલંદ અવાજ સાંભળવા મળ્યો. અલબત્ત એ અવાજ ક્યાંક ક્યાંકથી બોદાઈ ગયેલો હતો. એમાં પરિચય હતો, નક્કરતા ન હતી. એ કારણે એનો અવાજ બુલંદ છે એમ કહેવું અતિશયોક્તિભર્યું લાગે છે. પણ સરવાળે તો એટલું જ કહેવું છે કે પહેલાં જે અવાજ બુલંદ હતો તે જ આ અવાજ છે. રાસ રમતાં ગરબીનો અંતરો ઉપાડતાં જે અવાજ સઘળા ચોગાન અને મંદિરના શિખર સુધી છવાઈ જતો તે અવાજ સાવ ધૂળધાણી તો ક્યાંથી થઈ જાય? તેથી જ તો સહુ આ અવાજ સાંભળીને ડઘાઈ ગયેલા. આખા ગામને ઊંચુંનીચું કરતા પંચાતિયા આજે મીઠી સલાહ આપવા આવ્યા હતા ત્યારે પણ એના સામું જોઈ શક્યા ન હતા. એણે બધાને સંભળાવી. કેવી વાત લઈને આવ્યા છે? શું સમજે છે બધા મને? નીચું મોં કરીને બધા ચાલ્યા ગયા. જીવણ ઉંબરા પર એકલો ઊભો રહ્યો. પોતાના ઘેરથી કોઈને ચાલ્યા જવાનું કહેવાનો પ્રસંગ એના જીવનમાં આ પહેલવહેલો હતો. પહેલાં તો એનું ઘર આગતાસ્વાગતા માટે જાણીતું હતું.

...એ તાપણી પાસેથી ઊભો થયો. ગમાણમાંથી ઓગાઠ લેવા ચાલ્યો. ઊંડોળ ભરીને ઉપાડી લાવ્યો. તાપણી ભભકી ઊઠી. આગની શિખા એની આંખની ભ્રમરની ઊંચાઈ સુધી પહોંચતી હતી. પણ ભડકાઓમાં તાપ જ કેમ નથી? એને લાગ્યું કે કદાચ હિમ પડશે. થોડીક વાર હાથ તાપણીથી દૂર રહી જાય કે એને લાગતું હતું કે આંગળીઓનાં ટેરવાં બળે છે. આ હિમ પડવાની નિશાની છે.

પછી ઊંઘવા માટે રાત રહેશે નહીં. તેથી એ આળસ છોડીને ઊભો થયો. સૂવા ચાલ્યો. બળદોએ એને જોઈને ઘૂઘરા ખખડાવ્યા. જુવારના બે પૂળા ભાંગીને ગમાણમાં નાખ્યા અને એ છાપરી પર ચડી ગયો. પછેડીની સોડ લીધી અને ગોદડી ઓઢી. આજે ગડાકુ થઈ રહી હતી એટલે એણે ચલમ પીવાની ઇચ્છા અટકાવી.

એણે એક વાર મોં ખોલીને જોયું. ચંદ્ર આથમી રહ્યો છે. આજે પોષ સુદિ અગિયારશ. તે હતી પોષ સુદિ બારસ.

ઊંઘ ન આવવાથી એ પડખાં બદલતો રહ્યો. એને લાગ્યું કે આજે ઊંઘ નહીં આવે. બેઠો થયો. પણ કરવું શું? કશું સૂઝ્યું નહીં તેથી સૂઈ ગયો. માથે ગૂંથમૂંથ ઓઢીને એણે ઊંઘવાનો પ્રયત્ન કર્યો.

થોડોક સમય ઝડપથી પસાર થઈ ગયો. હવે ધીમે ધીમે જીવણને પોતાના આખા શરીર પર ચકરાતો ભાર વરતાવા લાગ્યો. એણે પરિસ્થિતિ સમજવા પ્રયત્ન

કર્યો. તેમાં નિષ્ફળ જવાથી વધુ અકળાયો. જમણા પડખે ચાંદીની ચૂડ ખખડવા લાગી. એના કાનનો પડદો ધ્રૂજવા લાગ્યો. ડાબા કાનને એક તીક્ષ્ણ અવાજ કોરવા લાગ્યો. થોડી વાર પછી એક ત્રીજો અવાજ ઉમેરાયો. એ ગળે પહેરેલાં ઘરેણાંનો હતો. ત્રણે અવાજ એક થઈ ગયા ત્યારે જીવણની છાતી પર એક હાથ આવીને રોકાયો. એ હાથ આક્રમક નથી. ગળે પહેરવાના હાર જેવો આકર્ષક છે. સંકોચને લીધે તો એ જડ નહીં થઈ ગયો હોય ને? એવું સમજીને એણે કુશળતાપૂર્વક એ હાથ દાબી દીધો. પડખે ફરીને એણે પેલી હાથને અનુસરવા માગતી કાયાને કાબૂમાં લઈ લીધી. છાપરી ભારે થઈ નહીં. રહસ્ય ખૂલી ગયું. બીજા હાથમાં દાતરડું હતું તે જોઈને કશો અંદેશો રહ્યો નહીં. જીવણે દાતરડું પડાવી લઈને જોરથી ફેંકી દીધું. એ ઊંચે જઈને નજીકમાં નીચે પડ્યું. ભીની જમીનમાં એની ચાંચ ખૂંપી ગઈ.

''લોકોની વાત સાચી પડી.''

''કઈ વાત?''

''કે તું થઈ છે.''

''તમે એવું માનો છો ખરા? હું ભૂત થાઉં એવું બને?''

''હા, જરૂર બને. માણસની વેદના આમ છાયા બનીને રઝળ્યા કરે!''

''ના, ના. તમારો વહેમ છે. હું નથી થઈ. કશું નથી થઈ.''

''જો, આમ બકાવ નહીં. તો જો, તને ભીંસમાં લઉં છું. હવે બોલ?''

''ઓહ! તમે તો કસાઈ છો.''

''કસાઈ? તું પણ એવું માને છે હેતી? આખું ગામ ભલે કહે પણ તુંય એવું કહેવાની? મને શી ખબર કે દાતરડાની સહેજ ચાંચ વાગતાં તને ધનુર થશે અને હું નિરાધાર થઈ જઈશ?''

''દોષ તો મારો હતો પણ હવે શું થાય? રીસમાં ને રીસમાં મેં દૂધ અને ખાંડ પીધાં અને વાત છુપાવીને પડી રહી. તમારો દોષ નથી.''

''પણ આખું ગામ મને હત્યારો કહે છે.''

''ખોટી વાત... લોકો તો બધું ભૂલી ગયા હશે. કેટલાં વરસ થયાં!''

''ના, ગઈ કાલે રઈ પૂછતી હતી.''

''શું?''

''કે મેં હેતીને મારી નાખી છે એમ લોકો કહે છે.''

''તમે શું જવાબ દીધો?''

''મેં કહ્યું સાચી વાત છે, બેટા, મેં જ તારી માને મારી નાખી છે.''

''એવું ના બોલશો તમે. હાય રામ, હું હવે કેવી રીતે પાછી આવી શકું?

હવે કેવી રીતે હતી તેવી થઈ આવીને રઈને તેડું? તમારા પગ દાબું? શું કરું, હવે શું કરું?"

હેતી બેઠી થઈ ગઈ અને જીવણના પગ પર માથું મૂકીને રડવા લાગી : "મારાથી ભૂલ થઈ ગઈ, મને માફ કરો. હવે બીજું લગન કરો, દુઃખી ન થાઓ."

"એ શું બોલી? એ કદી ન બને."

"તમારું વચન લીધા વિના આજે હું જવાની નથી."

"ના, એ ન બને, કદી ન બને, કદી નહીં, કદી નહીં."

– પોતાનો અવાજ સાંભળીને જીવણ જાગી ગયો. દૂર રડતી એક શિયાળે પોતાનો અવાજ અડધેથી તોડી નાખ્યો. સ્મશાનની પેલી બાજુ કૂતરું ભસ્યું.

એ ઊભો થયો. પરોઢિયું થયું હતું. જીવણની આંખો ઘેરાઈ હતી. માથે ફાળિયું બાંધીને તે તાપણી પાસે ગયો. દેવતા સળગાવ્યો. સામેની અવાવરું જમીનની કાળાશ પડતી માટી અજવાળામાં ચમકવા લાગી. બીજો ભડકો કરે એટલામાં તો ત્યાં રજકો ઊગી આવ્યો. રજકાની ટોચો ઉપર પગ અડે ન અડે એ રીતે એક યુવતી ચાલવા લાગી. રજકાનાં નાનાં નાનાં સફેદ ફૂલ ઊંચાં થઈ થઈને ટોચ પરની કુમાશ વડે પેલા પગની હથેળીને સ્પર્શવા લાગ્યાં. પેલી યુવતી લોભાઈ ગઈ અને ખભે પાલવ સંકોરીને નીચે બેઠી. રજકો વાઢવા લાગી.

"તને કોણે આ કામ કરવા કહ્યું?"

"અમારી મરજી."

"ઊઠ ઊઠ હવે મરજીવાળી, ઊંધાં કામ જ કરવાની."

"જોયા છે મોટા સીધા."

"ઊઠ, નહીં તો ઘસડી જઈશ."

"જા... જા, બાયલા."

અને હાથમાંથી છીનવાઈ ગયેલું દાતરડું ઊપડ્યું, અને ઓહ, જાણે જીવણને પોતાના માથે ન વાગ્યું હોય! એણે આંખો દાબી દીધી. ફરીથી ઊંચે જોયું ત્યારે લોહીના બે-ત્રણ ડાઘા એની સામે જુદા જુદા આકાર ધારણ કરીને ગોળ ગોળ ફરવા લાગ્યા. એમની ગતિ વધવા લાગી. વર્તુળ દેખાવા લાગ્યું. વર્તુળ નાનું થઈ ગયું અને એમાં ચંદ્ર પુરાઈ ગયો. ચંદ્ર ઉપર એક ડાઘ ઊપસી આવ્યો.

પૂર્વ દિશામાં સુરખીભર્યું અજવાળું ફૂટ્યું. પેલું ચિત્ર ધૂંધળું પડતું ગયું, દૂર અને દૂર ખસતું ગયું, અને આથમણે છેડે જઈને અલોપ થઈ ગયું. લાલ લાલ પ્રકાશ વધી ગયો અને સૂર્ય ઊગી આવે તેવી પરિસ્થિતિ સર્જાઈ.

જીવણે ઉકરડા પાસે જઈને એક છાણું સૂકું જોઈને હાથમાં લીધું. લાવીને તાપણીમાં ભાર્યું. છાપરા નીચે આડાઅવળા પડેલા જોડા પહેરીને ઘેર ચાલ્યો.

નેળિયા પાસેના ખેતરને શેઢે શેઢે એ ચાલતો હતો. ગામ નજીકના એક ખેતરમાં મહુડા નીચે તાપણું દેખાયું. ભરથરીના એક કુટુંબે પડાવ નાખ્યો હતો. બે છોકરા અને એમનો બાપ. - બાપ જ હશે. નાના છોકરા પાસે સારંગી હતી. બાપ કદાચ શીખવતો હશે, એ રીતે ગાતો હતો -

પે'લા પે'લા જુગમાં રાણી!...
અમે રે પોપટ રાય, રાજા રામના.
ઓતરા તે ખંડમાં આંબલો પાક્યો ત્યારે,
સૂડલે મારી મને ચાંચ... ... ....

... ... ...

નાનો હતો ત્યારે ઘણી વાર જીવણ આ ગીત સાંભળી ચૂક્યો હતો. નિશાળમાં અંતકડી રમતાં કોક વાર એ ગીતની પંક્તિઓની એને મદદ મળી હશે. આજે પણ એણે થોડીક પંક્તિઓ સાંભળી. બાળપણ અને તે પછી પોષ સુદિ બારસ સુધી વીતેલો સમય એને યાદ આવ્યો. એના પગ વાસ સુધી પહોંચી ગયા હતા. આંગણે જઈને એ ઊભો રહ્યો.

જીવણનો અવાજ સાંભળીને રઈ જાગી ગઈ. કાકીના ઘેરથી પોતાને ઘેર આવી ગઈ. જીવણે ભેંશ દોહી. રઈએ ચૂલો સળગાવ્યો. જીવણે ચા મૂકી. બંનેએ પીધી.

''તમે... તમે રુઓ છો... તમે રુઓ છો બાપુ?''

''ના બેટા, એ તો ધૂણી થઈ છે ને!'' અવાજને સૂકો બનાવવાનો પ્રયત્ન કરીને જીવણે જવાબ આપ્યો. ''મારે ખેતરમાં કામ છે બેટા, આ ખાણ ચડી જાય ત્યાં સુધી દેવતા સળગાવજે અને તાપજે, હું આવું છું.''

એ ખેતરમાં જવા ચાલ્યો.

સૂર્ય ઊગી ગયો હતો.

સ્મશાન હોલવાઈ ગયું હતું. શાંત ચિતા તરફ ફરી એક વાર નજર કરીને જીવણે પોતાના ખેતરમાં પગ મૂક્યો, અને ફરી એક વાર પાછળ જોયું. બપોર સુધી હવે એ ખેતરમાં રહેશે. એનું ખેતર ઘણું મોટું છે.

# 18

# સરલ અને શમ્પા

- મધુ રાય

સરલ અને શમ્પાને પ્રેમ હતો, અને એ બંને લગભગ રોજ સાંજના બગીચામાં બેસતાં. શનિ અને રવિ આખો દિવસ સાથે ગાળતાં અને વાતો કરતાં.

એક દિવસ સાંજે બગીચામાં સરલ અને શમ્પા પ્રેમથી બેઠાં બેઠાં વાતો કરતાં હતાં, અને શમ્પાએ સરલને કહ્યું હતું કે, દુનિયાના અંત સુધી આમ બેઠાં રહેવાનું હોય તો કેવું સારું! સરલ ખૂબ મજાની વાતો, સાંભળવાનું મન થાય એવી વાતો શમ્પાને કરતો હતો, અને એકાએક બગીચાની બત્તીના આછા અજવાળામાં એણે જોયું તો શમ્પાનો જમણો હાથ દેખાતો નથી. સરલને પહેલાં તો સમજાયું નહીં કે શમ્પાનો હાથ હમણાં તો અહીં હતો, આટલી વારમાં ક્યાં ગયો, સરલ કંઈ સમજી શકે એની પહેલાં શમ્પાનો જમણો હાથ શમ્પાનાં કપડાં સુધી અદૃશ્ય થઈ ગયો હતો, એની આરપાર દેખાવા લાગ્યું હતું. સરલ એકદમ ડરી ગયો. સરલે બોલવાનું ચાલું રાખ્યું, અને જોતજોતામાં શમ્પાના હાથને અદૃશ્ય કરતી રેખા શમ્પાનાં ગળા, ડોક, માથા અને શરીર આખા ઉપર ફરી વળી; શમ્પા તદ્દન અદૃશ્ય થઈ ગઈ. સરલ ડરનો માર્યો બોલતો જ રહ્યો.

બાગ હતો, બાંકડો હતો, બત્તી હતી, પણ શમ્પા એકાએક અદૃશ્ય થઈ ગઈ હતી. સરલ એકદમ અવાક્ થઈ ગયો. એની જીભ એકદમ જ અટકી પડી. વાતો ખૂબ સરસ રીતે થઈ રહી હતી, સરલ બોલવાથી કદી થાકશે નહીં એવું લાગતું હતું, પણ કોને ખબર કેમ શમ્પા અદૃશ્ય થઈ ગઈ હતી. સરલને સમજાયું નહીં કે શમ્પાના અદૃશ્ય થવાની એણે બેઠા રહેવું જોઈએ, શોધ કરવી જોઈએ, કે ચાલ્યા જવું જોઈએ.

સરલે ધીમેથી પૂછ્યું : ''શમ્પા, શમ્પા, તું છે?'' પણ કંઈ જવાબ ન આવ્યો. સરલનો ડર દૂર થઈ ગયો હતો. આશ્ચર્ય ઓછું થઈ ગયું હતું. ધીમે ધીમે એકલા

બોલતા હોવાની ભોંઠપથી એણે જીભ કચડી લીધી. કંઈ ભ્રમ થયો હશે. સરલ ઊભો થયો. જાણે બાંકડા પાસે, પોતે કાયર ઠરશે એવા ડરથી, જરા વાર ઊભો રહ્યો. જાણે બાંકડાનું ધ્યાન ન હોય એ રીતે ખસકી, સરકીને ચાલ્યો, આગળ વધ્યો, અને પછી ઝડપથી ચાલવા માંડ્યો, અને આખરે દોડીને બહાર રસ્તા ઉપર આવી ગયો. સરલને યાદ આવ્યું કે શમ્પા અલોપ થઈ ગઈ છે. સરલે શમ્પાને ઘેર તપાસ કરવાનું નક્કી કર્યું. એ ચાલતો ચાલતો હોટલ પાસે આવ્યો. એ હોટલમાં સરલ અને શમ્પા રોજ ચા પીતાં. સરલ કીટલીમાં ચાય પસંદ કરતો, કીટલીમાંથી ચાનાં પાંદડાં સૂંઘવાનો એને નશો હતો. હોટલમાં ફોન હતો. એ ગયો ત્યારે થોડાક યુવાન છોકરા પબ્લિક ફોન ઉપર તોફાને ચડ્યા હતા : સાંભળવાની જગ્યાએથી જ બોલતા હતા. સાંભળતા હતા, સરલ અકળાઈને ઊભો રહ્યો. એ છોકરાઓએ ઘણી વાર એને શમ્પાની સાથે જોયો હતો. મજાકો કરી હતી. કોઈ ઓળખતા નહોતા, પણ દીઠે જાણતા હતા. સરલને હતું કે પોતાને ફોન કરવા આવેલો જોઈ છોકરાઓ મશ્કરીએ ચડશે, પણ કોને ખબર કેમ, એની તરફ ધ્યાન જતાં, છોકરાઓ મજાક છોડી બિલકુલ શાલીનતાથી દૂર ખસી ગયા, અને સરલે ફોન જોડ્યો. સામેથી અવાજ આવ્યો : "હલો..." સરલે પૂછ્યું : "શમ્પા ત્યાં છે?"

સરલને સમજાયું નહીં કે એને ફોન ઉપર કાંઈ સંભળાતું કેમ નથી. એણે ફોનને ઊંધો કરી, સિક્કા નાખવાના ડબ્બાને થપથપાવી, ધબ્બા મારીને સાંભળવાનો પ્રયત્ન કર્યો. પણ કંઈ સંભળાયું તે ન જ સંભળાયું. હોટેલનો મૅનેજર એનો પરિચિત હતો. એણે અને છોકરાઓએ પ્રયત્ન કર્યો, ફોન બરાબર હતો. સરલે ફરી પ્રયત્ન કર્યો, સામેથી અવાજ આવતો હતો, "હલો". સરલ પૂછતો હતો "શમ્પા ત્યાં છે?" સામેથી સંભળાતું હતું, "શમ્પા?"... અને બસ પછી સૂનકાર... સરલે ફોન મૂકી દીધો. એ ખૂબ વિચારમાં ને વિચારમાં, ખૂબ જ અજાયબ બનીને, અને ખૂબ જ નિષ્ફળતાથી નરમ નરમ રીતે દાંત પીસીપીસીને બહાર નીકળ્યો; હોટલની બહાર પાનની દુકાન હતી. એણે ત્યાં ઊભા રહીને કોઈ બે જણાંને રિક્ષામાં બેસીને ક્યાંક જતાં જોયાં. એને યાદ આવ્યું. શમ્પાને ઘેર રિક્ષામાં જઈ શકાય છે. સરલ શમ્પાને ઘેર રિક્ષામાં ગયો. બહાર રિક્ષા ઊભી રાખી, કદાચ શમ્પા ઘરમાં હોય તો સાથે લઈ જઈ શકાય. સરલે ખિસ્સામાં જોયું તો પૈસા પૂરતા નહોતા. સરલે રિક્ષા છોડી દીધી. ઘરમાં ગયો.

"શમ્પા?"

શમ્પાના ઘરમાં કંઈ અજાયબી ફેલાઈ ગઈ.

"શમ્પા કોણ?"

અરે, સરલને થયું કે આ શું? શમ્પાના ઘરમાં કોઈ શમ્પાને ઓળખતું નથી? પછી એને યાદ આવ્યું. શમ્પાના ઘરમાં શમ્પાને 'બેબી' કહેતા હતા; એ કહેવા જતો હતો, "બેબી ક્યાં છે?" ત્યાં ઘરમાંથી એક મોટી ઉંમરનાં મહિલા સાંધેલા છાયલમાં લોટવાળા હાથ લૂછતાં લૂછતાં બહાર આવ્યાં, શમ્પાનાં ફોઈ હતાં, એમનું નામ ચંપાબહેન હતું. સરલે ગભરાઈને કહ્યું, "ના, ના, શમ્પા, શમ્પા, તમારી ભત્રીજી... બેબી... બેબી!" બધાં એને જોઈ રહ્યાં, જાણે એણે કંઈ અશોભનીય વાત કરી હોય. સરલને થયું કે એણે શમ્પા નહોતું કહ્યું, ચંપાબહેન અથવા ચંપાફોઈ કહ્યું હોત, જો એને ચંપાબહેનનું કામ હોત તો. એને શમ્પાનું કામ હતું. એણે શમ્પા કહ્યું હતું. "બેબી, બેબી!" અંદરના ઓરડામાંથી હાથમાં ઈન્દ્રજાળ કૉમિક્સ લઈને શમ્પાની નાની બહેન બહાર આવી. શિયાળામાં એના જાંબુડી રંગના ગાલ ફાટતા હતા. એણે ચશ્માં પહેર્યાં હતાં, એની ઉંમરના પ્રમાણમાં શમ્પાની નાની બહેન બહુ કઠોર લાગતી હતી. એણે અવિશ્વાસથી સરલની સામે જોયું, "શું કામ છે?"

"ના, ના, મારે શમ્પાનું કામ છે, આની મોટીબહેનનું." સરલે હતાશાથી કહ્યું. ઘાઘરી-ચોળી પહેરીને 'મોટીબહેન' બહાર આવી. એના મોં ઉપર ખીલ હતા. એણે વાળની એક લટ ચંદ્રમાની જેમ કપાળ પર ગોઠવી હતી. એ શમ્પા નહોતી. સરલે લગભગ ગૂંગળાઈને કહ્યું, "આ નહીં, આ નહીં." એણે આ છોકરીને જોઈ જ નહોતી. શમ્પાની ઉંમરની હતી, શમ્પાના ઘરમાં હતી, પણ શમ્પા ન હતી. એણે શમ્પાના બાપુજીને વાત કરી, "શમ્પા, તમારી વચલી દીકરી..." પણ વાત આગળ જ ન ચાલી. કોને ખબર કેમ, શમ્પાના ઘરમાં શમ્પા હતી જ નહીં, એટલે કે ખોટા ઘરમાં આવ્યો હોય એટલી હદે બધાં અજાયબી પામતાં હતાં.

સરલે કહ્યું, "જુઓ–" અને એને સહર્ષ યાદ આવ્યું. એની પાસે શમ્પાનો એક ફોટો છે. એણે કહ્યું, "જુઓ હું ફોટો બતાવું." એણે પાકીટ કાઢી ફોટો કાઢી બતાવતાં કહ્યું, "આ છોકરી." બાપુજી હસી પડ્યા. ફોટો સરલનો પોતાનો હતો. સરલે ફોટો જોયો, અને લગભગ રડવા સુધી પહોંચી ગયો. એણે બધાં ખિસ્સાં તપાસ્યાં, શમ્પાનો ફોટો હતો જ નહીં.

સરલ ત્યાંથી ઊભો થઈ ગયો. શમ્પાની એક બહેનપણી થોડેક દૂર રહેતી હતી. એ ચાલતો ત્યાં ગયો.

"આવોને સરલભાઈ." બહેનપણીએ આવકાર્યો. "મા, સરલભાઈ આવ્યા છે." મા બહાર આવ્યાં. "કેમ સરલ, તબિયત તો સારી છે ને?"

"શમ્પા છે?"

"શમ્પા! એટલે?"

"શમ્પા, શમ્પા તારી બહેનપણી અહીંયાં છે? વિજયભાઈની દીકરી...?" સરલે અકળાઈને હાથ જોડી દીધા. બહેનપણીએ પણ તરત નમસ્તે કર્યું. શમ્પાની બહેનપણી શમ્પા નામની કોઈ છોકરીને ઓળખતી ન હતી. ("શમ્પા? છોકરીનું નામ છે?") સરલને સમજાયું નહીં કે હવે શું કરવું જોઈએ. એણે નક્કી કર્યું, શમ્પા કાલે કૉલેજમાં આવશે, અને મળી શકાશે. બહેનપણી નમસ્તેમાં જ ઊભી હતી.

પહેલો પિરિયડ આખો સરલે શમ્પાની રાહ જોવામાં વિતાવી દીધો. પછી બહાર ઊભાં ઊભાં થાકી ગયો. બીજા પિરિયડમાં ક્લાસમાં જઈને બેઠો. "રોલ એકસો બે!" "પ્રેઝન સર...!" અને એકસો વીસ શમ્પાનો હતો... "રોલ એકસો વીસ!" પ્રોફેસરે બૂમ પાડી. કોઈ જવાબ નહીં. "રોલ એકસો વીસ!" ફરી શાંતિ. સરલને થયું પ્રૉક્સી પુરાવવા, પણ છોકરીના નામની સામે છોકરાનો અવાજ પ્રૉક્સી આપે તો પકડાઈ જાય. ત્યાં અવાજ આવ્યો, "પ્રેઝન સર!" કોઈ છોકરાનો અવાજ. સરલે એકદમ ઊંચા થઈ જોયું, કોઈ જાડો છોકરો હાજરી પુરાવતો હતો. પ્રોફેસરે ધ્યાન આપ્યું નહીં, "રોલ એકસો એકવીસ..."

પિરિયડ પછી સરલ એ જાડા છોકરા પાસે ગયો. કંઈ પૂછવા જાય ત્યાં એની નોટબુક ઉપર જોયું. લખ્યું હતું, કોઠારી કે. ટી., રોલ નંબર 120. સરલે પ્રોફેસરને પૂછ્યું, "સર, રોલ નંબર એકસો વીસ કોણ છે?" પ્રોફેસરે રુક્ષતાથી ઑફિસમાં તપાસ કરવાનું કહ્યું. ઑફિસવાળાએ કહ્યું : "120 છે કોઠારી કે. ટી. અને શમ્પા શુક્લનો...?" ઑફિસે પંદર મિનિટ સુધી તપાસ કરીને કહ્યું, શમ્પા શુક્લ કોઈ છે નહીં રોલ ઉપર. "શમ્પા વિજયરાય શુક્લ..." સરલે આગ્રહપૂર્વક ફરી તપાસ કરવા જણાવ્યું. રોલ તપાસવાનો ચાર્જ ચાર આના હતો. ઑફિસે સરલને જોઈને એક જ વારના પૈસા લીધા. કહ્યું. "તબિયત તો બરાબર છે ને?"

સરલે કૉલેજમાં લગભગ બધાંને પૂછ્યું. પણ શમ્પા ક્યાં છે એ તો દૂર, શમ્પાને કોઈ ઓળખતું જ નહોતું.

★

સરલ પોતાના એક દોસ્તને શમ્પા વિશે વાતો કરતો. મિત્રને વાત કરી તો એ અજાયબીથી જોઈ રહ્યો. "શમ્પા?" મિત્રે કહ્યું કે એનું નામ પહેલી વાર સાંભળે છે. સરલે કહ્યું : "રોજ તો વાતો કરું છું!" મિત્રે કહ્યું. "કોને ખબર મને યાદ આવતું નથી." સરલે હૉસ્ટેલ જઈને શમ્પાના પત્રો વાંચવાનો વિચાર કર્યો. પત્રો બૅગમાં હતા જ નહીં. શમ્પાએ એને એક ફાઉન્ટનપેન ભેટ આપી હતી એની ઉપર કોતરેલું હતું, સરલ અને શમ્પાનું નામ... સરલે જોયું

: કંઈ જ કોતરેલું નથી, પેન બનાવનાર કંપનીનું નામ જ છે.

સરલે સાંજે બગીચામાં જવાનો વિચાર કર્યો. બગીચામાં જતાં પહેલાં એણે હોટેલમાં જવાનો વિચાર કર્યો. હોટેલમાં જઈ એણે પરિચિત જેવા મૅનેજરને "મારી સાથે જે છોકરી આવે છે" એ વિશે વાત કરી. મૅનેજરે ભદ્રતાથી કહ્યું, "છોકરી? તમે તો એકલા જ આવો છો!" વેઇટરે પણ એ જ કહ્યું. સરલે કહ્યું, "કેમ, અહીંથી ઘણી વાર એ છોકરી ફોન કરતી કે મોડું થયું છે, જમીને આવશે... કેમ હજી પરમ દિવસે તો ફોન કર્યો હતો. ગઈ કાલે જ મેં એને ઘેર ફોન કર્યો હતો!"

મૅનેજરે કહ્યું, "પણ અહીંયાં ફોન જ ક્યાં છે! આપકો કોઈ ધોખા હુઆ હૈ..." ભ્રમ? સરલે મનોમન કહ્યું, મને ભ્રમ થયો છે? એણે ઊઠીને ટેલિફોનની જગ્યાએ જોયું, ત્યાં કંઈ ન હતું. ફોન જ ન હતો.

સરલ ચાલતો ચાલતો બગીચામાં આવ્યો. ગઈ કાલે બેઠાં હતાં એ બાંકડા પાસે આવ્યો, બેઠો. અને અજાયબી વચ્ચે જોયું, બાંકડો એક છેડેથી અદૃશ્ય થતો જાય છે. પળવારમાં બાંકડો અલોપ થઈ ગયો, અને સરલે જોયું તો પોતે મેંદીની વાડ પાસે ઊભો છે.

બ્લૅકબોર્ડ ઉપર ભૂંસાતા જતા લખાણની જેમ રીતસર બગીચો ભૂંસાતો જતો હતો. બગીચો જોતજોતામાં ક્યાંક ખોવાઈ ગયો. સરલ દોડતો દોડતો દરવાજાની બહાર નીકળ્યો, અને પાછળ વળી જોયું. દરવાજો અદૃશ્ય થઈ ગયો હતો. જ્યાં બગીચો હતો ત્યાં ડામરનો રોડ બની ગયો હતો... હોટેલ હતી ત્યાં આધુનિક શૈલીનું મકાન બની ગયું હતું. સરલે ગભરાટથી રિક્ષા પકડી, શમ્પાને ઘેર પહોંચ્યો. શમ્પાને ઘેર આજે માત્ર એના બાપુજી હતા. વિજયરાયે એને પૂછ્યું : "આવો, ક્યાંથી આવો છો?" સરલે વિસ્મયથી ઓળખાણ આપી, "હું ગઈ કાલે તો આવ્યો હતો" એમ કહ્યું. વિજયરાયે કહ્યું, "આપને કંઈ સમજફેર થાય છે. કાલે તો ઘર બંધ હતું. આખું ઘર મુંબઈ છે. હું પણ આજે જ આવ્યો." વિજયરાયે કહ્યું, એમણે સરલને પહેલાં ક્યારેય જોયો ન હતો. સરલ દોડતો શમ્પાની બહેનપણીને ત્યાં ગયો. ત્યાં સરલને કોઈ ઓળખતું ન હતું. ત્યાં બે-ચાર જણા ભેગા થઈ ગયા હતા, "તમે પોળ ભૂલ્યા હશો, ભાઈ" કહી રસ્તો બતાવવા લાગ્યા હતા. બહેનપણીએ કહ્યું, "પખાલીની પોળમાં મારી માસીની દીકરી રહે છે. એ મારા જેવી જ લાગે છે. તમે... કદાચ કાંઈ સરતચૂક થઈ છે."

★

સરલે બીજે દિવસે કૉલેજમાં પગ મૂક્યો ત્યારે રોલ નંબર એકસો બેના જવાબમાં એક શીખ છોકરો હાજરી પુરાવતો હતો. ઑફિસમાં ચાર આના આપી

તપાસ કરાવી તો જણાયું, રોલ એકસો બે છે ગ્રેવાલ જે. સી. અને પટેલ સરલ પી. નામનો કોઈ છોકરો કૉલેજમાં નથી. સરલે પોતાની ચોપડીઓ, નોટબુકો બતાવી. એ બધી કોને ખબર કેવી રીતે ગ્રેવાલ જે. સી.ના નામની હતી, અને આપી દેવી પડી હતી. સરલે હૉસ્ટેલે જઈને તપાસ કરી. એના રૂમમાં કોઈ પરદેશી રહેતો હતો. એણે ખૂબ જ સારી રીતે સરલને આવકારી સમજાવ્યું કે સરલ માને છે કે સરલ અહીં રાતે સૂતો છે, અને બે વર્ષથી સૂતો આવ્યો છે, એ એની કાંઈ ગેરસમજણ છે. પરદેશીનું નામ હતું બ્રાઉન ટી.... "ટી ફોર ટેડ, એટલે થીઓડોર..." પરદેશીએ સમજાવ્યું સરલે વળગણી ઉપર સુકાતાં પોતાનાં કપડાં બતાવ્યાં. સરખાવતાં જણાયું, એકે એના માપનું ન હતું. એના કબાટમાં ચોપડીઓ હતી, પણ એની ઉપર થીઓડોર બ્રાઉન હતું. હૉસ્ટેલના રજિસ્ટરમાં સરલનું નામ ન હતું. સરલે યુનિવર્સિટીમાં પોતાના નામ વિશે તપાસ કરાવી, એમાં છેલ્લાં પાંચ વર્ષના રેકર્ડમાં એનું નામ નહોતું. મ્યુનિસિપલ મતદારોની યાદીમાં એ નહોતો. પોતે એક-બે સામયિકો મગાવતો એની ગ્રાહકોની યાદીમાં એ નહોતો. બત્તી વિના સાઇકલ ચલાવવાના ગુનાસર એક વાર એ પકડાયો હતો, પેટીકેસ કોર્ટમાં એનું નામ કે એનો ગુનો દર્જ કરેલાં નહોતાં. ક્રિકેટની રમતમાં એને માથે સખત વાગ્યું હતું, ત્યારે હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યો હતો, ત્યાંના ચોપડામાં એ નહોતો. હૉસ્ટેલ મેસમાં એની કોઈ કુપનબુક નહોતી. મ્યુનિસિપલ બાથમાં સભ્યક્રમાંક 42221 કોઈ ધોળા વાળવાળા વેપારીના નામે હતો. કૉલેજના આઈડેન્ટિટી કાર્ડમાં એનો ફોટો નહોતો, નામ નહોતું. લાઈબ્રેરીમાં એણે સહી કરેલા ચોપડાઓમાંથી એની સેંકડો સહીઓ અદૃશ્ય થઈ ગઈ હતી. પોસ્ટઑફિસમાં દર મહિને આવતા મનીઑર્ડરોની રસીદો બધી તપાસડાવતાં સરલનું નામ જડ્યું નહોતું. સરલે ઘરે તાર કર્યો, પણ એના ગામના નામનું કોઈ ગામ નહોતું. એણે ટ્રેનની ટિકિટ લેવા પૈસા લંબાવ્યા, પણ એનો જવાબ નહીં આવે એવું સર્ટિફિકેટ ઑફ પોસ્ટિંગની છાપ મારવાવાળા ક્લાર્કે કહ્યું હતું; કારણ કે એ જિલ્લામાં એ નામની કોઈ પોસ્ટઑફિસ નહોતી.

સરલે પોતાની ઘડિયાળ અને ફાઉન્ટનપેન વેચવાનો વિચાર કર્યો. એણે જઈને પોતાના એક દોસ્તને બંને બતાવવાનું નક્કી કર્યું. જોકે દોસ્ત એને ઓળખશે નહીં એની એને ખાતરી થઈ ગઈ હતી. બંને વસ્તુ બતાવી કાંઈ કહેવા જાય ત્યાં જ દોસ્તે ખૂબ જ કૃતજ્ઞતાથી કહ્યું, "ઓહ થેંક્યુ, ક્યાંથી જડી?" સરલ કાંઈ બોલે એ પહેલાં દોસ્તે એની પત્નીને બોલાવી કહ્યું, "જોયું? મેં કહ્યું હતું ને કે આપણે ટ્રેનમાં જ ભૂલી ગયાં છીએ! આ ભાઈ બિચારા લઈ આવ્યા. ભાઈ, તમને કેમ ખબર પડી કે આ મારી જ ઘડિયાળ છે?"

"કેમ, તમારું નામ છે ને ઉપર!" પત્નીએ પેન અને ઘડિયાળ દોસ્તના હાથમાંથી આંચકી લેતાં કહ્યું, જાણે ફરી ખોવાઈ જશે. દોસ્તની પત્નીએ બંનેને વંચાવ્યું, 'અશોક ત્રિવેદી' નામ કોતરેલું હતું બંને ચીજો ઉપર. અશોક ત્રિવેદીએ સરલને આભારપૂર્વક શરબત પિવડાવ્યું અને મજાક કરી, "શિયાળામાં શરબત, પણ માફ કરજો હોં, જરા દૂધ નથી ઘરમાં... મારી પત્ની બહુ ગરમ મિજાજની છે ને, હે....હે... એટલે શરબત વધુ સારું; હે, હે."

★

ચાલતાં ચાલતાં સરલને ખ્યાલ આવ્યો એના જોડા બહુ ટાઈટ થઈ ગયા છે. એણે ઉતારીને તપાસ્યા, અને જોયું તો દસ વર્ષના છોકરાના હોય એવડા જોડા હાથમાં પકડીને બેઠો છે. સરલે જોડા ત્યાં જ મૂકી ઉઘાડા પગે ચાલવાનું શરૂ કર્યું. ચાલતાં ચાલતાં માથે હાથ ફેરવ્યો અને જોયું તો માથે ટાલ હતી. એક પણ વાળ ન હતો. ખમીસમાં હાથ નાખવા ગયો ને જોયું તો માત્ર જાંઘિયાભેર રસ્તે ચાલે છે. અને કોને ખબર કેમ, કોઈને કુતૂહલ થતું નથી. સરલ દોડવા લાગ્યો. દોડતાં દોડતાં એના શરીરનાં રૂંવાડાં હવામાં ઝડપાઈને ઊડવા લાગ્યાં, અને શરીર ઉપરથી અદશ્ય થઈ ગયાં... નિર્વસ્ત્ર દશામાં દોડતો દોડતો એ એક ઝરણા પાસે આવ્યો. પાણીમાં પગ બોળી બહાર કાઢ્યા, પગ બહાર જ ન આવ્યા. સાથળ પછી એના પગ અદશ્ય થઈ ગયા હતા. સરલે રેતી ઉપર પોતાનું નામ લખવાનો પ્રયત્ન કર્યો, એ નામ ભૂલી ગયો હતો, ભાષા ભૂલી ગયો હતો, લખાયું તે માત્ર આડાઅવળા લીટા હતા. એણે ઝરણાના સ્વચ્છ પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોવા માથું નમાવ્યું. કંઈ દેખાતું નહોતું. ઝરણું વહેતું હતું, અને એના તળિયા નીચેની રેતી, પથ્થરો સાફ દેખાતા હતા. સરલનું પ્રતિબિંબ સાફ દેખાતું નહોતું. બંને હાથ એકબીજામાં ભરાવવા ગયો અને માત્ર હવામાં બાચકા ભરવા લાગ્યો. એને હજી હમણાં સુધી સંભળાતો ઝરણાનો, કોયલનો અવાજ અટકી ગયો હતો. એને કંઈ સંભળાતું નહોતું, દેખાતું નહોતું, અડકાતું નહોતું. સરલ સાંગોપાંગ અલોપ થઈ ગયો હતો.

સરલનું નામોનિશાન પૃથ્વી પરથી એટલી સિફતથી અદશ્ય થઈ ગયું હતું કે જાણે સરલ પોતે એક ભ્રમ હોય. "આપકો કોઈ ધોખા હુઆ હૈ." "કંઈ સમજફેર થઈ હશે." "સરતચૂક થઈ ગઈ લાગે છે." પણ સરલ જાણતો હતો, જ્યાં સુધી પોતે છે એવું આત્મવિશ્વાસપૂર્વક કહી શકે છે ત્યાં સુધી પોતે છે. અને સરલે ત્યાં જ પોતાની હસ્તી સ્થગિત કરી દીધી, કારણ કે એના સંબંધોની જેમ, એનો આત્મવિશ્વાસ પણ કદાચ વિસ્મયપૂર્વક પૂછશે :

"તમને? તમને ક્યાંય જોયા હોય એવું તો યાદ આવતું નથી."

# 19

# સળિયા

- રાધેશ્યામ શર્મા

ચારે કોર લાંબા છાયાવાળા ઘટાદાર વડ અને લીલા દેખાવના પરિશ્રમમાં જ સૂકાખખ બની બેઠેલા વખડાઓ વચ્ચેનું ગામ.

એક મહોલ્લો ધુળાળો હોવા છતાં ધૂળ ખાસ ઊડતી નથી, સિવાય કે સપાટો ઘસડતી વૃદ્ધાઓ લગનગાળામાં વરઘોડા જોવા નાકે તાપમાં રઘવાઈ રઘવાઈ દોડતી પસાર થાય. શેમમાં જતાં કે વળતાં સપાટો આની આ જ પણ ધૂળ કોણ જાણે નથી ઊડતી, પવન પણ નથી ઉડાડતો. આજુબાજુનાં સુસ્ત ઘરોની ચોકડીના ખાળો નીતરે, ઝમે કે ચૂએ એટલે પણ ધૂળની પાંખો ભીંજાયેલી રહેતી હોય. આખી આ શેરીમાં છોકરાં - તોફાની છોકરાં જ નહીં હોય? છે ને, છે જ તો, જે ઘરમાં આપણે પગ મૂકવો છે એ ઘરમાં તો ત્રણ છોકરાં છે. એક દસેક વર્ષનો ટૂંકા પણ વાંકડિયા વાળવાળો પાંચમી ચોપડીમાં ભણતો છોકરો, એની બે બહેનો. એક ઘાઘરી-પોલકામાં જોવા મળતી ને એક્સરસાઇઝ બુકમાં દૂધનો હિસાબ માને લખી આપતી તેર વર્ષની અને બીજી ફરાકચડ્ડીમાં રહેતી સતત નાક છીંકતી, વાળુ પહેલાં ઘોંટી જતી અને ઊંઘમાં ઝબકી જતી સાતેક વર્ષની.

આ છોકરાં ફળિયામાં ખાસ નથી જોવા મળતાં. એમની માનો સળિયા પર સુકાવા લટકાવેલો સાલ્લો, ચણિયો અને છોકરાંનાં વસ્ત્રો એમના કરતાં તો વધારે બહારની હવા લેતાં હશે! હવા? અહીંની હવાને ઠંડી લહેર કહી શકાય. પણ શ્વાસમાં ખેંચતાં ધીરે ધીરે દેહમાં સીસા જેટલી વજનદાર થઈ જતી હોવાની વાતો છોકરાંની મા પડોશણને ઘણી વાર દીવાની દિવેટો વણતાં સંધ્યાકાળના પારદર્શી અંધકારમાં ઓટલે ઊભી ઊભી કરે છે. આ વાત થાય છે એ ઘરમાં કોઈ માતાજીની પીઠ છે, બાપદાદાના વારાની કોઈ દૈવી શક્તિ નો કે' છે કે હાથો છે ગોખમાં. ઘરનો માલિક જે ભાડવાત સાંજરે દીવો કરે, નવરાતમાં અપવાસ

નહીં તો નિવેદ ધરે એને જ મકાન ભાડે આપતો. ઘરમાં પહેલાં એક દાક્તર, પછી એક રસોયો અને હવે કુટુંબનિયોજન ખાતા તરફથી આ બાઈ એનાં ત્રણ છોકરાં સાથે નોકરીએ ત્રણેક માસથી આ ગામમાં આવી હતી.

મકાન નીચા ઘાટનું નળિયાંવાળું હતું. ઉપર એક માળ હતો, પણ એ માળ કરતાં કાતરિયું વધુ કહેવાય. નળિયાં પરથી ચોમાસામાં સંચવાવાળો ધારે તો નીચેથી પસાર થતી પનિહારીઓના માથા ઉપરનું ત્રીજું બેડું અચૂક ઉપાડી લઈ શકે. પણ આવો તુક્કો કોઈને સૂઝે એવું છેલ્લાં કેટલાંય વર્ષથી કદાચ નહીં બન્યું હોય. કોઈને સંચવા પણ નળિયે ચડાવ્યો હોય તો આવું બને ને. પણ અચંબો તો જુઓ કે નળિયાં, થોડાં વાંદરાંએ કૂદાકૂદ કરી આમતેમ જેર કર્યો હોય એટલાં જ, બાકી નળિયાં આમ સલામત હતાં. ઘરધણી અને ડોસીઓ કહેતાં : ''જુગદંબાનો પ્રતાપ બાપ'' અને છીંકણીનો ઊંડો સડાકો.

નળિયાં પર કાંટાઓનાં ઝાંખરાં ઢાળેલાં રહેતાં અને ઠંડી લહેર આવતાં કોક સપનામાં એ મૂક થઈ જતાં! કેટલીક વાર ગોળ ચકરાવા લેતી સમડીઓ, ખાસ તો આ ઘરની પ્રદક્ષિણા ફરતી. આવું દૃશ્ય છોકરાં મહોલ્લામાં હોય ત્યારે જોતાં.

આજે પણ વાંકડિયા વાળવાળા છોકરાએ એ મુજબ ચકરાવા લેતી સમડીઓ જોઈ. સમડીઓ જાણે એકબીજીની સાથે લડતી હતી. પણ બધી ધીરે ધીરે વેરાઈ જવા લાગી. છોકરાએ આંખ તાણી તાણીને જોયા કર્યું અને કેવળ બે સમડીઓ સિવાયની બીજી સૌ, વિમાનની જેમ અલોપ થઈ ગઈ. બે રહી હતી અને ગંમત કરતી હતી. ગેલમાં આવી છોકરાએ બે બહેનોને ''નીના... વાસલી'' બૂમથી બોલાવી. એક સમડીની ચાંચમાં કશુંક હતું. એને મેળવવા બીજી સમડી ચક્કર લગાવી પાછી તરાપ મારતી હતી, પણ પેલી છોડતી નહોતી. એક વાર તો એ નવીસવી આવેલી વીજળીના વાયર વચ્ચે ભરાઈયે પડત. પણ બચી ગઈ. બીજીનું જોર વધુ હતું. પહેલીએ ચાંચમાંની વસ્તુ પોતાના નળિયા પર નાખી દીધી અને ભૂરા આકાશમાં કૂંડાળાં કરવા લાગી. છોકરાનું કુતૂહલ વધ્યું. એક ઘરના પાઇપ પર જરા ચડી પોતાના નળિયા પર પડેલી પેલી વસ્તુ જોયા સિવાય એ ના રહી શક્યો. એ તો એક ચૂંથાયેલો ઉંદર હતો. એવામાં તો બીજી સમડી ઉંદરને ઉપાડી ચડપ ઊડી ગઈ. પહેલી ફરતી જ રહી અને છોકરો માની બૂમ છૂટતાં ઘરમાં ગયો. જતાં જાળી ઉઘાડતાં એનો હાથ સળિયામાં અજાણપણે પાછો ભરાઈ ગયો. એણે બહુ ખેંચ્યો, પણ હાથ નીકળે જ નહીં. ''બહેન'' કહીને એ કરાંજ્યો, ''પાછો મારો હાથ સળિયામાં ભરાઈ ગયો.'' જરાય ગભરાયા વગર બીજી રૂમમાંથી આવેલી છોકરાંની માએ એના કાંડા અને કોણીને એવી યુક્તિથી સળિયામાં ગોઠવી હાથ સેરવી લીધો કે છોકરો અને પાછળ બાવરી શી ઊભેલી

એની બે બહેનો તાકી જ રહી.

ફળિયામાંથી એકદમ ધીમી ગતિએ એક ઊંટ પસાર થયું. ઊંટના ઢેકે કાઠડો તો હોય, પણ જાનની વહેલમાં હોય છે એવો નાનો ખાટલો અને એની પાછળ એક ઘોડિયું હાલતું-ડોલતું લટકાવેલું હતું. ઘોડિયાના ખોયાનું કપડું પોમચાના લાલ રંગનું હતું, જેના પર સફેદ રંગમાં અશ્વો અને ધજાવાળો ભાલો લઈ બેઠેલો સવાર ચીતરાયેલા હતા.

મા બોલી, ''ચાલો, જમવા હવે.''

અને પોતાને પૂછતી હોય એમ ''ટપાલી આવ્યો?'' બબડી. પણ જવાબ આપવા ત્યાં કોઈ નહોતું. અંદરના ઓરડામાંથી થાળી પછડાવાના, વાડકી ખખડવાના અવાજ આવતા હતા. એકલી પડી ગઈ એવી લાગણીમાંથી છૂટવા, કાયમ કરતી એમ ઓરડાની વસ્તુઓ બરાબર છે કે નહીં, કશું અસ્તવ્યસ્ત તો નથી ને, એની તપાસ એક નજરે કરી લીધી. બંધ થાય એવી રીતે જાળીનાં બે બારણાંના છેડા પરસ્પરમાં ગોઠવી ખેંચ્યા. ઘચ્ચ કરતીકને જાળી ફિટોફિટ વખાઈ ગઈ. ખુરરર કરતીકને એક ચકલી ઊડીને કોઈ પ્રૌઢ દેખાતા પુરુષના ફોટા પાછળ પેસી ગઈ. હવે જાળીનો હડો વાખવાનું કામ હતું. એ ના વાખે તો વાયરો આવીને જાળી ઘણી વાર ધક્કેલી ઉઘાડી દેતો જે તો આ સ્ત્રીને કદી ગમતું જ નહોતું. શીકામાં ગરમું ઉઘાડું રહી જાય અને ઉંદરબિલાડાં તાજા રાંધેલા ખોરાકને ગમે તેમ અભડાવી જાય એ જેમ એને ગફલતથી પણ નહોતું પાલવતું એવું જ આ જાળીબારણાં ભિડાવવાની બાબતનું હતું. નથી ને ઉંદરબિલાડું, ને એની પાછળ કૂતરું બધાં ભેગું પેસી જાય.

હાથમાં હડો પકડી એને પાસેના નાકામાં પ્રવેશી જાય એ ઢબે જોરથી ધકેલવા લાગી. હડો એક બગડેલા હીંચકામાંથી - ઊંજ્યા વગરના હીંચકાના કડામાંથી - જેવો કિચૂડાટ નીકળે એવો અવાજ કરતો કરતો જંપી ગયો. તંગ થયેલા સળિયાવાળી જાળીના મજાગરાએ જરી શ્વાસ હેઠો મૂક્યો.

હીંચકો તો આ પહેલા ખંડમાંય હતો. મકાનમાલિકની દયાની સ્મૃતિરૂપ આ હીંચકો પ્રત્યેક ભાડવાતને મળતો. આ ઘર માટે ભારે વહેમી માનસ રાખતી મકાનમાલિકની નવી વહુને આ હીંચકો સદેલો નહોતો. હીંચકો થોડોક હલાવતાં જ એને ચક્કર આવતાં ને એના પર સૂઈ રહ્યા પછી વળાંટા લેતા અજગરોનાં જ સ્વપ્નો દેખાતાં.

બંધ જાળીના સળિયાની છાયા પ્રકાશ ફેંકતાં સૂર્યકિરણોના હિસાબે ફાટો પડેલા હીંચકાના પાટિયા પર પડતાં એ બીધી. હીંચકો એક તોતિંગ માંચડા જેવો કેમ એને લાગ્યો એ એની સમજમાં ઊતર્યું નહીં. બીજા ઓરડામાં જ્યાં તેર વર્ષની

નીના, વાસલી અને સુરેશને ખાવાનું કાઢી આપતી હતી ત્યાં એ તુરત ગઈ. આ ઓરડો ટાઢો હેમ હતો.

"ઊઠ નીના, હું ખાવા આપું છું" કહી પાટલે બેસી એ પીરસવા લાગી. પીરસતાં એને ખ્યાલ આવ્યો કે પોતાનાં વસ્રો ઢીંચણથી અધ્ધર ચડી ગયાં છે અને પગની આછી રુવાંટી સાથળના દબાવથી જાણે બહાર ધસી આવી હોય એમ દેખાવા લાગતાં એણે સંકોચના માર્યા સાલ્લાની કોર છેક નીચે તાણી લીધી. દરમિયાન નીનાનું ને પોતાનું ભાણું પણ થાળીમાં કાઢવા લાગતાં મનમાં એ બોલી, "આ રીતે મારા પગ દેખાઈ જાય એ એમને નહોતું ગમતું."

અને કોઈએ રંગીન સ્લાઇડ મૂકી હોય એમ ચિત્તમાં એક લાંબાં બૂટિયાં ઝુલાવતી સ્રીનો ચહેરો ઝબકી ગયો. સ્રીની આજુબાજુ છાપેલા અક્ષરોની આગગાડીઓ જ છુકછુક પડઘાવતી સામસામી દિશામાં દોડવા લાગી - ગડગડ્યે જતાં પૈડાંની વચમાંના અવકાશમાંથી ડોકાઈ જતાં તળાવ ને નાળાં જેવી સ્થિર વૃત્તિવાળી એ બની ગઈ ક્ષણાર્ધ.

"બા, શાક" છોકરો ધીમેથી બોલ્યો. બાએ સાંભળ્યું નહીં, એટલે એણે ઊંચે જોયું. બા ક્યાં જોતી હતી? ફરી "શાક"... યંત્રવત્ હાથ ઊંચો થયો અને કઢાઈમાંના જૂજ શાકને ઉપરતળે કરી લઈ આવ્યો. શાકના થાળીમાં પડવાના થપ્પ અવાજ સાથે સુરેશે જોયું તો બિયાં બહાર નીકળી પડેલું રીંગણનું શાક અને પેલો મરેલો ઉંદર એક થઈ ગયાં. એ ખાસ ખાઈ ન શક્યો...

વાસલી કોળિયા સાથે રમતરોળિયાં કરતી હતી તે માએ "સામું જોઈ ખાઈ લે" કહી ટપારી. નીના લેસન પૂરું કર્યાના અને રાંધવામાં માને મદદમાં આવ્યાના સંતોષ સાથે જમતી રહી ને એને ભાન પણ ના રહ્યું કે માએ ખાધું ખરું પણ નામોચું કર્યા જેટલું જ. ઝટપટ હાથ ધોઈ સાલ્લાથી લૂછતી એ ને નીના એઠવાડનાં વાસણ એકઠાં કરવા મંડ્યાં.

સુરેશ ને વાસલીએ દફતર ભરવા માંડ્યાં. વાસલીનું એના સફેદ દફતર ઉપર વાદળી દોરાથી ટાંકેલા મોર તરફ ધ્યાન ગયું. એને એ તો સમજાણું નહીં કે આ મોર છે છતાં મોર જેવો કેમ નથી? મોરનાં પીંછાં જ જાણે નહોતાં! એને જરા રૂંગી માનતો ચકોર સુરેશ કહે : "વાસલી, જલદી કર, નકર મોડું થશે ને માર્ક કપાઈ જશે."

ચોકડીમાં વાસણ ઊટકતી નીનાએ રખ્યા-વાસણના ઘર્ષણધ્વનિમાં માતાની આગળ પોતાનો પ્રસ્તાવ મૂકી દીધો, "બા મારે કંપાસ જોશે."

થોડી વાર વાસણ ઘસાતાં જ રહ્યાં. મા બોલી : "પહેલી પછી પગાર આવે એટલે લાઈશું."

"પણ બે'ન કહેતાં'તાં કે વર્ગ બહાર ઊભી રાખશે. તું ચિઠ્ઠી લખી દેને."

"લખી આપીશ. મારેય દવાખાને મોડું થઈ જશે. લે કર જલદી. બીજુંય કામ છે."

ત્રણેય છોકરાં નિશાળ જવા તૈયાર થતાં ગયાં તેમ તેમ જાળીમાંનો તડકો પેલા સળિયાની છાપને હીંચકા પર વધુ ને વધુ ઘૂંટવા લાગ્યો. સુરેશ બારણા પાછળનાં ચંપલ લેવા ગયો ત્યારે પેલા સળિયા એના ટેનિસની વાળેલી બાંય પર ઓકળાયા પણ ત્યાંથી નીકળીને પેન માગવા અંદરના ઓરડામાં ગયો ત્યારે પાછા હતા ત્યાંના ત્યાં હીંચકાને લટકાવતા સળિયા પણ આ જાળીના સળિયાના પરિવેશમાં એક થઈ ભળી ગયા.

હડો ખૂલી રહ્યો. છોકડાં જેવો કિચૂડ કિચૂડ અવાજ. હીંચકો સ્થિર છે. હડો, હીંચકો છે એની યાદ વારંવાર આપે છે પણ એનો પડઘો ક્યાંય પડતો વરતાતો નથી.

જાળી ઊઘડતાં સળિયા ગાયબ. સળિયાને સ્થાને બારણાંની ફ્રેમનું લંબચોરસ ચોકઠું, ચોકઠામાં ગાયના શુકન જોવા ઊભેલાં ત્રણ છોકરાંના પડછાયા. હીંચકા પર ત્રણે બાળકોનાં માથાંને ઊંચાંનીચાં શિખર માની એક તરફ ચડી બીજી તરફ ઊતરતો મંકોડો દડમજલ કરી રહ્યો...

"અલ્યાં, જાળી બંધ કરતાં જજો. મારે ઊઠવું પડશે." અંદરથી માનો અવાજ અને પાછી જાળી બંધ. સુરેશનો ઘાંટો...

"આ સૂર્યાએ જ એક વાર એના ભૈને રિક્ષામાં જતા રહેતા રોકી રાખ્યા'તા. એ વળગી ના પડ્યો હોત તો એ વખતે જ જતા રહ્યા હોત પણ તોય..."

પ્રસૂતિગૃહના દાક્તર સાહેબ કહે છે આમેય એમને જેલ તો થવાની જ. તમે ફરિયાદ ના કરો એટલે એ કાંઈ છૂટી નહીં શકે.

પણ આજ તો મારે વહેલા ભાગવાનું છે. નવું દરદી છે બહુ ગભરાટિયું અને ક્યાંક 'કેસ' બગડી જાય તો... આવા આ ચણિયાનું નાડું ક્યારનું બદલવું છે પણ ટાઇમ જ મળતો નથી... ટપાલેય ના આવી. પેલા ભૈ તો કે'તા'તા કે પેપરમાં છપાવીને તુરત મોકલીશ.

ત્યાં તો સળિયા બહારથી આગંતુકનો ખાખી અવાજ :

"બે'ન, તમારી ટપાલ."

ટપાલમાં એક દૈનિક પેપર હતું. ઝટઝટ રેપર તોડી પેપરનાં પાનાં ઉથલાવતાં જ્યાં સિનેમા-નાટકની જાહેરખબરો હોય છે એ છઠ્ઠા પાને આજુબાજુ કરકરી રૂલ મૂકેલી એક જાહેરખબર છપાઈ હતી. એમાં બે ચોટલામાંથી એકને ઉન્નત ઉરપ્રદેશ પર ઝૂલતો રાખી બેઠેલી એક નખરાળ જણાતી યુવતી અને બીજી તરફ ઊંચા ઓળેલા વાળવાળી અને આછી મૂછોવાળી એક ઠરેલ વ્યક્તિનો ફોટો હતો.

યુવતીના ફોટા નીચેનું લખાણ :

બાઈ ચંદ્રિકા, જે ચંદુલાલ પરમાનંદ દવેની ઓરત મુ. થલતેજા, ઉંમર વરસ 40, બાજુના ફોટાવાળા ઈસમ જે. આર. એમ. પી. દાક્તરને નસાડી ગઈ છે.

પુરુષના ફોટા નીચેની વિગત :

મધુકાન્ત ઉર્ફે માધવલાલ પ્રહ્લાદજી વ્યાસ, ઉંમર વરસ 40, મૂળ ગામ રૂપાપરના, મજકૂર ઓરત સાથે ત્રણ માસથી ભાગી ગયેલ છે.

પછીના ફકરામાં :

કોઈ નાના ગામમાં ડૉક્ટરનો ધંધો કરવા અને ધણીધણિયાણી તરીકે રહી જવા સંભવ છે. બાઈ ચંદ્રિકા પોતાના જજમાનવૃત્તિ કરતા ધણીના ઘરમાંથી પચીસેક તોલા દાગીના ને પોતાના નવેક વર્ષના વિનોદ નામે છોકરાનેય જોડે લેતી ગઈ છે. છોકરાના આગલા બે-ત્રણ દાંત પડી ગયા છે. અને કદી કદી મોંમાંથી જીભ બહાર રાખવાની એને ટેવ છે. બાઈના જમણા હાથે 'રામનામ સત્ય છે' એવું છૂંદણું ત્રોફેલું છે. જે કોઈ પત્તો આપશે એને યોગ્ય સિરપાવ આપીશું.

અને તા.ક.માં :

વ્યાસસાહેબ, તમારા વર્તનથી અમને કોઈ જાતનો બાધ નથી. પાછા આવશો તો કોઈ ઠપકો આપશે નહીં. બા-બાપુજી બીમાર છે. વાસલી કલ્પાંત કરે છે. – લિ. જશોદા માધવલાલ.

થોડીવાર પુરુષના ફોટા સામું જોઈ શ્વાસ ખાતી પેલા હીંચકે છપાયેલા તપેલા સળિયા પર બેસતાં બોલી, "તમે જનોઈથી, આવી આને ખાતર ગળે ફાંસો ખાવાનું લખો છો પાછા? એ એના ચોટલાથી ફાંસો કેમ નથી ખાતી?"

પણ પાછું એને સાંભરી આવ્યું કે પેલીએ કોઈ અજાણ્યા સ્ટેશનથી લખેલું કે દાક્તરે મને નહીં પણ હું દાક્તરને ભગાડી ગઈ છું, ત્યારે એ અન્યમનસ્ક થઈ ગઈ. પોતે તો પેપરમાંય છપાવી માર્યું અને પોતાની ફરિયાદ પણ દાખલ કરાવવા ઇચ્છતી હતી જ્યારે પેલીએ તો... હીંચકો હાલવા માંડ્યો. જાળીના સળિયા ઘડીમાં હીંચકાના પાટિયે તો ઘડીકમાં નીચે છો પર છપાવા માંડ્યા. એ જાળી બહાર સળિયા પર જોવા લાગી. પ્લાસ્ટર ઊખડી જતાં વિરૂપ બનેલી ઇમારતની - કાળની થપાટોથી ટોચાયેલી ઈંટો આજે જાણે કે એણે પહેલી જ વાર ધારી જોઈ. એની દૃષ્ટિમાંથી અત્યારે એક અવાજ ઊપસતો હતો - કિચૂડ કિચૂડ કિચૂડ...

જાળી આગળ કોઈ આવીને અચાનક ઊભું ને એની છાયામાં જાગે ત્યાં તો પ્રસૂતિગૃહના પટાવાળાએ કહ્યું : "બૂન ઝટ, નવા કેસની કસુવાવડ થઈ ગઈ. સા'બ તમને અબીહાલ હેંડો બોલાવે."

થોડી વારમાં જ હીંચકા પરના સળિયા પર તાળાબંધ કમાડ દેવાઈ ગયાં. માતાના ગોખમાં એકલો દીવો ઝળહળતો હતો.

## 20

# ચોન્ટી

- ઈવા ડેવ

મને મારી બા પાહે રે'વું બઉ ગમે. મને એવી–! એ, કો'કે બાયણું ખોલિયું. ઓ બા રે! બાપા કોક માણહ હાથે ઘરમાં આયા. મને તો એવી બીક લાગી કે ઉં તો, બા...બા...બા...બા.... કરતો રહોડામાં દોડિયો. મને એ માણહ મારવા જ આયો'તો. હા, એ મને મારવા જ આયો'તો. ભૈ, મને બઉ બીક લાગતી'તી. ને મને જા'રે જા'રે બીક લાગે છે તા'રે તા'રે રડવાનું ને ભૂ ભૂ કરવાનું જ થયા કરે છ. રહોડામાં જતાંક ને બાની છાતીએ બાઝી બચ બચ ધાવવાનું મને બઉયે મન થૈ ગયું; પણ ચમ કરીને કરું? બા'ર ઓયડામાં બેઠા'તા બાપા, ને પેલો બીક લાગે એવો માણહ; ને બાપ પાહે, પેલું ભડકો કરતું કૈંક અતું. મારાથી તો ભૈ ના રે'વાયું. અંગૂઠો ચહ ચહ કરતાં મેં તો ભૂ ભૂ કરી દીધું. અમણાંની તો બાય જો ઉં આમ ભૂ ભૂ કરું તો મને વઢી નાખે છે. પણ આ વખતે તો ખાંડ ખાવામાં એવીઆ એવી અતી કે મને વઢવાનું ભૂલી ગઈ. બાપા આયા છ જાણી એ ડબ્બો ઝટ ઝટ બંધ કરી આટિયામાં મૂકવા દોડી. હારું થયું કે બાપા પેલા ઓયડામાં અતા. નઈ તો માર્યા વિના ના રે'ત. બાપા મને મારવા લે છ તા'રે ભૈશાભ, એવું ભૂ ભૂ થઈ જાય છ, એવું ભૂ ભૂ થઈ જાય છ, કે ના પૂછોને વાત. એ તો એમ જ ક'યા કરે છ : "આવડો મોટો ઊંટ થયો તોય છાંટો અક્કલ નથી આઈ." જા'રે એ કે' કે મા એવો દીકરો તે, મને બઉ બઉ ગમે. તા'રે તો કઉં છ કે મને મારી બા જોડે એવી ગમ્મત પડે, એવી ગમ્મત પડે, કે એનાથી વધારે ગમ્મત ફગત એની છાતીએ બાઝી ચહ ચહ ચૂહવામાં જ પડે. બીજા કોઈ હાથે એવી ગમ્મત ના પડે તે ના જ પડે. ઉં ને મારી વા'લી બા. બાપા ઘરમાં ના હોય તા'રે રહોડામાં ગોળ-ખાંડના ડબ્બા ઉઘાડી જે મજા કરીએ, એવી મજા તો બઉ ઓછી વાર અમને પડે. રાતે એ મજા અવળી નીહરી જાય. બાપાને ખબર પડી જ જાય. બાને પૂછાપૂછ કરે ને બચારી બા પકડાઈ જાય. ગોળ-ખાંડ ડબ્બામાં હોય નઈ. પછી એ જોડે ને જોડે અમને તો હપાટે, ઓ હપાટે તે

અમારી મજા અવળી નીહરી જાય ને મારું ભૂ ભૂ તો છૂટે તો છૂટે, પણ કો'ક કો'ક વાર મારું પૂછડું હોતેય છૂટી જાય; ઉં ચોકડીએ પો'ચું તે પે'લાં જ. મારી બા અમથી અમથી બૂમો મારી બઉ રડે. પણ બીજું થાયે હું? - ઓ, ઓ, બાપાનાં પગલાંનો અવાજ! બાપા, બાપા, બા-પા, બા-પા, અંદર આયા. મા ઝટ ઝટ ડઈ થઈ લોટ બાંધવા મંડી. ઉં ડાયોડમરો થઈ એની પાહે બેહી ગયો. આઈને એવા એ કે' અમે બેઉ ડાયાં લાગીએ છીએ. જો અમે એવાં હારાં થઈને રઈએ તો થોડા દા'ડા કોક્ને તાં અમને લગનમાં લઈ જહે. આ...આ... હારાં થઈને રે'શું, કે'તી બા બોલી ઉઠી. લગન, લગન...! લગન...! એટલે હારું હારું, મીઠું મીઠું ખાવાનું. ઓ - ઓહ! બઉ બઉ ગમ્મત, મજા પડવાની!

ભફ ભફ કરતી ગાડીમાં બેહી અમે લગનને ગામ આયાં. મૂઆં એટલાં બધાં લોકોને જોઈ મને એવી બીક લાગતી'તી કે જેમતેમ મેં ભૂ ભૂ દબાઈ રાખ્યું. અમે કો'કને ઘેર આયાં. મોટું ને હારું ઘર અતું. બે-ચાર મોટા મોટા ઓયડા, નાવાનો મોટો ઓયડો, ને એમાં રૂપાળી ચોકડી. બાએ નાના એક ઓયડાના ખૂણામાં પેટી મૂકી, ગોદડી પાથરી ઘર બનાયું. ઉં બાની જોડે લપાઈને બેહી ગયો. અંઈ મને બઉ જ ગમ્મત પડવા લાગી. નગારાંવાળા તડૂમ તૂમ પડૂમ તૂમ કરે, વાજાંવાળા ભોં ભોં કરે, ને મારાં વા'લાં છોકરાંઓ નાચે, ઓ નાચે! અઈનાં છોકરાંય બઉ હારાં અતાં. મને કૈં બઉ ખીજવેય નઈ. એક પેલા બાપા જ આખો દા'ડો અમને વઢવઢ કર્યા કરે : '' 'લી વઉ તું પાંહરી રે'જે. બઉ ખઉ તને ઘેર જઈ લૈ આપીહ. રહોડાથી દૂર રે'જે, ભૈશાભ આ છોકરાને તારી પાહે ને પાહે રાખી મૂકજે. જરાય વીલો ના મૂકીહ. મારી બા છે ને તે બઉ ઉશિયાર. જા'રે કોઈ આમતેમ પાહે ના હોય તા'રે રહોડામાં પેહી જાય ને ગોળનો ગાંગડો છ, ચપટી ખાંડ છ, કંઈ અલકમલકનું મીઠું ખાવાનું લૈ આવે. એ ખાતી જાય ને મને ખવડાવતી જાય. અમને બેઉને એવી ગમ્મત પડે! એવી મજા પડે! એવું બધું જાત-ભાતનું ખાવાનું અતું! ખઈ ખઈને મારું તો પેટ જ જાણે ફાટ ફાટ થતું'તું. એક વાર આમ કોઈ જોતું નો'તું તા'રે બા રહોડામાં પેઠી. મેં એક ડોહીને આવતી જોઈ. બઉએ ઉં ઉં કર્યું, પણ બાએ હાંભળ્યું નઈ. ઉં તો ઓયડાના ખૂણે ભરાઈ ગયો. ડોહી તો એવી બરાડવા લાગી : '' 'લી વઉ! ઓ'લી વઉ! હેનાં ખાંખાંખોળાં કર છ?'' ''કૈં નઈ કાકી, કૈં નઈ કાકી. જોતી'તો કે કંઈ વાહણ ઘહવાનાં બાકી ર'યાં છે માંય?'' બબડતી બબડતી ડોહી બા'ર જતી રઈ. મને થયું કે અવે બાપા આવહે ને અમને બેઉને જોડે જોડે ઢીબહે. જોડાની મને બઉ બીક લાગી, ને ભૂ ભૂ થાય એવું થવા માંડ્યું. એ તો બા ઝટ ઝટ અંદર આઈને મને છાતીએ વળગાડી દીધો એટલે ભૂ ભૂ બંધ થઈ ગયું. બા આઈને બબડવા મંડી : ''કેવાં માણહાં છ મૂઆં! આ ડોહલી મૂઈ પાછળ પાછળ ફરે છ. એનો જાણે કે દલ્લો ના લૂટી લેવાનાં હઈએ!'' થોડી વારમાં ફરી એ તો પરહાળમાં ગઈ.

આમ- તેમ જોઈ આઈ. પછી એ અંદર આઈને ઉઘાડી પેટીઓ ખોલીને ખાંખાંખોળાં કરવા મંડી. એક પેટીમાંથી એને બઉ હારી ચળક ચળક થતી પીળી વીંટી જડી. એ તો એને જોઈ જ રઈ. એને બઉ ગમ્મત પડી ગઈ. એને ગુંજામાં મૂકવા જતી'તી તાં લાગલી પેલી ડોહી દોડતી દોડતી મંઈ આઈ, ને બાપ, જે રાડો પાડવા મંડી, જે રાડો પાડવા મંડી કે જાણે એને વાઘે ઝાલી. મને તો એ હાંભળીને ભૂ ભૂ થવાનું થઈ ગયું. કે' : " 'લી વઉ! હું કરછ તાં? ઊભી રે'તું! હું લીધું છ? બતાય, બતાય, 'લી વઉ." બા ઊભી થતી કે' : "કૈં નથી લીધું. એ તો અમસ્તી જ બેઠી'તી અંઈ." વીંટી મૂઠીમાં હંતાડી બેઉ આથ પછવાડે બાંધી દીધા. ઉં તો બઉ બી ગયો. ભૂ ભૂ દબાવતો દોડતોકને બાની પાછળ હંતઈ ગયો. બા રડતી રડતી (અમથું, હં કે!) ક'યા કરે : "કૈં જ નથી લીધું, હાચું કઉં છ." ડોહી બરાડતી બરાડતી કે' : "ના હું? આ બધી પેટીઓ ચમ વેરમ્‌છેરમ્‌ છે? અવે બઉ માણહાં ભેગાં થઈ ગયાં. પેલાં હારાં હારાં છોકરાંય તઈ આયાં. મને બઉ મજા પડી. મને થયું કે એ બધાં અવે મારી હાથે રમહે. તાં બાએ મારું મોં પો'ળું કરી ગોળનો ગાંગડો મૂકે એમ પેલી વીંટી એમાં મૂકી દીધી. ઉં બધું હમજી ગયો. બાએ વીંટી હંતાડવા મને આપી છ. એમ તો બા ઘણીય વાર આવી નાનીમોટી ચીજો બાપા આવી ચડે તા'રે મારા મોઢામાં મૂકી દે છે. જા'રેય બાપા બાની પાહે હંતાડેલા પૈહા ખોળવા આવે તા'રે બા એ મારા મોંમાં જ મૂકી દે. ઉં એ કોઈ દા'ડો ગળી જતો નથી. મેં વીંટીને એવી જીભ નીચે દબાઈ દીધી! અવે પેલી ડોહી બાના હાથ ખેંચવા મંડી. બા કે' કે એમ આથ નઈ ખેંચવાના. તા'રે ડોહલી કે' કે આથ હું, જીભ હોત ખેંચી કાઢીહ. બતાય, રાંડ, બતાય, તારા આથમાં હું છ? હારું થયું કે બાપા કૈં બા'ર ફરવા ગયા'તા. નઈ તો અમને બેઉને જોડે જોડે એવાં પીટત, એવાં પીટત, કે મને ભૂ ભૂ થઈ જ જાત. અવે બધાં છોકરાં આથ ઊંચા કરી કરી હો હો કરવા મંડ્યાં. મને તો બઉ ગમ્મત પડી. મારેય હો હો હો હો કરવી'તી. મને એવાં એ ખીજવેય નઈ. આમ મારી હાથે રમવા આયાં ને ઉં ના રમું તે ચાલે! એમને જોઈને ઉંય આથ પો'ળા કરી કૂદવા માંડ્યો. જાં હો હો કરવા જાઉં તાં "હો...ઉ...પ..." થઈ ગયું ને પેલી વીંટી ભપ દઈને બા'ર નીકળી, ને પડી પેલી ડોહલીના હાથ પર! ઝપ્પ દઈને વીંટી લઈ એ બરાડી : "રાંડ જુઠ્ઠી ને ચોન્ટી! ઓ ચોન્ટી!" બાને એવી આ હું વઢે! બાપ, હું વઢે! આમ મને રડવું આવત ને ભૂ ભૂય બઉ થઈ જાત, પણ પેલાં છોકરાં એવાં હારાં અતાં કે એમની હાથે ઉંય રમવા ને નાચવા મંડ્યો. "એ અલા ચોન્ટી, એ અલા ચોન્ટી" કે'તાં એવાં એ નાચતાં'તાં. મને એ હાંભળી એવી ગમ્મત પડી, એવી ગમ્મત પડી, કે ઉંય, "એ અલા ચોન્ટી, એ અલા ચોન્ટી, ચોન્ટી!" કે'તો હો હો કરવા મંડ્યો. એમ પે'લી જ વાર ઉં એમ છોકરાં જોડે રમ્યો. હાચું કઉં છ, મને બઉ બઉ ગમ્મત પડી. છોકરાં કેવાં હારાં અતાં!

# લેખક-પરિચય

### મલયાનિલ

કંચનલાલ વાસુદેવ મહેતા (1892-1919). જન્મસ્થાન અમદાવાદ. થોડાંક પ્રતિકાવ્યો, હાસ્યલેખો અને વાર્તાઓના સર્જક. એક વાર્તાસંગ્રહ 'ગોવાલણી અને બીજી વાતો' પ્રગટ થયો છે. 'ગોવાલણી' કીર્તિદા કૃતિ.

### ધૂમકેતુ

ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી (1892-1965). જન્મ, ઉછેર અને કેળવણી સૌરાષ્ટ્રમાં. પછી અમદાવાદમાં શિક્ષણ અને લેખનને વ્યવસાય તરીકે સ્વીકાર્યાં હતાં. નવલકથા, આત્મકથા, નિબંધ વગેરે સાહિત્યસ્વરૂપો એમણે ખેડ્યાં, પણ ટૂંકી વાર્તા માટે તો જાણે એમને પક્ષપાત હતો. એમના વાર્તાસંગ્રહોમાં વિશેષ ઉલ્લેખનીય છે 'તણખા' ભાગ 1 થી 4. 'ચૌલાદેવી' વગેરે નવલકથાઓએ પણ એમને યશ અપાવ્યો છે.

### દ્વિરેફ

રામનારાયણ વિશ્વનાથ પાઠક (1887-1955). જન્મસ્થાન ગાણોલ. મુંબઈમાં સ્નાતક થયા પછી ઉત્તર ગુજરાતના સાદરામાં વકીલાત કરી. પછી ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયા. 'પ્રસ્થાન' નામના માસિક-પત્રના તંત્રી તરીકે કામગીરી સંભાળેલી. 'શેષ' ઉપનામથી કાવ્યો, 'દ્વિરેફ' ઉપનામથી વાર્તાઓ અને 'સ્વૈરવિહારી' ઉપનામથી હળવા લેખો લખ્યા. 'દ્વિરેફની વાતો' ભા. 1, 2, 3 એમના જાણીતા વાર્તાસંગ્રહો. 'કાવ્યની શક્તિ', 'સાહિત્યવિમર્શ', 'સાહિત્યાલોક', 'આલોચના' વગેરે વિવેચનગ્રંથો. 'બૃહત પિંગળ' માટે એમને 1955ના શ્રેષ્ઠ ગુજરાતી પુસ્તકનો અકાદમી ઍવૉર્ડ અપાયેલો. 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો' એમનાં યશસ્વી વ્યાખ્યાનોનો સંગ્રહ.

### ઝવેરચંદ મેઘાણી

(1897-1947). જન્મસ્થાન ચોટીલા. વ્યવસાય શરૂ કર્યો કલકત્તામાં. ત્યાંથી પાછા આવીને 'સૌરાષ્ટ્ર'ના પત્રકાર તરીકે નામના મેળવી. લોકસાહિત્યનું સંશોધન અને સંપાદન એમનું મહત્ત્વનું પ્રદાન છે. 'સોરઠ તારાં વહેતાં પાણી', 'તુલસીક્યારો', 'વેવિશાળ' એમની વિશેષ જાણીતી નવલકથાઓ. 'યુગવંદના' લોકપ્રિય કાવ્યસંગ્રહ. 'વિલોપન' અને 'મેઘાણીની નવલિકાઓ' ભા. 1, 2 એમના મુખ્ય વાર્તાસંગ્રહો.

### સુન્દરમ્

ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર (1908-1991). ભરૂચ જિલ્લાના આમોદના વતની. અમદાવાદમાં આવી ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક થયા. દીર્ઘકાળ વિતાવ્યો શ્રી અરવિંદ આશ્રમ, પૉંડિચેરીમાં. 'કાવ્યમંગલા', 'વસુધા' અને 'યાત્રા' એમના વિખ્યાત કાવ્યસંગ્રહો. 'અર્વાચીન કવિતા' અર્વાચીન ગુજરાતી કવિતાનો વિવેચનાત્મક ઇતિહાસગ્રંથ. 'અવલોકના' સાહિત્યલેખો-અવલોકનોનો સંગ્રહ. 'હીરાકણી', 'ઉન્નયન' અને 'પિયાસી' વાર્તાસંગ્રહો.

### ઉમાશંકર જોશી

(1911-1988). વતન ઉત્તર ગુજરાતનું બામણા ગામ. શિક્ષણ લીધું અમદાવાદ અને મુંબઈમાં. ગુજરાત યુનિવર્સિટીમાં ગુજરાતીના પ્રોફેસર અને પછી કુલપતિ તરીકેની એમની કામગીરી ગુજરાતના સાંસ્કૃતિક જીવનમાં મહત્ત્વ ધરાવે છે. એમણે કવિતા, એકાંકી, વાર્તા, નિબંધ, અનુવાદ વિવેચન, સંશોધન, નવલકથા - એ બધાં ક્ષેત્રે વધતુંઓછું પ્રદાન કરેલું છે. 'શ્રાવણી મેળો' અને 'વિસામો' એમના વાર્તાસંગ્રહો. 'ગંગોત્રી', 'નિશીથ', 'આતિથ્ય', 'પ્રાચીના', 'વસંતવર્ષા,' 'અભિજ્ઞા', 'મહાપ્રસ્થાન' એમના જાણીતા કવિતાગ્રંથો. એમને 'નિશીથ' માટે ભારતીય જ્ઞાનપીઠનો પુરસ્કાર (શ્રી પુટપ્પા સાથે) મળેલો 'શ્રી અને સૌરભ' સંસ્કૃત-સાહિત્યને લગતો અધ્યયનગ્રંથ. 'સંસ્કૃતિ' માસિકપત્રના તંત્રી તરીકેની પ્રશસ્ય કામગીરી. રાજ્યસભાના સભ્ય રહેલા.

### સ્નેહરશ્મિ

ઝીણાભાઈ રતનજી દેસાઈ (જન્મ 1903). જન્મસ્થાન ચીખલી. પ્રાથમિક શિક્ષણ વતનમાં, પછી રાષ્ટ્રપ્રેમથી પ્રેરાઈને ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતક થયા. વ્યવસાયે અધ્યાપક. વિખ્યાત કેળવણીકાર. સત્યાગ્રહનાં વર્ષો દરમિયાન પત્રકારત્વનો પણ અનુભવ લીધેલો. 'અર્ઘ્ય', 'પનઘટ', 'સોનેરી ચાંદ રૂપેરી સૂરજ' કાવ્યસંગ્રહો. 'તૂટેલા તાર', 'ગાતા આસોપાલવ', 'સ્વર્ગ અને પૃથ્વી', 'હીરાનાં લટકણિયાં'

વાર્તાસંગ્રહો. નવલકથા 'અંતરપટ'. આત્મકથાનો પહેલો ભાગ પ્રગટ થયો છે 'મારી દુનિયા'.

### ગુલાબદાસ બ્રોકર

(જન્મ 1909). પોરબંદરના વતની. ત્યાં માધ્યમિક શિક્ષણ લઈ મુંબઈ ગયા. થોડો સમય રાષ્ટ્રપ્રેમમાં ખેંચાયા. પછી શૅરદલાલનો વ્યવસાય કર્યો. છેલ્લાં કેટલાંક વર્ષથી નિવૃત્ત થઈને સાહિત્યસેવા કરે છે. 'ઊભી વાટે', 'સૂર્યા', 'વસુંધરા અને બીજી વાતો', 'માનવીનાં મન' વગેરે વાર્તાસંગ્રહો. 'નવા ગગન નીચે' યુરોપયાત્રાનો પ્રવાસગ્રંથ. 'જ્વલંત અગ્નિ' એકાંકીસંગ્રહ.

### જયન્તિ દલાલ

(1909-1970). જન્મસ્થાન અમદાવાદ. રંગભૂમિ, રાજકારણ, પત્રકારત્વ, સાહિત્ય એમનાં મુખ્ય કાર્યક્ષેત્રો. 'પ્રવેશ પહેલો,' 'જવનિકા' વગેરે એકાંકીસંગ્રહો. 'આ ઘેર, પેલે ઘેર', 'અડખે પડખે', 'યુધિષ્ઠિર', 'ઈષત્' વગેરે વાર્તાસંગ્રહો. 'શહેરની શેરી' વિલક્ષણ પ્રસંગચિત્રોનો સંગ્રહ. 'કાયા લાકડાની ને માયા લૂગડાની' નાટ્યવિષયક લેખોનો સંગ્રહ. 'ગતિ' સાપ્તાહિક અને 'રેખા' માસિકપત્રનું સંપાદન સંભાળ્યું હતું. વિશ્વસાહિત્યની કેટલીક પ્રશિષ્ટ કૃતિઓના અનુવાદો કર્યા, જેમાં 'યુદ્ધ અને શાંતિ', 'ભૂંડી ભૂખ', 'મેઘપંથ' વગેરે ઉલ્લેખનીય ગણાય.

### જયંત ખત્રી

(1909-1968). જન્મ કચ્છમાં. શિક્ષણ મુંબઈમાં મેળવી ડૉક્ટર થયા. ચિત્રકળા શૉખનો વિષય. 'ફોરાં', 'વહેતાં ઝરણાં' અને 'ખરા બપોર' એમના વાર્તાસંગ્રહો.

### પન્નાલાલ પટેલ

(1912-1989). વતન ડુંગરપુર જિલ્લાનું માંડલી ગામ. હવે એ રાજસ્થાનમાં ગયું છે. પન્નાલાલે નાટકોય લખ્યાં છે અને 'અલપ-ઝલપ' નામે જીવનરેખાય પ્રગટ કરી છે, પણ એમનાં મુખ્ય બે ક્ષેત્રો તે ટૂંકી વાર્તા અને નવલકથા. 'વાત્રકને કાંઠે', 'સુખદુ:ખનાં સાથી' વગેરે વાર્તાસંગ્રહોએ અને 'મળેલા જીવ', 'વળામણાં', 'માનવીની ભવાઈ' વગેરે નવલકથાઓએ એમને કથાલેખકોની આગલી હરોળમાં મૂકી આપ્યા.

### ઈશ્વર પેટલીકર

(1916-1983). જન્મસ્થાન ખેડા જિલ્લાનું પેટલી ગામ. માધ્યમિક શિક્ષણ લઈ શિક્ષક થયા. પછીથી સમાજસુધારક અને પત્રકાર તરીકે નામના મેળવી.

'ગ્રામચિત્રો'માં ગામડાના માનસની એમણે અપૂર્વ સમજ દાખવી. 'જનમટીપ' નવલકથાએ કીર્તિમાં ઉમેરો કર્યો. 'લોહીની સગાઈ', 'પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ', 'પેટલીકરનો વાર્તાવૈભવ' વગેરે એમના જાણીતા વાર્તાસંગ્રહો છે.

## ચૂનીલાલ મડિયા

(1922-1969). વતન સૌરાષ્ટ્રનું ધોરાજી ગામ. અમદાવાદમાં વાણિજ્ય-વિદ્યાનો અભ્યાસ કરવાની સાથે જ પત્રકારત્વમાં જોડાયા. પ્રથમ વાર્તાસંગ્રહ 'ઘૂઘવતાં પૂર'ને અસાધારણ આવકાર મળ્યો. 'વ્યાજનો વારસ', 'લીલુડી ધરતી', 'વેળાવેળાની છાંયડી' વગેરે એમની જાણીતી નવલકથાઓ. 'ઘૂઘવતાં પૂર', 'અંતઃસ્રોતા', 'ચંપો અને કેળ', 'ક્ષણાર્ધ' એ એમના વાર્તાસંગ્રહો. 'રંગદા' એમનો વિશેષ જાણીતો એકાંકીસંગ્રહ. 'શૂન્ય શેષ', 'રામલો રૉબિનહૂડ' વગેરે સફળ રીતે ભજવાયેલાં ત્રિઅંકી. 'શાહમૃગ-સુવર્ણમૃગ', 'કશલોક', 'વાર્તાવિમર્શ' વગેરે સાહિત્યિક લેખોના સંગ્રહો. 'રુચિ' નામના સાહિત્યિક માસિકપત્રનું સંપાદન પણ કરેલું.

## સુરેશ જોષી

(1921-1986) દક્ષિણ ગુજરાતના ગામડામાંથી મુંબઈ જઈ અભ્યાસ કર્યો. વ્યવસાયે અધ્યાપક. 'ગૃહપ્રવેશ', 'બીજી થોડીક', 'અપિ ચ', 'ન તત્ર સૂર્યો ભાતિ' વાર્તાસંગ્રહો. 'છિન્નપત્ર' લઘુનવલ, 'કિંચિત્', 'કથોપકથન', 'કાવ્યચર્ચા' વગેરે વિવેચનગ્રંથો. 'જનાન્તિકે' અને 'ઇદમ્ સર્વમ્' સર્જનાત્મક નિબંધોના સંગ્રહો. 'પ્રત્યગ્ચા' કાવ્યસંગ્રહ. 'મનીષા' અને 'ક્ષિતિજ' એ બે સાહિત્યિક માસિકપત્રોનું સંપાદન, અન્યના સહયોગમાં સંભાળ્યું હતું.

## ચન્દ્રકાન્ત બક્ષી

(જન્મ 1932). પાલનપુર (ઉત્તર ગુજરાત) એમનું વતન, પણ વર્ષો સુધી કલકત્તામાં રહ્યા. ત્યાં વેપાર કર્યો. મુંબઈની એક કૉલેજમાં ઇતિહાસના પ્રોફેસર હતા. નવલકથા અને વાર્તા એમનાં મુખ્ય લેખનક્ષેત્ર. 'એક સાંજની મુલાકાત', 'મીરા', 'મશાલ' વગેરે વાર્તાસંગ્રહો. નવલકથાઓમાં 'આકાર,' 'પૅરેલિસિસ' નોંધપાત્ર છે.

## સરોજ પાઠક

(1929-1989). જન્મસ્થાન જખઉ (કચ્છ). વ્યવસાયે અધ્યાપિકા. રંગભૂમિ શોખનો વિષય. વાર્તાસંગ્રહો 'વિરાટ ટપકું', 'તથાસ્તુ', 'પ્રેમઘટા ઝૂક આઈ' વગેરે. 'નાઇટમૅર' નોંધપાત્ર નવલકથા.

## રઘુવીર ચૌધરી

(જન્મ 1938). જન્મસ્થાન ઉત્તર ગુજરાતનું બાપુપુરા ગામ. ઉચ્ચ શિક્ષણ અમદાવાદમાં લીધું. વ્યવસાયે અધ્યાપક. 'આકસ્મિક સ્પર્શ', 'ગેરસમજ', 'બહાર કોઈ છે' વાર્તાસંગ્રહો. 'અમૃતા' નવલકથાએ કીર્તિ વધારી. 'તમસા' કાવ્યસંગ્રહ.

## મધુ રાય

(જન્મ 1942). વતન સૌરાષ્ટ્રનું જામખંભાળિયા. હાલમાં અમદાવાદની એક વેપારી પેઢીમાં કામગીરી સંભાળે છે. પહેલાં કલકત્તામાં હતા. વાર્તાસંગ્રહો 'બાંશી નામની એક છોકરી', 'રૂપકથા' અને 'કાલસર્પ'. નવલકથાઓ 'ચહેરા', 'કામિની', 'સભા' વગેરે. એકાંકીસંગ્રહો 'અશ્વત્થામા', 'કુમારની આગાશી' અને 'કોઈ પણ એક ફૂલનું નામ બોલો તો...' એમનાં નાટકો સફળતાપૂર્વક અનેક વાર ભજવાયાં.

## રાધેશ્યામ શર્મા

(જન્મ 1936). જન્મસ્થાન ઉત્તર ગુજરાતનું વાવોલ. વ્યવસાયે પત્રકાર. 'બિચારાં' વાર્તાસંગ્રહ. લઘુનવલ 'ફેરો' એક કલાપ્રયોગ તરીકે ઠીક ઠીક ચર્ચાઈ છે. 'આંસુ અને ચાંદરણું' અછાંદસ રચનાઓનો સંગ્રહ. ફિલ્મોનાં અવલોકનો પણ લખે છે.

## ઈવા ડેવ

પ્રફુલ્લ દવે (જન્મ 1931). વતન નડિયાદ. શિક્ષણ વડોદરામાં લીધું. 1957થી 1963 દરમિયાન વૉશિંગ્ટન યુનિ., સેન્ટ લુઈસ, મિઝુરીમાં જોડાઈને શૈક્ષણિક માનસશાસ્ત્રમાં ડૉક્ટરેટ મેળવી. મૈસૂરમાં અધ્યાપક તરીકે રહ્યા પછી કેટલોક સમય એન.સી.ઈ.આર.ટી., નવી દિલ્હી ખાતે સેવા આપી હતી. બે વાર્તાસંગ્રહો પ્રસિદ્ધ થયા છે : 'આગંતુક' અને 'તરંગિણીનાં સ્વપ્ન'. લઘુનવલો પણ લખી છે.

Laser typeset by Printograph, Ahmedabad and
printed at Jupiter Offset Works, New Delhi